

સંસ્કારમૂર્તિ દંપતિ
આપ બન્ને આગળ આવેલા ધર્મ પ્રેમી
**શ્રી. ભાનુભાઈ મૂળશંકર દેશાઈ**
તથા
**અ. સૌ. દયાકુંવરબેન ભાનુભાઈ દેશાઈ**
આપ બન્નેની ભાવના, ધર્મદષ્ટિ
અને સસ્કાર પ્રતિભા પ્રત્યે આકર્ષાઇ
આ ગ્રંથ આપના કરકમળમાં
સાદર સમર્પિત

# બે પળ માટે.....

૨૭ વર્ષની વયે હું પાત્રીસ ફૂટની ઉંચાઈથી પડી ગયો હતો. હાથપગ ભાંગી ગયા હતા. ત્રણ માસ શય્યાવશ રહેવું પડ્યું. સારૂં થઇ ગયું.

આ વખતે મને વિધવિધ જૈનકથાઓ, રાસો, કથાનુયોગના ગ્રંથો વગેરે વાંચવાનો સારો એવો લાભ મળ્યો અને ચોટીલામા હું આરામ લેતો હતો. બે ઘોડી રાખીને ચાલતો હતો, તેમાંથી એક ઘોડી થઇ છેવટે લાકડી રાખી. આ વિશ્રામના સમયે નવરસપ્રધાન શ્રી. નયસુંદર મુનિવરનો એક સુર સુંદરી નામનો રાસ મારા હાથમા આવ્યો; રાસ તો ગીત, ચોપાઇ ને દુહામાં જ હતો પણ કથા ઉત્તમ હતી. અને મેં કથા લખવી શરૂ કરી. મારા સાહિત્ય જીવનની પહેલી જૈન નવલકથા બે મહિનામા મે પૂરી કરી. તેનું નામ રાખ્યું પ્રેમ મંદિર અને તે જૈન સસ્તી વાચનમાળાએ સ્વીકારી, પરંતુ હું મેટર મોકલુ તે પહેલાં જ જૈન સસ્તી વાચનમાળાના માલિક મારા સ્નેહી શ્રી. અચરતલાલભાઈ દેવગત થયા. કથા એમને એમ પડી રહી. ત્યારપછી એક મિત્રની સહાયથી મેં આ કથા વિશ્વાસના નામે પગટ કરી. એને પણ ઘણા વરસો થઇ ગયાં. કથા તો રસભરી છે. એટલે જયહિન્દના ભેટ પુસ્તક રૂપે તેના મૂળ સુર સુંદરીના નામે આજ પ્રગટ થાય છે.

વાચકમિત્રોને ખાસ કરીને બહેનોને તો આ કથા ખૂબ જ પ્રિય થઇ પડશે.

મારી અન્ય કથાઓ માફક આ કથા પણ સહુને ગમશે તેવી શ્રધ્ધા સાથે

વૈશાખ શુદ ૬, ૨૦૨૯

—વૈદ્ય મોહનલાલ ચુનીલાલ ધામીના
જયહિન્દ.

કિશોરસિંહજી રોડ,
ધામી નિવાસ, રાજકોટ.

# અનુક્રમ

## પ્રકરણ ૧ લું........ .....................માત્ર સાત કોડી!

વસંતના આસન પર ગ્રીષ્મ હજી હમણાં જ બેઠી છે; વસંતનાં ગીતો વાતાવરણમાંથી હજી શમ્યાં નથી, પણ વસંતને ભૂંસી નાખવા ગ્રીષ્મ જાણે પોતાનાં બધાં શસ્ત્રો લઈને આવી છે. ઉકળાટનો પાર નથી

સુંદર ઉપવન વચ્ચે આવેલા રાજવિદ્યાલયના દક્ષિણ તરફના ઉપવનમાં એક આમ્રવૃક્ષ નીચે આરસના વિરામાસન પર એક સુંદર તરુણી નિદ્રાવશ બની ગઈ છે.

ઉગતા યૌવનની માધુરી અને રૂપનો અંબાર એક બનીને જાણે ઉષાના પુંજ સમો શોભી રહેલ છે.

યૌવન અને રૂપ બંને સાથે હોય ત્યારે વિશ્વને પાગલ બનાવવાનું કાર્ય સ્વાભાવિક બને છે. આ તરુણીની રૂપછટા એ રીતે જ ચારે દિશાએ પ્રસરી રહી હતી.

એનું ઉત્તરીય વાયુની મંદમંદ-લહરીઓ સાથે નૃત્ય કરી રહ્યું છે; એનો ચળકતો કમરપટ નવયૌવનની કવિતા માફક શોભી રહ્યો છે,

એની કંચુકી કમળના પ્રાત પુષ્પ માફક કંઈક સંકોચ અને કંઈક વિકાસ વચ્ચે મૂઝવણ અનુભવતી હોય તેમ લાગે છે, અને એના અલંકારો આમ્રપત્ર ભેદીને ડોકીયુ કરતા સૂર્ય સામે જાણે રોષ દર્શાવી રહ્યા છે; કટીમેખલામા જડેલાં વજ્ર લિલમ તો જાણે સૂર્યની લુચ્ચાઈને હસી રહ્યાં છે.

મધ્યાહ્ન સમયે રાજવિદ્યાલયના ઉપવનમાં નિદ્રાવશ બનીને કઈ તરુણી પડી હશે? રૂપના સત્વથી મઢેલી આ કોમળાંગી કોણ હશે?

વિદ્યાલયમાં વિશ્રાંતિનો સમય હોવાથી અમર, વિમળ અને જીતેન્દ્ર ઉપવનમા ટહેલતા ટહેલતા આ તરફ આવી પહોંચ્યા. સહુની દૃષ્ટિ નિદ્રાધીન યુવતી પર પડી.

વિમળે કહ્યું: "રાજકુમારી સૂઈ ગઈ લાગે છે."

"હા, સારી નિદ્રા આવી લાગે છે" કહી અમરકુમાર રાજકુમારી તરફ સ્થિર નજરે જોઈ રહ્યો

"અભ્યાસમાં રાજકુમારીનો શ્રમ પ્રશંસાપાત્ર છે......" જીતેન્દ્રે કહ્યું.

"આ વખતે સગીત અને ચિત્રકલામાં તો તે પ્રથમ સ્થાન લેશે." વિમળે ભાવિ ભાખ્યુ.

અમરની દૃષ્ટિ રાજકુમારી પ્રત્યે સ્થિર હતી. એકાએક તેણે રાજકુમારીના ઉત્તરીયના છેડે કંઈક બાધેલું જોયું. તેના મનમાં કુતૂહલ પ્રગટ્યુ. મિત્રો તરફ નજર કરીને તે બોલ્યો: "તમે અહિં ઊભા રહો...જરાયે અવાજ ન કરતા......"

"કેમ?"

"હું પછી કહીશ." અમરકુમાર દબાતે પગલે નિદ્રાધીન રાજકુમારી પાસે ગયો. આસ્તેથી ઉત્તરીયને છેડે વાળેલી ગાંઠ છોડી. જોયું તો તેમાં માત્ર સાત કોડીઓ બાંધી હતી. વિસ્મય સહિત તેણે સાતેય કોડીઓ લઇ લીધી.

વિમળ અને જીતેન્દ્રનું આશ્ચર્ય શમે તે પહેલાં જ અમરે નજીક આવી હળવા હાસ્ય સહ કહ્યું: "વિમળ, રાજકુમારીની સાત કોડી! સંપત્તિ કેવી રીતે સાચવે છે? જા તુ કંઇક મિઠાઈ લઇ આવ."

"પણ રાજકુમારીને આથી બહુ માઠું લાગશે; આ કાર્યને તે પોતાની મશ્કરી માનશે"

"યૌવનને પરિહાસ વધુ પ્રિય હોય છે. જા તું, પાગલ ન થા..." કહી અમરે વિમળના હાથમાં સાત કોડીઓ મૂકી.

વિમળ મનમાં કંઇક બબડતો વિદાય થયો.

જીતેન્દ્ર અને અમર એક લતામંડપ તળે બેઠા.

થોડી વારમાં વિમળ મિઠાઈ લઈને આવી ગયો.

રાજકુમારીનો ભાગ અલગ રાખીને ત્રણે જણા મિઠાઈ ખાવા માંડયા.

રાજકુમારી જાગૃત થઇ વસ્ત્રો વ્યવસ્થિત કરી આસન પર પડેલો તાડપત્રનો ગ્રંથ તેણે હાથમાં લીધો.

એક પડીઆમાં મિઠાઈ લઈને અરમકુમાર આવ્યો અને મૃદુ સ્વરે બોલ્યો: "રાજકુમારી!"

અમર સામે જોઈને રાજકુમારી બોલી: "ઓહ, અમરકુમાર! શું કામ હતું?"

"આ તમારો હિસ્સો..."

"મારો હિસ્સો...શેનો...શા માટે?"

"લ્યોને...મિઠાઈ છે..."

"એ તો મને દેખાય છે ..પણ મારે જરૂર નથી." રાજકુમારીના શબ્દો કરતાં નયનમાં વધારે ખુમારી હતી.

અમર વધારે મૃદુ થતા બોલ્યો: "પણ આ તમારી જ છે."

"મારી ન હોય..."

"હું સત્ય કહુ છું..."

"તમે અસત્ય બોલો છો એમ હું ક્યાં કહું છું?"

"તમારા ઉત્તરીયના છેડા તરફ જરા દૃષ્ટિ કરશો તો બધું સમજાઈ જશે." અમરનાં નયનોમાં હળવું હાસ્ય છવાયું.

રાજકુમારીએ ઓઢણીના છેડા તરફ નજર કરી, ગાંઠ છૂટેલી હતી. તેણે જરા સખ્તાઈથી કહ્યું: "કોડીઓ કોણે લીધી?"

"મેં .."

"શા માટે?"

"બસ, જરા મિઠાઈ મગાવવા." કહી અમર હસ્યો.

અમરના હાસ્યથી છેડાઈને રાજકુમારી બોલી: "તમે વિદ્યાલયના મુખ્ય વિદ્યાર્થી છો એટલે આ રીતે ચોરી કરવાનો તમને કોઈ અધિકાર નથી."

"સામાન્ય વાતમાં તમે આટલાં ઉગ્ર ન બનો. વિનોદને ચોરી કરી કહી શકાય જ નહિ. અને મારો એવો આશય હોત, તો હું તમને આ આપવા આવત જ નહિ." અમરે કંઈક મૃદુ ભાવથી કહ્યું.

અમરની આ મૃદુતા જોઈને સામે લતામંડપમાં બેઠેલા બંને મિત્રો હસી રહ્યા.

રાજકુમારીએ એવાને એવા રોષ સહિત કહ્યું : " નિદ્રાધીન સ્ત્રીનો વિનોદ કરવો એ નગરશેઠના પુત્રની ખાનદાનીને ન શોભે. વિનોદ કરવાની શી જરૂર હતી ? "

" કુમારી, સાત કોડી જેવી મામુલી વસ્તુ માટે આટલો બધો રોષ ચંપા નગરીની રાજકન્યાને ન છાજે. મારા વિનોદ પાછળ રહેલી નિર્દોષ ભાવના તમારે સમજવી જોઈએ."

" એ ભાવના તમારે વિચારવી જોઈતી હતી. સાત કોડી એટલે શું એ તમને સમજાયું લાગતું નથી. અમરકુમાર ! સાત કોડીને મામુલી સંપત્તિ ન માનશો. સાત કોડીથી તો મોટું રાજ્ય મેળવી શકાય છે ! " આટલું કહીને રૂપના સાથીઆ દોરતી રાજકુમારી રોષ પૂર્વક ચાલી ગઈ.

અમરકુમારના હાથમાં રહેલો મીઠાઈનો પડીઓ ધરતી પર ઢળી પડ્યો. તેના હૈયા પર જાણે રાજકુમારીએ ચાબૂક માર્યો ! તેના મનમાં થયું, ' સાત કોડીમાં મોટું રાજ્ય ! કેટલો ગર્વ ! '

લતામંડપમાંથી બન્ને મિત્રો આવી પહોંચ્યા. વિમળે કહ્યું : " કાં, મિઠાઈનો સ્વાદ ચાખ્યો ? મેં નહોતું કહ્યું, રાજકુમારીની મશ્કરી કરવામાં મજા નથી "

જીતેન્દ્રે કહ્યું : " તમાચો ન પડ્યો એટલો તું નસીબદાર; મેં તો ધાર્યું હતું, હમણાં જ તારા ગાલ પર જવાબ મળી જશે..."

અમરકુમારનાં નયનો રૂપ ગર્વિતાનો ગર્વ જોઈને લાલ થઈ ગયાં હતાં; તેમાં વળી આ બન્ને મિત્રોએ તેને વધુ પજવ્યો.

વિશ્રામનો સમય પૂર્ણ થવા આવ્યો હતો. સહુ કુલપતિ પાસે જવા વિદાય થયા.

અમરના હૈયામાં વારંવાર કોઈ જ્વાળા માફક સાત કોડીઓ ડંખવા લાગી.

❧

## પ્રકરણ ૨ જું ........................................ પરિચય

ભારતવર્ષમાં જ્યારે મંત્રયુગ પ્રવર્તતો હતો, ત્યારની આ કથા છે.

ભરતક્ષેત્રમાં આવેલા અંગદેશની અતિ મનોહર નગરી એટલે ચંપાનગરી.

અને એ નગરીનો રાજા રિપુમર્દન એટલે ન્યાય, સત્ય અને ચારિત્ર્યનો આદર્શ પ્રતિનિધિ.

ઉદાર, બલવાન, સમૃદ્ધ, સમકિતમૂલ પ્રણાતિપાત વિરમણ આદિ વ્રતોનો આરાધક અને પ્રજાપાલક હોવાથી રાજા રિપુમર્દન એ સમયે ભારતવર્ષના અગ્રણી રાજાઓમાંનો એક ગણાતો.

રાજાના આ બધા ગુણો પ્રજામાં પણ સારી રીતે પ્રસર્યા હતા. પ્રજાજીવન પણું તંદુરસ્ત, સુખી અને સમૃદ્ધ હતું.

પ્રજા કલ્યાણની ઉચ્ચ ભાવનાને મૂર્ત કરવા રાજા રિપુમર્દને પોતાના રાજ્યમાં વિદ્યાભ્યાસની સુવ્યવસ્થા કરી હતી.

રાજા રિપુમર્દનની પટ્ટરાણી શ્રી રતિસુંદરી રૂપગુણ યુક્ત સંસ્કારી આર્ય રમણી હતી. પતિના પગલે ચાલવામાં ગૌરવ સમજનારી સન્નારી હતી.

તેમને બે પુત્રો હતા, એક કન્યા હતી. કન્યાનુ નામ રાજકુમારી સુરસુંદરી હતું સુરસુંદરીના દેહ પ્રત્યે કુદરતનો પક્ષપાત હતો. એનું લાવણ્ય, એની કાંતિ અને એનું રૂપ દેવકન્યાને શરમાવે એવુ હતું. માત્ર રૂપ-લાવણ્યથી એ આકર્ષક હતી, એમ નહોતુ, એના પ્રાણ સાથે માતાપિતાના સંસ્કારનો વારસો પણ જડાએલો હતો.

એ કાળના રાજાઓ જનતા વચ્ચે રહેવુ પસંદ કરતા. રાજા રિપુમર્દનનો રાજમહાલય નગરીના મધ્યમાં હતો.

ચંપાનગરી અતિ વિશાળ હતી અંગદેશની મુખ્ય રાજધાની હોઈ વ્યાપાર, કલા, હુન્નર અને વિજ્ઞાનમા ભારતવર્ષના કોઈપણ મહાનગર કરતા ઉતરતી નહોતી

એ સમયે જૈનધર્મ સમગ્ર રાષ્ટ્રનો વ્યાપક ધર્મ હોવાથી ચંપાનગરીમા પ્રજાનો મોટો ભાગ શ્રી જિનેશ્વરદેવનો ઉપાસક હતો. આ કારણે વારંવાર જૈન મુનિવરોનાં આગમન થતા, અને ત્યાગની એ જીવંત પ્રતિમાઓના સહવાસથી પ્રજાજીવન આત્મમુક્તિના મહામંત્ર વડે નિર્મળ બનેલુ હતુ

ચંપાનગરીની આસપાસ અનેક ઉપવનો રચવામાં આવ્યા હતાં એ બધા ઉપવનો પ્રજા માટે મુક્ત હતા

રાજપ્રાસાદ નગરીની મધ્યમા આવેલો હોવા છતા વિશાળ ઉપવન અને સુંદર સરોવરથી શોભી રહ્યો હતો જાતજાતના પંખીઓ વડે રાજપ્રાસાદ સદાય હસતો રહેતો.

ચંપાનગરીના નગરશેઠ શ્રી ધનાવહ શેઠ સાહસિક વ્યાપારી હતા અને સમૃદ્ધિમા રાજા કરતા યે મહાન હતા. એમનાં પત્ની દેવ

ધનવતી પણ સંસ્કાર મૂર્તિ સમાં હતાં.

સંસ્કારી અને સંપત્તિશાળી માતાપિતાને ત્યાં અમરકુમારનો જન્મ થયો હતો. માતાપિતાનો એકનો એક લાડકવાયો પુત્ર હોવા છતાં અમરકુમાર સર્વગુણસંપન્ન હતો હજી તે રાજવિદ્યાલયમા અભ્યાસ કરતો હતો, હજી યૌવનના પ્રાંગણમાં પગ મૂકતો હતો; હજી તેણે જીવનની કેડી જોઈ નહોતી. છતા પણ તે એક આદર્શ યુવાન હતો. રાજવિદ્યાલયમા તે સર્વથી વડો વિદ્યાર્થી બની શક્યો હતો.

રાજવિદ્યાલયમા રાજા પ્રજાનાં બાળકો સમાન ભાવે જ્ઞાન સંપાદન કરી શકતાં હતા, કશો ભેદ હતો જ નહિ. સુરસુંદરી અને અમરકુમાર એક જ ગુરૂ પાસે ભણતાં હતાં.

અમરકુમારની ઉમ્મર અઢાર વર્ષની હતી, તેના યૌવનમાં સાહસ અને શૌર્યના રંગ દેખાતા હતા; કોટયાધિપતિ પિતાનો પુત્ર હોવા છતાં તેના નયનોમા સંપત્તિનો મદ કે જ્ઞાનનો ગર્વ નહોતો.

સુરસુંદરીના સ્વભાવમા પણ એવું જ હતું. ભારતવર્ષના શ્રેષ્ઠ રાજવીની કન્યા હોવાનું અભિમાન કે ભારતવર્ષની સર્વશ્રેષ્ઠ સુંદરી હોવાનો ગર્વ એના હૈયામા નહોતો એનો સ્વભાવ અતિ ઉદાર અને પ્રેમાળ હતો.

આટલા પરિચય પછી આપણે આર્યાવર્તના મંત્રયુગમાં દાખલ થઈએ.



## પ્રકરણ ૩ જું.... ...... .... .. ..... ....  . ......પ્રતિજ્ઞા

વર્ષાનાં વાદળ દળ ટોળે વળીને ધરતીને રમાડવા લાગ્યા. પરદેશથી આવતા પ્રિતમને ભેટવા પ્રિયતમા જેટલી આતુર હોય તેટલી–આતુર મેઘને ભેટવા ધરતી થઈ હતી. મેઘ દર્શન દઈ ગયો હતો મુક્ત મનથી ધરતીને ભીજવી ગયો નહોતો ધરતીના હૈયામા આશાનાં બીજ ઝીલાયાં હતા, હજી ઉભરાયાં નહોતા વર્ષા ઋતુ હજી શણગાર સજી રહી હતી.

અમરકુમારે રાજકુમારીનો સુરસુ દરીનો કરેલો વિનોદ શરૂઆતના પાચ સાત દિવસ સુધી બ નેને ડ ખ્યા કર્યો હતો. કારણકે અમરને એના મિત્રો આ પ્રસ ગ વારંવાર યાદ કરીને પજવતા અને સુરસુ દરીને તેની સખીઓ આ પ્રસંગ સાભળ્યા પછી વારંવાર કહેતીઃ આ વિનોદ પાછળ તારા પ્રત્યે અમરના હૈયાનો સ્નેહભાવ છે.

પર તુ પાચસાત દિવસ પછી આ સામાન્ય પ્રસ ગ આપોઆપ વિલય પામ્યો.

પાછલી રાતના ધોધમાર વર્ષાદ પછી આજ સવારે આકાશ સ્વચ્છ બન્યું હતુ. રાજમહાલયથી થોડે દૂર આવેલા એક ઉપાશ્રયમાં

આહદથ સાધ્વી–આર્યા–ઓએ ચાતુર્માસ કર્યું હતું. રાજકુમારી અને રાજપરિવારમાંનો આ સમુદાય નિયમિત આર્યાઓના દર્શને આવતો હતો.

આકાશ સ્વચ્છ હોવાથી સુરસુંદરી પોતાની બે સખીઓ અને ચાર દાસીઓ સહિત ઉપાશ્રયમાં દાખલ થઈ.

મુખ્ય આર્યાને વિધિપૂર્વક વંદન કર્યા પછી સુરસુંદરીએ વિનિત ભાવે કહ્યું : "આપે ગઈ કાલે પવિત્રતમ નવકાર મંત્રનો મહિમા સમજાવવાનું કહ્યું હતુ, તો કૃપા કરીને કહો."

બ્રહ્મચર્ય, ત્યાગ અને સાધનાના બળથી તેજોમય બનેલાં નયનો સુરસુંદરી પર સ્થિર કરતા આર્યાએ કહ્યું : "રાજબાળા, આ સંસારરૂપી ભવસાગરને તરવા માટે પ્રત્યેક આત્માને એક અવલંબનની –નૌકાની આવશ્યકતા હોય છે. એ મહાન નૌકાનું નામ ત્યાગ છે. વિશ્વમાં ત્યાગથી ઉચ્ચ ભાવના એક પણ નથી. એ ભાવના હૈયામાં સ્થિર થાય તો જ ભવસાગર તરવાની નૌકા પામી શકાય. ત્યાગની પરમભાવના પ્રાપ્ત કરતા પહેલાં ત્યાગનું મૂલ્ય સમજી લેવું જોઈએ; એ મૂલ્ય સમજવા માટે સંસ્કાર અને સંયમથી જીવનને ઘડવું જોઈએ ગૃહસ્થધર્મનું પાલન કરવા છતા પણ અનાસક્તિ અને તપશ્ચર્યા કેળવવી જોઈએ. શ્રી જિન મંદિર અને જૈન ઉપાશ્રય સમી મહાન સંસ્થાઓ પ્રત્યે અપૂર્વ શ્રદ્ધા અને ભક્તિ રાખવા જોઈએ; ધર્મતત્ત્વો હૈયામાં ઉતારવાની પ્રબળ તમન્ના પ્રગટાવવી જોઈએ. આવા સંસ્કારો વડે જીવન ઘડાય તો જ દુર્લભ એવી ત્યાગનૌકા પામી શકાય આ નૌકા મેળવવા માટે, જીંદગી પર થતા સંસારનાં આક્રમણો દૂર રહે તે ખાતર, પ્રાણ વચ્ચે જ્ઞાનનો દીવડો પ્રકાશતો રહે એ માટે અને ગમે તેવા ઝંઝાવાતો સામે અટલ ભાવે ઊભા રહેવાની શક્તિ પ્રાપ્ત કરવા ખાતર ચૌદપૂર્વના સાર રૂપ, જૈન ધર્મનાં અમૃત સમાન પવિત્ર નવકાર મંત્રનું આરાધન કરવું ખૂબ જ આવશ્યક છે."

આર્યાના મૃદુ મંજુલ શબ્દો સુરસુંદરીના પ્રાણને સ્પર્શવા લાગ્યા, શાંત સ્વરે આર્યાએ કહ્યું: "રાજબાળા, પવિત્ર નવકાર મંત્રનું આરાધન કરનારને ત્યાગનૌકા અવશ્ય પ્રાપ્ત થાય છે. એ મંત્રના મહાપ્રભાવથી જીવન પર ખડકાતા કર્મના કચરાઓ આપો આપ વિલય પામે છે. મસ્તક પર તોળાયેલી આફતની તલવારો નીચે નમે છે. હૃદય અને મનમાં જ્ઞાનનો પ્રકાશ પથરાય છે. જીંદગીને પ્રજાળી રહેલાં વિકાર, વાસના, વિલાસ આદિ વિષો આ મંત્રના બળથી અમૃત રૂપે પરિણમે છે, અને ભક્તિ, સેવા, પ્રેમ, જ્ઞાન, કલ્યાણ, ત્યાગ અને મુક્તિના અજવાળાં આત્મા પર પથરાય છે જીવનની વિશુદ્ધિ, મોહ માયાના બંધનોથી મુક્તિ અને આત્માનો વિકાસ નવકાર મંત્રથી સહજ સાધ્ય બને છે"

આર્યાની પ્રેરકવાણી સુરસુંદરીના હૈયામા પ્રકાશ ભરવા માંડી. આર્યાએ પવિત્ર વાણી ચાલુ રાખી; "આ મહામંત્રના પ્રતાપથી અનેક આત્માઓ આ ભવ અને પરભવના સંકટો અળગા કરી શાશ્વત મુક્તિ મેળવી શકયા છે; કર્મના કાળપડદાઓ ચીરી નાખી સંસારને સામે પાર પહોંચી ચૂકયા છે. એવા મહામંત્રનુ આરાધન પ્રત્યેક જૈનોએ કરવું જ જોઇએ; કારણ કે આ સાચી અને અચળ સંપત્તિ છે. હાથમાં રમાડી શકાતી લક્ષ્મી કોઈ વાર આપણને રમાડી રઠાવીને ચાલી જાય છે, પરંતુ હૃદય વચ્ચે રમતી આ લક્ષ્મી આપણને આત્મમસ્તીનાં અમૃતપાન કરાવી શાશ્વત સુખમાં ઝૂલાવે છે."

આર્યાએ પ્રવચન પૂર્ણ કર્યું. સુરસુંદરીએ વિનમ્ર સ્વરે કહ્યુ: "પૂજ્યા, પવિત્ર નવકાર મંત્રનું આરાધન કેવી રીતે કરવું તે મને કહો."

"રાજકુમારી, નવકાર મંત્રનું આરાધન જરાયે કઠિન નથી. સાત્વિક મંત્રોની આરાધના હમેશા સરલ હોય છે. શ્રદ્ધા, ભક્તિ, પ્રેમ અને એકાગ્રતા ધારણ કરીને હંમેશ પ્રાતઃ સમયે એકસોઆઠ

વખત નવકાર મંત્રનું સ્મરણ કરવું. આ કાર્ય કર્યા પછી જ અન્ય સાંસારિક કે વ્યાવહારિક કાર્યોનો પ્રારંભ થાય. મંત્રસ્મરણ સમયે ચિત્ત, વૃત્તિઓ અને મનને અન્ય કોઈ વિચારોમાં ન વાળતાં નવકારના પ્રત્યેક પદોમાં રહેલા ભાવો વચ્ચે જ સ્થિર કરવા. આ સિવાય બીજી કોઈ વિધિ નથી."

શ્રદ્ધા અને ભક્તિભર્યા સ્વરે સુરસુંદરી બોલી : "આપ મને જીવનપર્યંત આ મંત્ર આરાધનની પ્રતિજ્ઞા આપો. હું નિત્ય એકસો-આઠ નવકારમંત્રનું સ્મરણ કરીશ અને આપે કહ્યું તેમ આરાધનામાં સ્થિર રહીશ"

"કલ્યાણ. પરંતુ રાજકુમારી, પ્રતિજ્ઞા લેતા પહેલાં પ્રતિજ્ઞાનું મહત્વ સમજી લેવુ જોઈએ પ્રતિજ્ઞા એટલે જીવનના અમુક લક્ષ્યની સિદ્ધિનો ઉગ્ર નિશ્ચય ! એથી કદી પણ ડગવું ન જોઈએ. પ્રતિજ્ઞાથી પતિત થયા પછી જીવનમાં પ્રત્યેક કાર્યો પગલે પગલે પાગળા બની જાય છે; અને પ્રતિજ્ઞાના શિખર પરથી પતિત થયેલા આત્માઓ અસ્થિરતાના અંધકારમા ભમ્યા જ કરે છે. પ્રતિજ્ઞા આવેશથી નહિ પણ સમજથી લેવી જોઇએ।'

"સાધ્વીશ્રી, હુ ગમે તેવાં સંકટો વચ્ચે પણ લીધેલી પ્રતિજ્ઞાથી વિચલિત નહિ બનુ."

"કલ્યાણ. તમારો અડગ નિશ્ચય તમને સહાયભૂત થાઓ. પણ એક વાત યાદ રાખજો, સંકટ કરતા સુખ વધારે ભયંકર છે."

સુરસુંદરી બંને હાથ જોડી મસ્તક નમાવી ઊભી રહી. શ્રી સાધ્વીજીએ નવકારમંત્રના આરાધનની પ્રતિજ્ઞા આપી.

થોડી વાર પછી હર્ષભર્યા હૃદયે સુરસુંદરી પોતાની સખીઓ સાથે રાજમહાલય તરફ વિદાય થઈ.

☆

## પ્રકરણ ૪ થું.................................મીઠા વિનોદ

રાજમહાલયના વિશાળ ઉપવન વચ્ચે આવેલા નહાના સરોવર સાથે ચદ્ર રમત કરી રહ્યો છે. સરોવર કિનારે આવેલા લતામંડપો પણ ચદ્રિકાથી ભીંજાઈ ગયા છે ચંદ્રકિરણોની ધારાઓ વિશ્વને રસતરબોળ કરી રહેલ છે. સરોવરને પોતાની હથેળીમાં ઝૂલાવતો વાયુ ચારે દિશાઓમાં એકસરખી ગતિએ પોતાની પાંખ ફફડાવી રહ્યો છે વર્ષાએ કઈક વિરામ લીધો હોવાથી પ્રકૃતિનો પાલવ સજીવ કાવ્ય સમો અને ધરતીનો દેહ લીલી ઓઢણીથી સૌરભવતો બની ગયો છે.

સુરસુદરી પોતાની ત્રણ સહચરીઓ સાથે સરોવર કિનારે આવી. આરસની એક બેઠક પર સ્થાન લેતાં ચારેતરફ હળવી દૃષ્ટિ કરીને તે બોલી· "લવ મિકા, પ્રકૃતિનુ આવું મનોરમ દૃશ્ય જોઈને કહેવુ પડે છે, સસાર ખરેખર સોહામણો છે."

લવંગિકા ઉત્તર આપવા જાય તે પહેલાં આછા હાસ્ય સહ પ્રતિભા બોલી : " અને તારા રૂપલાવણ્ય પ્રત્યે દષ્ટિ કરીએ છીએ, ત્યારે પ્રકૃતિના આ બધા મનોરથ દશ્યો સાવ ઝાંખાં દેખાય છે ! "

" તારુ કથન સાચું છે. ભુવનમોહક સૌન્દર્ય સમક્ષ તો સંસાર અને પ્રકૃતિ બન્ને બિચારા છે." લવંગિકાએ નયનો રમાડયાં.

" પણ રાજકુમારીના રૂપની સમીક્ષા કરવાનો અધિકાર આપણુને નથી " માલતીએ નવી વાત રજુ કરી.

" તો પછી આ અધિકાર કોને છે ? " પ્રતિભાએ માલતી સામે જોઈ પ્રશ્ન કર્યો.

માલતીએ કહ્યું : " જે ભાગ્યશાળીના હૈયા પર આ રૂપ ઝૂલતું હશે તો......"

સ્નેહભર્યો કૃત્રિમ રોષ સહિત સુરસુંદરી બોલી ઊઠી : " વળી તમે એની એ વાત કાઢી ! તમારી મૈત્રિથી તો હું ત્રાસી ગઈ છુ."

" એ તો અમને પણ ખાત્રી છે કે દિવસે દિવસે અમારી મૈત્રિ તને અકારી લાગશે...કદાચ મૈત્રિના બંધનો પણ તૂટતા જશે. અમે શું ન ગમે એવી વાતો કરીએ છીએ ? તું તારી આંખો પર હાથ મૂકીને કહે, મને આવી વાતો નથી ગમતી અમે એક શબ્દ પણ નહિ બોલીએ " પ્રતિભાએ મીઠો ઉત્તર વાળ્યો.

" હુ તો તમને પ્રકૃતિ અને માનવના સર્જનનો સુમેળ સમજાવવા જતી હતી, ત્યા તમે આવી આડી વાતો ઊભી કરી ! " સુરસુંદરીનો કૃત્રિમ રોષ મીઠો લાગતો હતો.

કૃત્રિમ રોષ કરવો એ એક કલા છે, અને એ કલા ઘણી મધુર છે આ કલા દરેકને સાધ્ય હોતી નથી...પણ પુરુષો કરતા સ્ત્રીઓ આ કલા વધારે વ્યક્ત કરી શકે છે.

પ્રતિભાએ કહ્યું : "પણ અમારે એવો સુમેળ ન સમજવો હોય તો? અમે તારાં રૂપનો સુમેળ સમજી શકીએ છીએ જો સૌમ્ય-ગધાના પુષ્પ જેવા તારા વદન પર ચન્દ્રનું હાસ્ય શરમથી સ્થિર થઈ ગયું છે. તારા પડછાયાને રમાડવા માટે આ બિચારું સરોવર પણ પાગલ બની ગયું છે તારા સુકુમાર અંગની મૃદુતાથી દાઝી રહેલો વાયુ તને વનમલ્લિકાના ફૂલ માફક ઝૂલાવી રહ્યો છે, અને તારાં યૌવન મધુર નયનો.. ..."

પ્રતિભા વિવેચન પૂરું કરે તે પહેલા જ જરા ચીડાઈને સુરસુંદરી બોલી ઊઠી : "પ્રતિભા, તારું ગાડપણ ઉત્તરોત્તર વધતું જાય છે. બકુલ પુષ્પોની સૌરભ, સરોવરનો જળકલ્લોલ, ચન્દ્રની શીતળ જ્યોત્સ્ના અને વાયુની મૃદુ મધુર લહેરીઓ તને કેમ નથી ગમતી? શું તને આવી વાતો શોભે છે?"

"વાહ, અંગમરોડ પર તો અનેક કાવ્યો રચાયા હશે, પરંતુ તારી વાણીના મરોડ પર કાવ્યો નથી રચાયા પ્રતિભાની કઈ વાત ખોટી છે? એ બિચારી એટલું કહેતા ભૂલી ગઈ કે હવે તારી વાણીમા પંકજની માર્દવતા નથી રહી" માલતીએ વિનોદને વેગ આપ્યો.

"બહુ સારું. તમારે જે કહેવું હોય તે કહો હું મૌન રહીશ" સુરસુંદરીએ પરાજય સ્વીકાર્યો"

ઘણી વાર પરાજય આવકારદાયક બને છે. તેમા ય આવા પ્રસંગે પરાજિત થવું એ જીવનની મજા હોય છે.

"લવંગિ, જોયું ને? આવી વાતો તને ગમે છે, માટે મૌન ધારાને આપણને ઉશ્કેરવા માગે છે પણ આપણને એની શી પડી છે! આપણે પણ નહિ બોલીએ." પ્રતિભાએ સહુને માર્ગ સૂચવ્યો.

ચારે ય સખીઓ મૌન બેસી રહી

મૌનથી બોલાતું નથી, પણ હસી તો શકાય છે. ઘણી વાર સુધી આ મૌન સહુને ગમ્યું; પરંતુ છેવટે અસહ્ય થઈ પડ્યું. વિલાસમાં પ્રસરતું મૌન શું રસિક હૃદયોને સારું લાગતું હશે?

કહે અકળાઈને સુરસુંદરી બોલી ઊઠી: "પ્રતિભા, જો તો સામેના લતામંડપમાં શું દેખાય છે?"

સુરસુંદરીની ત્રણે સહચરીઓ હસી પડી. પ્રતિભાએ કહ્યું: "એ લતામંડપમાં વિધાતાનો કોઈ દૂત તારું ભાવિ લખી રહ્યો હોય એમ લાગે છે...ચાલ ત્યાં જવું છે?"

"વળી એનો એ વિનોદ!" રાજકુમારીએ નયનોથી ઠારો દીધો.

"શરૂઆત તેં કરી છે, અમે તો મૌન હતાં." લવંગિકાએ ચટ ઉત્તર વાળ્યો.

"સારું...વિનોદ મને જ ગમે છે...પછી?" કહી સુરસુંદરીએ સરોવર સાથે રમી રહેલાં ચંદ્રકિરણો પ્રત્યે દૃષ્ટિ સ્થાપી. વાયુના આંદોલનથી તેનું ઉત્તરીય ખસી ગયું હતું, નયનોમાં રસિકતા અને મસ્તી ઊભરાતી હતી.

ત્રણે સખીઓ સુરના રૂપને એક ધ્યાને જોવા લાગી. પ્રતિભાએ સુરના ગાલ પર હળવી ટાપલી મારતાં કહ્યું: "કુમારી, કોઈ દિવસ રૂપનું સત્વ જોયું છે?"

રમતાં નયને સુરસુંદરી પ્રતિભા સામે જોઈ રહી.

પ્રતિભાએ કહ્યું: "એક વાર દર્પણમાં તારા નવયૌવનને જોતો ભરી......"

"કપાળ તારું......" કહી સુરસુંદરી ઊભી થઈ.

માલતીએ પૂછ્યું: "કેમ?"

સવંગિકાએ જ ઉત્તર આપ્યો: "વાયુ શીળો લાગતો હશે...!" સુરસુંદરી બે ડગલાં આગળ ચાલી.

પ્રતિભાએ પાછળથી કહ્યું - એકાંત વગર કલ્પનાના ખોળે રમી શકાતું નથી."

સુરસુંદરીની પીઠ હસી રહી હતી.

ત્રણે સખીઓ મીઠા શબ્દો વડે સુરને પજવવા લાગી.

ચંદ્રનાં કિરણો કંઈક ઝાંખાં પડ્યાં. ચોરની માફક સુરના રૂપને નિહાળતો ચંદ્ર એક વાદળીમાં સપડાઇ ગયો.

સુંદરીના ચરણસ્પર્શ માટે હેલે ચડેલું સરોવર પણ નિરાશ બની ગયું.

વાયુ કંઈક ક્રોધિત બન્યો. એના વેગમાં તાંડવની ખુમારી પ્રગટી.

રાજકુમારી પોતાની સખીઓ સાથે રાજપ્રાસાદના પગથિયાં ચડવા લાગી.

ચંદ્રના છૂપાઈ જવાથી એક બપૈયો પોકારી ઉઠ્યો.



## પ્રકરણ ૫ મું.......................................પરીક્ષા

રાજવિદ્યાલયમાં સુરસુંદરી અને 'અમરકુમાર સંપૂર્ણ અભ્યાસ કરી સન્માન સહિત ઉત્તીર્ણ થઈ ગયા.

કુલપતિએ મહારાજા રિપુમર્દનને વિનતિ કરી: 'મહારાજ, આ વખતે શ્રી રાજકુમારી અને નગરશેઠના પુત્ર શ્રી અમરકુમાર સહુથી શ્રેષ્ઠ અભ્યાસ કરીને ઉત્તીર્ણ થયા છે."

મહારાજે હર્ષ પૂર્વક કહ્યુ. "આ સમાચારથી મને ઘણો આનંદ થાય છે. એક સપ્તાહ પછી બન્ને શ્રેષ્ઠ વિદ્યાર્થીઓને રાજસભા સમક્ષ હાજર કરજો. બન્નેના જ્ઞાનનો પરિચય રાજસભામાં થવો જરૂરી છે."

"જેવી મહારાજની આજ્ઞા. આવતા સપ્તાહમાં હું બન્નેને રાજસભામા હાજર કરીશ"

થોડી વાર પછી કુલપતિ વિદાય થયા.

મહારાજ રિપુમર્દન જ્ઞાન પ્રચારાર્થે ઘણો પ્રયત્ન કરતા હતા.

તેઓ માનતા હતા, જે પ્રજા અજ્ઞાનના અંધકારમાં ગૂંગળાયા કરે છે, તે પ્રજા દરેક દૃષ્ટિએ પરાધિન રહે છે. જ્ઞાન માર્ગે પ્રજાનું જીવન ન દોરી શકાતું હોય, તો તે પાંગળું જ બની જાય. જીવનના વિકાસ માટે અને રાષ્ટ્રના વિકાસ માટે જ્ઞાનની પૂરેપૂરી આવશ્યકતા છે.

મહારાજ રિપુમર્દનના આવા વિચારો હોઈ, તેઓ જ્ઞાન પ્રચાર ખાતર રાજભંડારમાંથી વિપુલ દ્રવ્ય વાપરતા અને વિદ્યાર્થીઓના હૃદયમાં ઉત્સાહ રેડી પોતાનો સદ્ભાવ વ્યક્ત કરતા. પ્રતિવર્ષે તેઓ રાજવિદ્યાલયમાંથી ઉત્તીર્ણ થતા વિદ્યાર્થીઓને રાજસભા વચ્ચે ખડા કરી સત્કારતા.

આવતા સપ્તાહમાં સુરસુંદરી અને અમરકુમારની જ્ઞાન પરીક્ષા લેવા માટે મહારાજે રાજકર્મચારીઓને વ્યવસ્થા કરવાની સૂચનાઓ આપી દીધી.

રાજપ્રાસાદના વિશાળ ચોગાનમા આ માટેની તૈયારી શરૂ થઈ.

સપ્તાહ પૂરું થયું.

રાજસભા એકત્રિત થઈ રાજસચિવ, ભાંડારામારિક, મહાબલાધિકૃત, મહાપ્રતિહાર, મહાદંડનાયક, નૌકાધ્યક્ષ, રથાધ્યક્ષ, અને અન્ય રાજકર્મચારીઓ, સામંતો, નગરશેઠ, નગરજનો, કવિઓ વગેરે અનેક માણસો પોતપોતાના સ્થાને બેસી ગયા.

રાજવિદ્યાલયના વિદ્યાર્થીઓ પણ એક તરફ ગોઠવેલા આસનો પર બેઠા. અમરકુમાર વિદ્યાર્થીઓની સાથે જ હતો.

નિયત સમયે મહારાજા પોતાની પ્રિયરાણી, બંને કુમારો અને સુરસુંદરી સહિત સભામંડપમા પધાર્યા.

સભાજનોએ વિનય દર્શાવી જયકાર લલકાર્યો.

સભાનુ કાર્ય શરૂ થયું.

કુલપતિએ મગલવાણી કહી. ત્યાર પછી અમરકુમાર અને સુરસુંદરીને આજ્ઞા કરી.

સહુથી પ્રથમ બંનેની અશ્વચાલન પરીક્ષા લેવાઈ. ત્યાર પછી શસ્ત્ર પરીક્ષા લેવાઈ. ત્યાર પછી સંગીત, ન્યાય, વ્યાકરણ, તર્ક, ગણિત, કાવ્ય, કલા, ધર્મ, સમાજશાસ્ત્ર, કામશાસ્ત્ર વગેરે વિષયોની પરીક્ષા લેવાઈ.

આ બધી પરીક્ષામાં બંને ઉત્તીર્ણ થયા.

ત્યાર પછી કુલપતિએ કહ્યુ : "—અમરકુમાર. રાજકુમારીને બુદ્ધિ વિષયક પ્રશ્નો પૂછો!"

અમરકુમારે સભાજનોને નમસ્કાર કરી સુરસુંદરી તરફ એક દૃષ્ટિ કરતા આછા હાસ્ય સહ કહ્યું : "રાજકુમારી, સંસારમાં સાચો શૂરવીર કોને કહેવો ?"

"સયમના બળ વડે પાંચેય ઈંદ્રિયોને વશ કરી શકે તેને" મંજુલ સ્વરે સુરસુંદરીએ તરત ઉત્તર આપ્યો.

"માનવ સમાજમાં નિપુણ કોણ ?"

"જેના હૈયામા ગર્વ નથી, જે અભિમાનથી પર છે, જે સદાયે પુણ્યકાર્યોમા ઓતપ્રોત રહે છે, તે નિપુણ છે."

"રાજબાળા, સસારમા અનેક વિદ્વાન વક્તાઓ હોય છે, તેમાં સાચો વક્તા કોને કહેવાય ?"

"જેના વક્તવ્ય પાછળ જીવનનો આદર્શ હોય, અનુભવ હોય, પરકલ્યાણનો મત્ર હોય, જે નિર્દંભ હોય અને કરતો હોય તે જ કહેતો હોય."

"ખરો દાતાર કોને કહેવો ?"

"જે અભયદાન આપી શકે, શત્રુને પણ ક્ષમાની નજરે જોઈ શકે, માનવસમાજ અને પ્રાણિમાત્રનાં દુઃખો પોતાનાં માની, તે ખાતર પોતાનું સર્વસ્વ સમર્પણ કરવા તૈયાર રહેતો હોય, તે ખરો દાતાર છે." સુરસુંદરીના વદન પર વિરાજતી પ્રતિભા અલૌકિક દેખાતી હતી.

કુલપતિએ રાજકુમારી તરફ જોઈને કહ્યું: "બહેન, આપના ઉત્તર યોગ્ય છે. હવે આપ અમરકુમારને પૂછો!"

"જેવી આજ્ઞા" કહી સુરસુંદરીએ કુલપતિને નમસ્કાર કર્યો અને અમરકુમાર સામે દૃષ્ટિ સ્થાપતાં કહ્યું: "શ્રેષ્ઠિપુત્ર, આ સંસારમાં મહાચોર કોને કહેવો ?"

"પરાયાં હૃદય ચોરે તે." અમરના વદન પર હળવું હાસ્ય ફેલાયું.

"તો મહાપંડિત કોને કહેવો ?"

"શાસ્ત્રોના અભ્યાસનો નિચોડ જનતાને આપી શકે અને પ્રત્યેક વિષયની શુદ્ધ સમાલોચના કરી શકે તે" અમરકુમારે તરત ઉત્તર આપ્યો.

"બળવંત કોને કહેવો ?"

"આફત વખતે સાથ આપે, આફતોથી અકળાયા વગર આફતો સામે ઝઝૂમે અને વિજય મેળવે તે"

"સંત કોને કહેવાય ?"

"પારકા દુઃખે દુઃખી તે સંત."

મહારાજા રિપુમર્દને સિંહાસન પરથી કહ્યું: "અમરકુમાર, તમારા ઉત્તર યથાર્થ છે."

રાજકુમારીએ તરત પ્રતિવાદ કર્યો. કહ્યુ : "કુલપતિજી, મારા પ્રશ્નોના મળેલા ઉત્તરથી મને સતોષ નથી થયો."

"આપ કેવા ઉત્તર ઇચ્છો છો ?"

સુરસુદરીએ મૃદુ-મધુર સ્વરે કહ્યું : "સમગ્ર સસારમાં ઉત્પાત મચાવી રહેલો મન્મથ મહાચોર છે, તે ચોરને જે વશ કરી શકે તે ખરો બળવત છે. તત્ત્વજ્ઞાન પચાવી શકે તે પડિત અને શત્રુ-મિત્ર પર સમભાવ રાખી જીવનમાં રાગદ્વેષ કદી ન આણે તે સાચો સત છે" વિજય ભરી નજરે રાજકુમારીએ અમર સામે જોયું.

કુલપતિએ નિર્ણય આપ્યો : "તમે બન્નેએ કરેલા અર્થ જૂદી જૂદી દષ્ટિએ યથાર્થ છે."

સુરસુદરીએ મસ્તક નમાવી નિર્ણય સ્વીકારી લીધો.

કુલપતિએ કહ્યું : "રાજકુમારી, સ્વરચિત સમસ્યા પૂછીને સભાનુ મન રજન કરો !"

સુરસુદરીએ નમસ્કાર કરી અમર સામે જોઈ કહ્યુ : "અમરકુમાર મારી એક સમસ્યા બરાબર સાભળો. ચાર અક્ષરનુ એક સૂત્ર છે. તેનો પ્રથમ અને છેલ્લો અક્ષર મેળવતા **પુરુષ** થાય છે. બીજો અને છેલ્લો અક્ષર મેળવતા **વચન** થાય છે ચોથો અને બીજો અક્ષર જોડતા **નાદ** બને છે. ત્રીજો અક્ષર બાદ કરીને વાચતા **અશ્રેષ્ઠ** બને છે. બીજો અને પહેલો અક્ષર મેળવતા **અટવી** થાય છે પ્રથમના ત્રણે અક્ષરો વાચતા **તરણી** બને છે. પ્રથમના બને અક્ષરોથી ગણિત શાસ્ત્રનો એક અચળ **અંક** બને છે. અને ચારેય અક્ષરો સાથે વાચતા ભવસાગર તરવાને સહાય રૂપ થાય એવું **સૂત્ર** લાધે છે. તો તે સૂત્ર કયું હશે ?"

હસતાં હસતા અમરકુમારે તરત ઉત્તર આપ્યો. "**નવકાર.** શ્રી જિનશાસનનો પરમ પવિત્ર નવકાર મત્ર."

આ સમસ્યાઓથી સમગ્ર સભાનાં હૃદયમાં આનંદ છવાયો.

અમરકુમારે રાજકુમારી સામે જોઈ કહ્યું: "રાજકુમારી, મારી એક સમસ્યા છે તે બરાબર સાંભળો. ત્રણ અક્ષરનો એક શબ્દ છે. તેનો પ્રથમ અક્ષર બાદ કરતાં **સિંહનું નિવાસ સ્થાન** થાય છે. મધ્ય અક્ષર વર્જિત કરતાં **દેવી** બને છે. ત્રણેય અક્ષરો વાંચતા સંસાર ઉપર સામ્રાજ્ય ભોગવતી એક **શક્તિ** બને છે અને એ ત્રણે ય અક્ષરો આગળ યુગલ અક્ષરમાં **દિવાકર** મૂકીએ તો એક સુંદર નામ બને છે. એ નામ કોનું હશે?"

"મારું. **સુરસુંદરી**" કહીને રાજકુંવરીએ આછું હાસ્ય વેર્યું.

આ રીતે પરસ્પર બંનેએ ઘણી સમસ્યાઓ કરી.

સભાજનો ખૂબ પુલકિત બન્યા. મહારાજાએ પ્રસન્ન થઈ બંનેને એક એક રત્નમાલા અર્પણ કરી.

એ સિવાય, કુલપતિ તથા અન્ય વિદ્યાર્થીઓને પણ મહારાજાએ યોગ્ય પુરસ્કાર આપ્યો.

સંપૂર્ણ ઉત્સાહ વચ્ચે રાજસભા વિસર્જન થઈ.

આ પરીક્ષામાં અમર અને સુરના હૈયામાં કોઈ નવા ભાવ તો નહિ જાગ્યા હોય ને?



## પ્રકરણ ૬ઠું ......................................યૌવનકાળ

યૌવનનાં અજવાળાં કોને પ્રિય નથી? યૌવનનો રંગ રસ વિહિન છે એમ કોણ કહી શકે! યૌવનના મધુ મંડપે રમતી આશાઓ, ઉર્મિઓ કોને અણગમતી લાગી છે? યૌવનકાળના આંદોલનો ગમે તેવાં આકરા હોય, છતાં યે આકર્ષક તો રહ્યાં જ છે. સંસારની યૌવન ઝંખના યુગયુગથી ચાલી આવી છે યૌવન મંડપના મુખ્ય દ્વાર સમક્ષ સમગ્ર વિશ્વ ટોળે વળીને ઊભું છે...સહુ ઝંખે છે, યૌવન ચીરકાળ પર્યંત અમારા હૈયે જીવંત રહે ખુમારી ભરેલા યૌવનનો અનાદર કોણ કરી શકે છે?

છતાં લોકવાણી યૌવનને અંધ કહેતા જરાયે લજ્જા પામતી નથી. જીવનનુ પ્રથમ પરોઢ, કર્તવ્ય માર્ગે દોરનારી પહેલી શક્તિ, ઉભરાતી કલ્પનાઓને મૂર્ત કરવાનો પ્રથમ કાળ અને ઉગતા મથતી આશાઓનાં ચિત્રો અંકિત કરવાની પહેલી તક શું યૌવનના પ્રાગણ સિવાય ક્યાયથી પ્રાપ્ત થઇ શકશે ખરી? છતા લોકવાણી ગર્જના કરતી જ હોય છે—યૌવન તો આંધળુ છે!

યૌવન એ તો જીંદગીની યાત્રા છે. જે પચાવી-ઝીલી ન જાણે, તેને યૌવન તો શું, સારુ યે જીવન આંધળું છે. યૌવન એટલે પ્રગતિનું પહેલું પગથિયું. યૌવનનો વેગવંત પ્રવાહ હૈયા વચ્ચે સાચવી લેવો એમા જ જીવનની મહત્તા છે. યૌવન અંધ નથી, પણ યૌવનનો આદર ન કરી શકતા હૈયાઓ અંધ છે. ન કહેશો કોઈ યૌવન અંધ છે! યૌવન તો પ્રકૃતિનું અમૃત છે ..જીવન વિકાસનો પાયો છે.

આવા પવિત્ર યૌવનના ગુલાબી પ્રાગણમા સુરસુંદરી ઊભી હતી. એનાં સુકુમાર પગલાં નવયૌવનના નૃત્યથી થનગની રહ્યાં હતા. રંગભૂમિના દશ્યો જે રીતે પરિવર્તન પામે, તે રીતે સુરસુંદરીના દેહ પર પરિવર્તનના સંગીત રમી રહ્યા હતાં. એના નયનોમા કાજળનાં અંજન માફક લજ્જા સમાઈ ગઈ; છતા એ લજ્જામાં મસ્તીનાં ઘેન પૂરાયા હતાં વદન પર છવાયેલી યૌવનની ગુલાબી છાયા, અને એ છાયા છૂપાવવાની મિથ્યા અકળામણ, વાણીમાં વસેલી મર્યાદા, છતાં યે એળે એળે ઉભરાતો કલ્લોલ, ફૂલો વેરતું હાસ્ય અને એ હાસ્ય છૂપાવવાની તમન્ના, વણકલ્પ્યા સ્વપ્નોની મૈત્રિ રાખવાના કોડ વગેરે કેટલા યે યૌવનસુલભ ચિત્રો સુરસુંદરીના જીવનપટ પર અંકિત થવા માડ્યા આ ચિત્રો નહોતા અકારા કે અણગમતાં. મધુરા હતા...મનને રંગીન દુનિયા વચ્ચે દોરી જનારા દેવદૂત સમા હતાં

રાત્રિનો પ્રથમ પ્રહર ચાલે છે રાજપ્રાસાદના એક સુવિશાળ વિનોદગૃહમા રાજકુમારી પોતાની સહચરીઓ વચ્ચે બેઠી છે. ગગન-મંડળમા બિરાજતા નક્ષત્રો વચ્ચે શોભતા ચંદ્ર સમી તે પ્રકાશી રહી છે.

સુગંધી દ્રવ્યો વડે જલી રહેલા દીપકના પ્રકાશમાં રાજકુમારી :: અલંકારો ઝળહળી રહ્યા છે. માણિક્ય, મુક્તા, પન્ના વજ્ર અને રત્નોથી મઢેલી કટીમેખલા રંગબેરંગી કિરણો વેરી રહી છે. દામિની

તો જાણે દીપમાલિકાને ઠારી રહી છે ! આ અનુપમ સૌન્દર્ય વિશ્વ પર સામ્રાજ્ય શા માટે ન ભોગવે ?

વિજયપત્તનના એક કારીગરે તૈયાર કરેલું અંબર સહુની વચ્ચે પડ્યું હતું. સહુના નયનો અંબરની કલા નીરખવામા તન્મય બન્યાં હતાં

પ્રતિભાએ અંબરના છેડા તરફ આંગળી ચીંધતાં કહ્યું : "સુર, કારીગરે આ મયૂરની રચના કરીને અપૂર્વ કલા દર્શાવી છે."

"ત્યારે આ વેલડીની કલા ક્યાં હળવી હતી ?" માલતીએ કહ્યું.

"મને તો અંબરની કિનાર બહુ ગમે છે. ફૂલોનો ઉઠાવ અને જૂદા જૂદા રંગોનો સુમેળ ઘણો મનોહર છે." લવંગિકાએ કહ્યું.

સુરસુંદરી મૌનભાવે સખીઓનો અભિપ્રાય સાંભળી રહી હતી.

પ્રતિભાએ વિનોદ ભર્યો સ્વરે કહ્યું : "આ અંબર તું પહેરી જો. કોણ શોભે છે, તું કે અંબર ?"

માલતીએ કહ્યું : "હા રાજકુમારી, તારે અત્યારે જ પહેરવું પડશે."

"અત્યારે તે કંઈ પહેરાય ? તમે પણ વિચિત્ર છો." સુરસુંદરીએ સહુને ઉદ્દેશીને કહ્યું. તેનાં નયનો હસી રહ્યાં હતા.

"અત્યારે નહિ તો ક્યારે ? અંબર માટે શું મુહૂર્ત જોવું છે ?" હસતા હસતાં માલતી બોલી.

"માલતી, તારામાં બુદ્ધિનો અભાવ લાગે છે. આપણી સામે આ અંબર ક્યાં ઓઢી શકાય એવું હતું ! એ તો જેની સામે..."

"પણ તે છે ક્યાં ?" લવંગિકાએ ટહૂકો પૂર્યો.

" તે નહિ હોય તો આવશે. એ દિવસોને હવે વાર નથી. હાં રાજકુમારી, એક પ્રશ્ન પૂછું ? " પ્રતિભાએ રાજકુમારી સામે જોયું.

" આવા પ્રશ્નો હોય તો ન પૂછીશ."

" પરંતુ તારા હિતનો પ્રશ્ન હોય તો ? "

" શું.. ...? " સુરસુંદરી પ્રશ્ન ભરી નજરે પ્રતિભા સામે જોઈ રહી.

" સાચું કહેજે, તને રાતે નિદ્રા આવે છે કે નહિ ? " પ્રતિભાએ વિચિત્ર પ્રશ્ન કર્યો.

" મને કંઈ અનિદ્રાનો વ્યાધિ નથી."

" નિદ્રામા સ્વપ્ન કોના આવે છે? ખરુ કહેજે.. ..."

" તારા...માલતીના...લવંગીનાં...બીજા કોનાં સ્વપ્ન આવતાં હશે? "

" કેમ, બીજા કોઈના નહિ ? "

" પણ બીજા કોઈનાં શા માટે આવે ? "

" તે દિવસની રાજસભાનાં સ્વપ્ન આવે છે કે નહિ ? "

" કઈ રાજસભા ?' ' સુરસુંદરીનાં નયનો કંઈક સંકુચિત થયાં. જાણવા છતા અજાણ રહેવામાં યે ઘણી વાર મજા હોય છે.

" તારી ને અમરની પરીક્ષા લેવાઈ હતી...તે વેળાનાં .." પ્રતિભાથી ન રહેવાયુ.

" એમા સ્વપ્ન આવવા જેવું શું હતુ ! "

" વાહ, અમરનું હાસ્ય, અમરનો પ્રફુલ્લ ચહેરો, અમરનો બળવાન દેહ, અમરના ભાવભર્યાં નયનો...આ બધુ શુ સ્વપ્નને યોગ્ય નથી ! " પ્રતિભાએ કહ્યુ.

" તને આ બધાં સ્વપ્ન આવતાં હોય તો તું જાણે..."

સુરના વદન પર ન કલ્પી શકાય એવી રેખાઓ તરી વળી. એ રેખાઓ શેની હશે?

"તારે ન કહેવુ હોય તો ન કહીશ, પણ આજ જરૂર તને એ બધા સ્વપ્નો આવશે" માલતીએ કહ્યું.

"સુર, તું મારા કહેવાનો અર્થ ન સમજી, હુ પૂછુ છું, તારું હૃદય કઇ શોધે છે કે નહિ?" પ્રતિભાએ સ્પષ્ટ કર્યું.

"હૃદય તો હૃદયને જ શોધે. એમા કઇ પ્રશ્ન કે શકા હોય?" સુરનું વદન કંઇક લજ્જિત બની ગયું.

તરત પ્રતિભા બોલી ઉઠી "ત્યારે તો હૃદયની શોધ નિષ્ફળ નહિ જાય પરતુ એ કયુ ભાગ્યશાળી હૃદય છે. કહે..."

"તને તો અન્ય કશી વાતો નથી મળતી. જા...મારી વીણા લઇ આવ." સુરસુંદરીએ પ્રશ્નને ટાળવા કહ્યું.

"ત્યારે તો હૈયામાં જરૂર કઇ તનમનાટ હશે દર્દ અથવા આનંદ સિવાય સંગીતનુ સ્મરણ ભાગ્યે જ થાય છે." કહીને પ્રતિભા વીણા લેવા માટે ઊભી થઈ.

વીણા આવી ગઈ.

માલતીએ કહ્યું: "કોઇ સુદર ગીત ગાજે..."

પ્રતિભાએ કહ્યું: "મૂક્તિનુ ન ગાઈશ, બધનનુ જ ગાજે..."

વીણાના તાર મેળવીને સુરસુદરીએ એક ગીત ઉપાડયું.

ગીતનો ભાવ ઘણો સુદર હતો. ઓ આકાશમા હસી રહેલા ચદ્ર, તારી જ્યોત્સ્ના તું મારા પ્રાણ પર શા માટે વેરે છે? તારુ શીતળ સત્વ મારા મનને પ્રજાળે છે, તારું મીઠું હાસ્ય મારા પ્રાણને ડંખે છે...કારણ કે મારું ધ્યાન મારા ઉરના પ્રાગણમાં ડોકીયુ કરી જતા કોઈ દેવ પ્રત્યે છે..મારી વૃત્તિઓ મારા નયન કુંજમા ગીત ગાઈ રહેલા કોઈ અજાણ્યા પંખી પ્રત્યે વળે છે..તારું હાસ્ય

બંધ કર...તારી શીતળતા વાદળ આડે છૂપાવી દે...મારા ધ્યાનમાં ભગ પડે છે.

ગીત સાંભળીને પ્રતિભા બોલી ઉઠી : " કહે કે ન કહે, પણ કઇંક છે ખરું.. !"

પ્રતિભાના આ શબ્દોથી સહુ હસી પડ્યાં.

સુરસુંદરી આ રીતે પોતાની સખીઓ વચ્ચે વિનોદ કરતી હતી ત્યારે મહારાજ અને મહારાણી સુરસુંદરીના ભાવિની ગંભીર વિચારણા કરી રહ્યાં હતા

મહારાણી સામે કેટલાક ચિત્રો પડ્યાં હતાં. એ બધાં ચિત્રો અન્ય દેશના રાજકુમારોનાં હતાં. મહારાજ એક પછી એક ચિત્ર બતાવતા જતા અને ઓળખ આપતા જતા. પરંતુ મહારાણીની આખમાં સુરસુંદરીને યોગ્ય કોઈ પાત્ર વસતું નહોતું. તેઓ ચિત્ર જોઈને કહેતા, આપણી સુરુ માટે આ યોગ્ય નથી, આ તો મૂઢ લાગે છે, આ તો ક્રોધી લાગે છે, આનામાં અરસિકતા છે, આ તો સાવ બાધા જેવો છે..આ તો બિચારો રોતલ છે

આમને આમ બધાં ચિત્રો પૂરા થઇ ગયાં. મહારાણીને એક પણ પાત્ર પસંદ ન પડ્યું.

મહારાજાએ કહ્યું." તારુ મન તો કોઈના ઉપર ઠરતુ નથી! તો પછી એમ કર, આ બધામાથી જે યોગ્ય હોય, તેને ચૂંટી કાઢ"

" શું આ સિવાય બીજા કોઈ રાજકુમારો નથી?"

" હોત તો તારી સમક્ષ મૂકયા જ હોત!"

" તો પછી તમારો વિચાર શો છે? તમારી નજરમા કોણ યોગ્ય લાગે છે?" મહારાણીએ મહારાજા સામે જોઈને પૂછ્યુ.

" જો તુ મારો નિર્ણય માગતી હોય, તો મારો વિચાર સાવ જૂદો છે."

"શું ?"

"આપણા નગરશેઠ શ્રી ધનાવહનો પુત્ર અમરકુમાર મને દરેક રીતે યોગ્ય લાગે છે"

મહારાણી મૌન રહ્યા

મહારાજા બોલ્યા : "આપણી સુર માટે અમરકુમાર દરેક રીતે યોગ્ય છે. બુદ્ધિ, જ્ઞાન, શક્તિ, સ્થિતિ દરેક બાબતમાં તે ચઢીઆતો છે. તારો અભિપ્રાય શો છે ?"

"અમરકુમાર છે તો તેજસ્વી. પરંતુ ધનાવહ શેઠ સુરનો સ્વીકાર કરવા તૈયાર થશે ?"

"સુર જેવી લક્ષ્મીનો સ્વીકાર કરવા કોણ તૈયાર ન થાય ? તું સમત હો તો હું આવતી કાલે જ નક્કી કરી નાખું."

"હું સંમત છુ. બને સાથે ભણ્યા છે, સાથે રહ્યા છે, બંનેના જીવનમા સુમેળ થશે."

"તો પછી આવતી કાલે ધનાવહ શેઠને બોલાવીશ."

"હા...બધા કરતા આ ઉચિત છે સુરસુંદરીનો યૌવનકાળ પણ શરુ થયો છે. શુભ કાર્યમા વિલંબ ન રાખવો જોઇએ." મહારાણીએ કહ્યુ.

સખીઓ સાથે વિનોદ કરી રહેલી સુરસુંદરીને કલ્પના પણ નહોતી કે જે હૃદયને પોતે શોધી રહી છે, તે જ હૃદય માતાપિતા તરફથી પ્રાપ્ત થવાનુ છે



## પ્રકરણ ૭ મું.................. ...........અબોલ ભાવ

ધનાવહ શેઠ સામાયિક આદિ ક્રિયાથી પરવારી પોતાના પ્રાસાદમા આવેલા ગૃહમંદિરમા પૂજન માટે ગયા હતા અમર પ્રાસાદના ચોથા મજલે પોતાના વિરામખંડમા શાંતિથી બેઠો હતો. સર્વ દાસ દાસીઓ પોતાના કાર્યમાં મશગૂલ હતા.

ધનાવહ શેઠના લક્ષ્મીપ્રાસાદ ફરતુ વિશાળ ઉપવન, ઉગતા સૂર્યના કિરણો વડે ઝળોળાઈ રહ્યું હતુ. પખીઓનાં કલગાન, ચારે તરફ ગાજી રહ્યા હતાં.

બરાબર આ સમયે મહારાજ રિપુમર્દનનો એક દૂત લક્ષ્મી-પ્રાસાદના દ્વારમા દાખલ થયો દ્વારપાળને અશ્વ સોપી તે પ્રાસાદના વિશાળ ચોકમાં આવ્યો.

ઉપવનમાં એક માળી ફૂલો ચૂંટી રહ્યો હતો. તેના સામે જોઈને રાજદૂતે પૂછ્યુ : "અરે આરામિક, શેઠજી શુ કરે છે ?"

"પધારો વિક્રમદેવ, શેઠજી તો દહેરાસરજીમા ગયા છે. આપ અંદર પધારો, નહાના શેઠ ઘરમા જ છે." આરામિકે કહ્યુ

એક દાસી આવી પહોંચી. વિક્રમદેવને માન સહિત અંદર લઈ ગઈ.

વિક્રમદેવ શેઠજીના દિવાનખાનાનો શણગાર જોઈને આભો બની ગયો ભારતવર્ષની ભવ્ય કલાના નમૂના ચારે તરફ પથરાએલા હતા વિક્રમદેવના નયનો એ કલાનુ નિરીક્ષણ કરવા લાગ્યા.

થોડી વાર પછી ધનાવહ શેઠ મધ્યખંડમા આવ્યા. વિક્રમદેવ શેઠને જોઈને ઊભો થઈ ગયો.

શેઠજીએ પૂછ્યું : "પધારો વિક્રમદેવ, અત્યારે કેમ આવવું થયું ?"

"મહારાજશ્રી આપના આગમનની પ્રતીક્ષા કરતા મંત્રણા-ગૃહમા બેઠા છે આપ સત્વર પધારવાની કૃપા કરો." વિક્રમદેવે કહ્યું.

"મહારાજશ્રી કુશળ છે ને ?"

"જી હા."

"હુ હમણા જ આવું છું. મહારાજશ્રીને મારા નમસ્કાર કહેજો."

નમસ્કાર કરીને વિક્રમદેવ વિદાય થયો.

મંત્રણાગૃહમા મહારાજા નગરશેઠના આગમનની પ્રતીક્ષા કરતા બેઠા હતા

પ્રતિહારીએ આવી કહ્યુ. "મહારાજ રાજ રાજેશ્વરનો જય હો ! શ્રીમાન્ નગરશેઠ પધાર્યા છે."

મહારાજાએ મંત્રણાગૃહમા લઈ આવવાની આજ્ઞા આપી.

નગરશેઠ મંત્રણા ભવનમા દાખલ થયા કે તરત મહારાજાએ ઊભા થઈ સત્કાર કરતા કહ્યુ. "પધારો નગરશેઠ ! કુશળ છો ?"

"જી હા. ધર્મકૃપાથી અમે સહુ કુશળ છીએ." કહી શેઠે એક વિરામાસન પર સ્થાન લીધુ.

થોડી વારના મૌન પછી મહારાજશ્રીએ કહ્યુ "શેઠજી, એક કાર્યમા હુ આપની સહાય ઇચ્છુ છુ."

"મહારાજ, આપના જેવા સમર્થ અને શક્તિસપન્ન રાજ રાજેશ્વરને હુ શી સહાય કરી શકુ ? આપ જે આજ્ઞા ફરમાવશે। તે હું મસ્તકે ચઢાવીશ."

"કાર્ય એવુ છે કે આજ્ઞા પાલન કરતા સહકાર વધારે ઉપ-યોગી થશે"

"આપ કાર્ય દર્શાવો .." ધનાવહ શેઠ કાર્યની કલ્પના કરી શક્યા નહિ.

"જુઓ રાજકુમારી ઉમ્મર લાયક થયેલ છે. તેને। સબધ કરવા હું ઘણા દિવસોથી વિચાર કરી રહ્યો છુ."

"શુ મહારાજને આ શુભ કાર્ય માટે મારો અભિપ્રાય જોઇએ છીએ ?" શેઠે વચ્ચે જ પ્રશ્ન કર્યો.

"હા. સહકાર જોઈએ છીએ"

'તો આપ નિશ્ચિત રહો રાજકુમારીના લગ્નની તમામ વ્યવસ્થા હું મારી દેખરેખ તળે લઈશ. આપે કયું સ્થળ પસદ કર્યું છે ?" નગરશેઠ મૂળ વાત ન સમજી શકે તે સ્વાભાવિક હતુ.

મહારાજશ્રીએ હસતા હસતા કહ્યું: "કોઈપણ સ્થળ પસદ પડતું નથી માટે બોલાવ્યા છે."

શેઠજીએ બે પળ વિચારીને કહ્યું: "મહારાજ, આનર્ત દેશને। રાજકુમાર ચંદ્રસિહ મને રાજકુમારી માટે યોગ્ય લાગે છે."

"એ બધા રાજકુમારોના વિચાર મે કરી જોયા. સુરસુંદરી માટે મને કોઈ યોગ્ય નથી લાગતું."

"ત્યારે ?"

"આપના આગણે મારુ કન્યા રત્ન રહે, એમ હું ઈચ્છું છુ. કારણ કે અમરકુમાર મારી કન્યા માટે દરેક દૃષ્ટિએ યોગ્ય છે"

મહારાજશ્રીના આ શબ્દો સાભળીને શેઠના વદન પર લાલી છવાઈ ગઈ તેઓ કશો ઉત્તર ન આપી શક્યા. મહારાજ આવો પ્રસ્તાવ રજુ કરશે એ એમની કલ્પના બહાર હતું.

નગરશેઠને મૌન રહેલા જોઈને મહારાજશ્રીએ હસતાં હસતાં કહ્યું. "તમારો ઉત્તર સાભળવા આતુર છું. સહકાર આપશો કે આજ્ઞા સ્વીકારશો ?"

"આપ નામદારની જે ઈચ્છા તે મારી પણ ઈચ્છા. આ સબધથી હું મારી જાતને ભાગ્યશાળી માનું છુ." નગરશેઠે કહ્યું.

નગરશેઠ બીજી કેટલીક વાતો કરીને વિદાય થયા.

પુરોહિતે આપેલા શુભ દિવસે રાજસભા વચ્ચે સહુના હર્ષ સહિત અમરકુમાર અને સુરસુદરીનો સંબંધ જાહેર થયો.

સહુના હ્રદય કહેતા : "આ તો સુવર્ણ અને સુગધનો મેળ થયો શેઠના મહાભાગ્ય કે અંગ દેશના અધિપતિની કન્યા પ્રાપ્ત થઈ."

આ વધાઈના સમાચાર પ્રતિભાએ પહેલવહેલા સુરસુંદરીને સભળાવ્યા

સુરસુદરી હિંડોળા પર ઝૂલી રહી હતી ત્યા પ્રતિભાએ આવી હસતા હસતા કહ્યુ : "સુર...વધામણી !"

"શેની?" સુરસુંદરીને બધી ખબર હતી. તેણે પુલકિત નજરે પ્રતિભા સામે જોયુ.

"તું જે હૈયા માટે ઝંખી રહી હતી, તે હૈયુ આજે તને મળી ગયુ."

"આવી મશ્કરી મને નથી ગમતી, પ્રતિભા." સુરસુંદરીએ કૃત્રિમ રોષ કર્યો.

"સોગંદ પૂર્વક કહું છુ કુમારી, હમણાં જ રાજસભામાં અમરકુમાર તને જીતી ગયો."

"મને કોઈ ન જીતી શકે..." કહી સુરસુદરી હસી. તેના વદન પર એક ઝળક ચમકી ઉઠી.

પ્રતિભાએ સુરસુદરીને હિંડોળા પરથી નીચે ઉતારી હૈયા સરસી લેતા કહ્યું : "મારી કલ્પના સાચી પડી ને?"

"તું તો સાવ પાગલ જ રહી." સુરસુદરી તેના બાહુ બંધનમાથી મુક્ત થઈ ગઈ.

ત્યાં તો માલતી અને લવંગિકા પણ આવી પહોચી. ત્રણે સખીઓએ સુરસુંદરી ઉપર સ્નેહભર્યાં શબ્દબાણ છોડવા માંડયાં.

સુરસુદરીએ મૌનનો આશ્રય લીધો.

કેટલીક ચર્ચાઓ એવી હોય છે કે તેમા મૌન વધારે અનુકૂળ પડે છે; પરિહાસમાં પણ કોઇ કોઇ વાર મૌનની ઉપયોગિતા ઊભી થાય છે.

આ સમયનું મૌન અતિ મૃદુ અને મીઠુ હોવા છતા ય હૈયાની ઉલટ ને છૂપાવી શકતું નથી. ઉરના અબોલ ભાવ કદી છૂપા રહ્યા જાણ્યા છે?



" અમર, અંતે તારી કલ્પના સાચી પડી." સુધીરે કહ્યું
સુધીરના આ શબ્દોને વધાવી લેતાં વિમળ હસતાં હસતાં બોલ્યો : "રાજકુમારી પ્રત્યે અમરની ચાહના જુગ જુની હતી."

"તેથી જ અમરનો સંસાર સ્વર્ગીય બનશે." જીતેન્દ્ર ઓછુ હસનાર હતો છતાં હસ્યો.

"મિત્રો, આ તો મારા જીવનનો એક અકસ્માત લેખાય " અમર પોતાનો આનંદ છૂપાવવા માગતો હતો પરંતુ ઉર્મિઓ કદી પકડાએલી રહી શકી છે ?

"આવા જીવન અકસ્માત સહુને થજો." વિમળે આશીર્વાદ આપવાની ઢબે કહ્યું.

" તારા સિવાય સહુને આવા અકસ્માત થાય, એટલુ તો ઉમેર." સુધીરે વિમળની મશ્કરી કરી.

"કેમ, વિમળને સંસારી બનવાના કોડ નથી રહ્યા ?" અમરે હસતાં હસતાં પ્રશ્ન કર્યો.

"અરે ભાઈ, વિમળની કલ્પનાસુંદરી તો કોણ જાણે કેવી યે હશે! એ રહ્યો કવિ, અકસ્માત કરતા કલ્પનાઓ એને વધુ પ્રિય છે." જીતેન્દ્રે કહ્યું.

"મારી કલ્પના એક દિવસ જરૂર મૂર્તિમંત બનશે એ યાદ રાખજો" વિમળે કહ્યું

"અમને બધું યાદ છે વિમળ, પણ તું અમરના લગ્ન પ્રસંગે અકળાઈ ન જતો, અમે તારાં માતાપિતા સમક્ષ તારાં લગ્ન સંબંધી નિવેદન કરવાના છીએ" સુધીરે હસીને કહ્યું

બધા મિત્રો હસી પડ્યા.

આવતી કાલે અમરનાં લગ્ન હોવાથી તેના ત્રણે મિત્રો આજ અમરને પજવવા આવ્યા હતા

રાજપ્રાસાદમા રાજકુમારીની આવી જ દશા હતી. વિનોદ ઘેલી પ્રતિભા તેને પળે પળે પજવતી એક વાર તો તેણે વિચિત્ર પ્રશ્ન કર્યો: "સુર, સાચુ કહેજે, અમરકુમારે કોઈ દિવસ તારી પાસે પ્રણય યાચના કરી હતી?"

જીવન ઉત્સવના દિવસો હોવાથી રાજકુમારીએ આ પ્રશ્નનો ઉત્તર ન વાળ્યો.

મૌન જોઈને લવંગિકાએ પણ ચલાવ્યું· "કદાચ એવી યાચનાઓ થઈ હોય તો અયોગ્ય શુ હતુ? પ્રેમની ભિક્ષા માગવાનો સમય તો સહુને જીવનમા એકાદ વાર સાંપડે છે"

રાજકુમારીના નયનોમાં સ્નેહભરી વિરક્તિ છલકાણી માલતીએ તેનો પક્ષ લેતા કહ્યું "આઠેય પ્રહર આપણે રાજકુમારીને વેગળી તો મૂકતા નથી, પછી યાચનાઓ ક્યાંથી થાય? તમને કોઈને

શરમ પણ નથી. આવા શબ્દો તો રાજકુમારી સહી લ્યે, હું તો એક તમાચો ધરી દઉ."

"કાં તને મોતીની માળા મળશે, કાં તને રાજકુમારી સાથે લઈ જશે..." પ્રતિભા બોલી ઉઠી.

સહુ હસી પડયા.

નરનારના સનાતન મિલન ઉત્સવનો મંગલ દિવસ આવી ગયો.

અમર અને સુરસુંદરીએ આજ ઉપવાસ કર્યો હતો. બંનેના મનમાં અનંત તરંગો એકત્રિત થયા હતા.

અંગદેશના અધિપતિની કન્યાના લગ્ન એ કંઈ સામાન્ય પ્રસંગ નહોતો. સમગ્ર ચંપાનગરી સોહામણી બની ગઈ હતી. ઠેર ઠેર ધ્વજ પતકાઓ લહેરાઈ રહી હતી. ચારે તરફ તોરણદ્વાર રચવામાં આવ્યા હતાં, રસ્તા પર અને સ્થળે સ્થળે રચેલા મંડપોમા અનેક પ્રકારના પુષ્પો ગોઠવવામા આવ્યા હતા.

રાજપ્રાસાદની શોભા તો ઇંદ્રભવન જેવી થઈ હતી. લગ્નમંડપ સાચા મોતીના તોરણોથી શણગારવામા આવ્યો હતો. સ્વર્ણના સ્થંભો પણ અનેક પ્રકારના રત્નો વડે શોભી રહ્યા હતા.

ધનાવહ શેઠનો લક્ષ્મીપ્રાસાદ પણ અપૂર્વ સજાવટ પામી રહ્યો હતો. સમગ્ર નગરીમા આનંદ અને ઉત્સવ સિવાય કશુ દેખાતું જ નહિ

અમરના અંતઃકરણમાં કેટલો આનંદ થતો હશે? જીવનમા એક જ વખત આવતી આ પળ કેટલી મીઠી લાગતી હશે?

યથા સમયે લક્ષ્મીપ્રાસાદમાથી વરયાત્રા નીકળી. અમરકુમાર એક ભવ્ય હાથી પર બેઠો હતો. રત્નના અલંકારો વડે તેનું યૌવન આકર્ષક બન્યુ હતુ વરયાત્રામા અનેક નગરજનો સામેલ હતા. સ્ત્રીવર્ગનું પ્રમાણ પણ ઘણું હતુ.

જમાઇનું સ્વાગત કરવા માટે મહારાજ અને મહારાણી હાજર રહ્યાં હતાં અમરકુમાર જ્યારે રાજપ્રાસાદના પ્રાંગણમાં ઉતર્યો ત્યારે મહારાણીએ અમરકુમારનાં ઓવારણાં લઈ સાચાં મોતીથી વધાઇ કરી

એજ સમયે ઝરૂખામાં ઊભી રહેલી પ્રતિભાએ લજ્જાથી ધરતી સામે જોઈ રહેલી સુરસુંદરીને કહ્યું : " આ રસરાજના સહવાસમાં તું અમને તો નહિ વિસરી જાય ને ? "

આવા પ્રશ્નનો ઉત્તર શો હોય !

મંગલ વાદ્યોના રણકાર વચ્ચે, લોક સમુહના અપૂર્વ હર્ષ સાથે, ચારણ કવિઓની ભભક ભરી બિરદાવલીઓથી અને સુરીલાં રસ-ગીતોની છોળો વચ્ચે અમર અને સુરસુંદરીનો હસ્તમિલાપ થયો.

હૃદયબંધનનો પવિત્ર વિધિ આશા અને ઊર્મિના કાવ્યમય વાતાવરણ વચ્ચે પૂર્ણ થયો.



સોનાના હિંડોળા પર આરસની જાળીમાંથી ચંદ્રના કિરણો વરસી રહ્યાં છે એ કિરણોને શરમાવતી એક નવયૌવના હિંડોળા પર બેઠી બેઠી ઝૂલી રહી છે. એનાં નયનો કોઈના આગમનની આતુરતા સેવી રહ્યાં છે શું યૌવનની આતુરતા નયનોમા જ વસતી હશે? નિશાકરની સુધાધારા શુ એ આંખડીઓને નહિ લલચાવી શકતી હોય! તલસતા હૃદયો માટે કહેવાય છે કે અમૃતભર્યા ચદ્ર-કિરણો કોઇ કોઈ નયનોને સળગતી આગ સમાં ભાસે છે.

યુવતીના વદન મડળ પર યૌવનની ચાંદની ચમકી રહી છે. એના નયનોમા મિલન-ઝખનાના ગીતો જાણે છલકી રહ્યાં છે. સારા યે અગમા આનદ, ઉત્સાહ અને ઉર્મિની લહરીઓ જાણે નાચી રહી છે તેના દેહ પર શોભી રહેલુ ઊપારગી ઉત્તરીય ચદ્રનાં કિરણોને લલચાવી રહ્યુ છે. હૃદય પર ઝૂલતો વજ્ર પન્નાનો હાર-અપૂર્વ પ્રભા પાથરી રહ્યો છે. હાથમા પહેરેલા હિરકવલય શશાંકની સ્પર્ધા કરી રહ્યા હોય તેમ લાગે છે. અને રત્નજડિત કટીમેખલા વારવાર શા માટે કપતી હશે? તો પછી શા માટે સૌન્દર્ય અને શણગાર વચ્ચે સ્પર્ધા જામતી હશે?

ને યુવતીના હૃદયમા અત્યારે અનેક વિચારો રમી રહ્યા છે. નિર્દોષ બાલ્યકાળ, તે સમયનાં તોફાનો, કિશોર જીવનની આશાઓ,

અભ્યાસકાળની ઉર્મિઓ અને જીવનમા રચેલી અનેક કાલીઘેલી કલ્પનાઓ આંખ સામે તરવરી રહી છે. છતાં ય ઉરમા ઉગેલી તાલાવેલી શા માટે આ બધા વિચારોને ધક્કા મારતી હશે ? આ પ્રશ્નનો ઉત્તર તો પતિના પ્રથમ દર્શન માટે તલસતી કોઈ યુવતીની આખો જ આપી શકે

કોઈના આગમનનો હળવો પદરવ યુવતીના કાન પર અથડાયો. તેનાં નયનો તીરછાં બનીને દ્વાર તરફ દોડયાં. સઘળા વિચારો વિલય પામ્યા. તમન્નાનો ઉભરો સ્તબ્ધ બન્યો. યુવતી હિંડોળા પરથી ઉઠીને એક તરફ ઊભી રહી આવનારને જોવા માટે આતુર બનેલાં નયનો પળ માટે અવળાં બન્યાં. જાણે કેમ આવનારને નિહાળવા માટે અચાનક અણગમો ઊભો થયો ન હોય !

એક યુવાને દ્વારમા પગ મૂક્યો. સુસજ્જિત શયનખંડમા દૃષ્ટિ દોડાવી તો રૂપનાં રસઝરણાં વહાવતી રસમાધુરી પીઠ બતાવતી ઊભી હતી. પણ પીઠ તો સ્નેહની પાટી છે. હૃદયના ભાવ ત્યાં પણ અંકિત થઈ જાય છે. શુ એ ભાવ વાચી શકાતા હશે ? ગમે તે હો, જોનારની આખ પણ ઘેલી અને હૈયાના ભાવ વ્યક્ત કરતી પીઠ પણ ઘેલી ! આ કઈ શકમંદ પૂરાવો ન ગણાય.

યુવાનના હૈયામા યે ઘણા તોફાનો જાગ્યા હતા. જતા વેંત અમુક વિશેષણથી બોલાવીશ, અમુક વાત કહીશ, અમુક વાતો સાંભળીશ, વાણીમા માધુર્ય ભરીશ વગેરે અનેક કલ્પનાઓ આ યુવાને સેવી હતી પરંતુ પત્નીના પ્રથમદર્શન માટે તલસતો આ યુવાન કંઈપણ બોલી શકયો નહિ. હિંડોળાની સોનાની સાંકળ પકડીને તે ઊભો રહ્યો. મનમા ગોઠવી રાખેલાં વાક્યો વેરાઈ ગયાં હતા તે વીણવા જતા વીણી શકાયાં નહિ.

તરુણીના પ્રાણમાં પણ આવાંજ તોફાન હતા. પોતાના વાણી-પ્રવાહમાં સ્વામિને તરબોળ બનાવવાની અભિલાષા તેણે પણ નોતરી હતી.

છતાંય બંનેની વાચા પર મધુર મૌન આવી ગયું. અને આવું મૌન ન તૂટે તો કેટલી પળો, કેટલી રાત્રીઓ અને કેટલા યુગો વીતી જાય ? ના, ના, મીઠું છતાં અસહ્ય તો જરૂર હશે. પણ આ મૌન વધારે આકરું કોને લાગતું હશે ? કહેવાય છે કે–આવા સમયે પુરુષની શક્તિ પાંગળી બની જાય છે. આ પણ લખ્યો નિયમ હો કે સત્ય હો, પરંતુ યુવાનની વાણી સળવળી, તેનાથી ન છૂટકે બોલી જવાયું: "પ્રિયે"

આ શબ્દોની સાથો સાથ તેનો હાથ નવવધૂના સહજ કંપી રહેલા ખભા પર હળવેથી.. ગભરાયેલા ચોર માફક પડ્યો.

વળી પાછું મૌન !

કાં બેમાંથી કોઈ ન બોલે? આ પળો કઈ ઉપમાને યોગ્ય હશે ? એ તો આવા સમયે કોઈ શણગાર શિરોમણિ કે કવિ કોવિદ હાજર હોય તો જરૂર નૂતન ઉપમા જગતને આપી શકે; પણ આ પળો જ એવી છે કે અન્યનું મધ્યસ્થપણું તેનાથી સહી શકાતું નથી

પુનઃ તે યુવાને પોતાની વેરાઈ ગયેલી હિંમતને એકત્ર કરતાં કહ્યું. "પ્રિયે !"

આ બે જ શબ્દોમાં કેમ જાણેયે સમગ્ર શબ્દ કોશ સમાઇ ગયો ન હોય ! પણ યુવતી જરાયે ચચળ ન બની, એને મન કાં તો મૌન મીઠું હશે, અથવા તો મૌનને છંછેડવાની શક્તિ નહિ પ્રગટી હોય.

શબ્દો મૌનને ન ભેદી શક્યા. યુવાનનો બીજો હાથ આપોઆપ ઉંચો થયો અને યુવતીના વદનને કંઈક પૂછવા માગતો હોય તેમ ત્યાં ગયો અને યુવાનના બંને હાથ વચ્ચે તરુણીનું વદન સપડાઈ ગયું. યુવાને તરુણીનું વદન પોતા તરફ વાળી એક ચુંબન લીધું. કહે છે કે આ પળનું વર્ણન વાણી નથી ઉતારી શકતી.

તરુણીના મનમાં થયું છટકી જાઉં, પણ ન છટકાયું; કંઈક કહું, પણ ન કહેવાયું

મૌનના અંતની પળો નજીક આવી ગઈ હતી. નવપરિણીત હૈયાની આવી થોડી પળો પસાર થયા પછી જીવનભર વાતો નથી ખૂટતી. અણધારી વાતો આવી આવીને ઉભરાય છે.

યુવાને ભાવભર્યા હૈયે કહ્યું : "સુર મે તો તારાં જ સ્વપ્ન સેવ્યા હતા."

"મે પણ એવી જ આશાઓ રચી હતી" મૃદુ મંજુલ સ્વરો રેલાયા.

"આખરે બંનેની આશાઓ અમર બની" કહી અમરકુમારે સુરસુંદરીને બાહુપાશમા લઈ એક દીર્ઘ ચુંબન ભર્યું

બંને બહારની અગાશીમા ગયા. ચંદ્ર પૂર્ણ યૌવનથી છલકાઈ ગયો હતો બંને એક બેઠક પર બેઠા વાતોની અણખૂટ ધારા વહેવા માંડી.

રાત્રિનો છેલ્લો પ્રહર શરૂ થયો. આવા ઉજાગરાઓ સતત આવ્યા કરે તો ય કદાચ નડના નહિ હોય !

અમરે કહ્યું : "ગગન સામે તો જો, રાત્રિનો ચોથો પ્રહર ચાલી રહ્યો છે"

"એવા તો અનંત પ્રહરો વીતી જશે"

"હવે આપણે શય્યા પર જઈએ; સવારે વહેલા તૈયાર થવુ પડશે."

"હા...ચાલો."

"તું રાજપ્રાસાદમા ક્યારે જઈશ ?"

"આપણે દેવદર્શન કરીને આવશુ, ત્યારે રથ આવી ગયો હશે"

"સારુ ..."

બંને શયનગૃહમાં આવ્યા

નવપરિણીત હૈયા પર પસાર થતી મધુયામિની શુ જીવનભરના સ્મરણ તરીકે નહિ ગણાતી હોય ?

## પ્રકરણ ૧૦ મું...................................પિતા-પુત્ર

હાસ્ય, કલ્લોલ અને આનંદ વચ્ચે પસાર થતા દિવસો કેમ ચાલ્યા જાય છે, તે ખબર જ નથી પડતી. સુખના દિવસો ટૂંકા લાગે છે; દુઃખના દિવસો લાંબા થઈ પડે છે.

અમર અને સુરના લગ્ન જીવન પર બે વર્ષની ઉષા વરમી ગઈ, છતાંય બંનેને એમ જ થતું, હજી ગઈ કાલે જ આપણે લગ્ન જીવનમા પગલા પાડયાં છે.

આ બે વર્ષમા ઘણુ ઘણું બની ગયું હતુ. અમરના મિત્રોમાંથી સુધીર અને જીનેન્દ્ર વ્યાપાર ખાતર વિદેશ ચાલ્યા ગયા હતા. વિમળ પણ કલ્પના સુંદરી મેળવીને બંગદેશમાં ગયો હતો. સુરસુંદરીની સખીઓમાં પણ આવુ જ થયુ હતું માલતી અને લવંગિકા સ્વામિનુ ગૃહ શોભાવવા વારાણસી ગઈ હતી. સદ્‌ભાગ્યે પ્રતિભાનુ શ્વસુરગૃહ ચંપાનગરીમાં જ હોવાથી વખતો વખત બંને સખીઓ મળી શકતી હતી.

~બે વર્ષ એક ક્ષણ જેવાં બન્યાં હતાં.

અમર અને સુરતુ લગ્નજીવન દિવસે દિવસે વધુને વધુ પ્રેમ-મધુર બની રહ્યું હતું.

આજ ધનાવહ શેઠ કંઈક ચિંતાભર્યા વદને બેઠા હતા બાજુમા તેમનો મુનિમ ચોપડા તપાસતો બેઠો હતો.

અમરકુમાર આવ્યો અને પિતાને નમસ્કાર કરી ગાદી પર બેઠો

ધનાવહ શેઠે પૂછ્યુ : "અમર, શુ સમાચાર મળ્યા ?"

"સમાચાર ઘણા સારા મળ્યા છે બાપુ, સાગરના તોફાન વચ્ચે આપણા બારે ય વહાણો સહિસલામત રહી શક્યાં છે. બનતા સુધી આજ બપોરના કિનારે આવી પહોચશે"

"ખુશી થવા જેવુ. આ સમાચાર કોણે આપ્યા ?"

"કલ્યાણ શેઠના વહાણો ગઇ રાતે આવી ગયા હતા. એમને ત્યાથી જ આ સમાચાર મળ્યા છે"

"સારુ." કહી શેઠજીએ મુનિમ તરફ નજર કરતા કહ્યુ "મુનિમજી, તમે રાજગૃહી મોકલવાની દસલાખ સુવર્ણ મુદ્રાઓનુ શું કર્યું ? મોકલાઇ ગઇ કે નહિ ?"

"જી હા, આજ સવારે જ એ વ્યવસ્થા થઇ ગઇ છે રાજ તરફથી અઢીસો હથિયાર બધ સૈનિકો મળી ગયા હતા. આજ પ્રાત કાળે સોના મહોરો મોકલી આપી છે." મુનિમજીએ ચોપડામાથી નજર ખેચીને શેઠ તરફ સ્થાપી

શેઠે કહ્યુ "અમરના કહેવા પ્રમાણે આપણાં વહાણો આજ સાજ સુધીમા આવી જશે એમાં લગભગ બારલાખ મુદ્રાઓનો માલ હશે. એ માલના વિક્રય માટે તાત્કાલિક પ્રબધ કરવો પડશે કારણ કે કેટલીક વસ્તુઓનાં ભાવ ઘટી જવાનો સભવ છે ગયે વખતે

આપણે એ લાખ મુદ્રાઓ જતી કરી હતી. આ વખતે એવો મમત રાખશો નહિ"

"જી, બરાબર છે પણ આ વખતે કલ્યાણ શેઠનો માલ બજારમાં સારો જશે" મુનિમે કહ્યું

"કઈ હરકત નહિ એનું પણ કારણ છે. તે જાત દેખરેખથી માલ ખરીદે છે; આપણો આધાર આઠતિયા પર છે. છતાં ય આ વખતે આપણે ફાવી જઈશું."

મુનિમ કંઈક ઉત્તર આપવા જાય તે પહેલા જ એક દાસીએ અંદર આવીને કહ્યું : "એક ગૃહસ્થ આપશ્રીને મળવા ઇચ્છે છે."

શેઠે અમર સામે જોઈ કહ્યું : "અમર, આવેલા ગૃહસ્થને વિનયપૂર્વક અહિં લઈ આવ" ત્યાર પછી મુનિમ સામે જોઈ કહ્યું: "ત્યારે તમે પેઢી પર જાઓ...અને બપોરના બંદર પર કોણ જશે ?"

"પ્રસાદને મોકલીશ."

"એ ઠીક છે. હું સાંજના પેઢી પર આવીશ. વહાણો વહેલાં આવી જાય તો મને અહિં સમાચાર મોકલજો." શેઠે કહ્યું.

મુનિમ વિદાય થયો.

અમરકુમાર એક ગૃહસ્થને લઈને ખંડમાં આવ્યો. આ ગૃહસ્થ વારાણસીથી આવ્યા હતા. વારાણસીમા શ્રી સુપાર્શ્વનાથ પ્રભુના જન્મકલ્યાણકની જગ્યા પર એક વિશાળ મંદિર બાંધવામાં આવ્યું હતુ. તે મંદિર પર કેટલાક અનાર્યોએ આક્રમણ કર્યું હતું. આ આક્રમણ પાછળ મિથ્યાત્વીઓનો વ્યવસ્થિત સહકાર હતો. આ કાર્યને પહોચી વળવા ધન અને શક્તિની આવશ્યકતા હતી. એ માટે જ વારાણસીના સંઘ તરફથી આ ગૃહસ્થ આવ્યા હતા. તેમણે આ બધી વાત શેઠને કહી. શેઠે કહ્યું: "આ કાર્ય માટે તમે કેટલું ધન એકઠું

કરવા ઇચ્છો છો ?"

ગૃહસ્થે કહ્યું: "પાંચ લાખ મુદ્રાઓની આવશ્યકતા છે. અમે અઢી લાખ મુદ્રાઓ તો એકઠી-કરી શકયા છીએ."

શેઠે અમર સામે જોઈ ને કહ્યું "અમર, તારો શુ વિચાર છે ?"

અમરે કહ્યું. "આપને જેમ ઉચિત લાગે તે..."

શેઠજીએ વારાણસીના ગૃહસ્થ સામે જોઇને કહ્યું "આપ નિશ્ચિંત મનથી વારાણસી પધારો. બાકીની રકમ મારા તરફથી વારાણસીના શ્રીસંઘને મળી જશે આવતી કાલે હું એક માણસ વારાણસી મોકલી દઈશ મારા આઠતિયાઓ અઢીલાખ મુદ્રાઓ આપી દેશે"

ગૃહસ્થે શેઠજીનો આભાર માન્યો.

ત્યાર પછી ગૃહસ્થ વિદાય થયો.

થોડીવારના મૌન પછી અમરકુમારે કહ્યું: "બાપુ .."

"કેમ ભાઇ, શું કહેવુ છે ?"

"મારી એક ઇચ્છા આપ પરિપૂર્ણ ન કરો ?"

"શી ઇચ્છા ? મને કહે ત્યારે સમજાયને ?" શેઠે પુત્ર સામે જોયું.

"મારી ઇચ્છા આ વખતે ખરીદી કરવા વિદેશ જવાની છે; તો આપ મને મોકલવા કૃપા ન કરો."

"તારી ઇચ્છા ઘણી સારી છે. પરતુ તારે શા માટે જવું જોઈએ ?" ધનાવહ શેઠ પુત્ર સામે જોઈ રહ્યા.

"બાપુ, એમ ન કહો. આ ઉમ્મરે અનુભવ ન મેળવું તો ક્યારે મેળવુ ? અને યુવાવસ્થામાં મેળવેલો અનુભવ ભવિષ્યમા મને ઘણો લાભદાયી થઇ પડશે."

"તારા આ વિચારોથી મને ઘણો હર્ષ થાય છે. દરેક વેપારીએ

એક વખત આફત ખેડી લેવી જોઈએ એમ હું માનુ છું. એટલે તારી ઇચ્છા સામે હુ આનાકાની નથી કરતો. પણ..."

"બાપુજી, મારી પ્રાર્થના છે કે બીજી કોઈપણ દલિલ ન કરતાં મારો ઘણા સમયની ઉમેદ પરિપૂર્ણ કરો, એક વખત વિદેશ-યાત્રા કરીને આવું તો મને ઘણું જાણવાનું મળે અને પછી હું શાંતિ પૂર્વક આપની સેવા કરી શકુ."

"ભલે તારી ઇચ્છાને હું અનુમોદન આપું છું. એકવાર વિદેશના અનુભવો જીવનમા લેવા આવશ્યક છે. એકાદ મહિના પછી આપણાં બારે ય વહાણો સફર માટે જશે તું પણ સાથે જજે અને તારાથી ખેડાય તેટલો વેપાર ખેડી લેજે. સાહસ અને ઉત્સાહ ભરેલા માનવીનો સદાયે વિજય છે. કદાચ વેપાર કરતાં ગૂમાવવું પડે તો પણ ચિંતા ન કરવી. અનુભવ હમેશા કિંમત માગે છે. એ જ સાચી મુડી છે."

પિતાના આ શબ્દો સાંભળીને અમરના વદન પર ઉત્સાહની ચમક પ્રગટી ઊઠી.

પિતાના પવિત્ર ચરણમાં તેણે મસ્તક નમાવ્યુ.

અમરનાં નયનો સજળ બની ગયા.



## પ્રકરણ ૧૧ મું.................... .........નારીનો વિજય

**સુરસુંદરીની** પ્રતીક્ષા કરતો અમરકુમાર શયનગૃહમાં એક વિરામાસન પર બેઠો હતો

સુરસુંદરી અમરનાં માતુશ્રી પાસે બેઠી હતી.

અમરના હૃદયમાં અત્યારે અનંત વિચારો ઘેરાઈ રહ્યા હતા. વિદેશયાત્રાનો ઉત્સાહ, અવનવા દેશ વિદેશ જોવાની તમન્ના, સાગરની છોળો વચ્ચે મસ્તી માણવાના અભિલાષ, અનેક પ્રકારના વ્યાપારીઓ સાથે પરિચય સાધવાની ભાવના વગેરે પુષ્કળ વિચારો કોઈ રંગીન સ્વપ્નસૃષ્ટિ માફક તેના હૈયામાં ઉછળી રહ્યા હતા. આ સુખદ સ્વપ્ન-સૃષ્ટિ વચ્ચે સુરસુંદરીના વિયોગની કરુણ કલ્પના, તે વિદાય આપશે કે નહિ ? તે અહિં એકલી રહી શકશે કે કેમ ? વગેરે તરંગો ડહોળાઈ રહ્યા હતા.

આવા પરસ્પર વિરોધી વિચારો વચ્ચે તે એટલો તન્મય બની ગયો હતો કે સુરસુંદરી શયનખંડમાં આવીને ઊભી રહી તેનું પણ તેને ભાન ન રહ્યું.

જ્યારે સુરસુંદરીએ પ્રશ્ન કર્યો કે 'ક્યારના આવ્યા છો ?' ત્યારે જ અમરનું સ્વપ્ન ભેદાયું.

સુરસુંદરીએ કહ્યું : "આજ કંઈક વિચારમાં પડી ગયા લાગો છો ?"

"ખાસ કંઈ નથી ..આજ તો તું માતુશ્રી પાસે બહુ બેઠી."

"મને કંઈ વધારે સમય નથી થયો. પરંતુ તમને એકલા કંટાળો આવ્યો હશે એટલે સમય લાંબો જણાયો હશે. કહો તો ક્યારના આવ્યા છો ?"

"ઘણો સમય થયો હશે" અમરના મનમાં પત્ની સમક્ષ પરદેશ ગમનની વાત કેવી રીતે કહેવી તે ઘોળાયા કરતું હતું.

સુરસુંદરીએ સ્વામિની બાજુમા બેસતાં કહ્યું. "આજે તો પિતાશ્રીએ મને બહુ ઠપકો આપ્યો"

"શા માટે ?"

"ત્યાં નિયમિત જઈ શકતી નથી તેથી." સુરનાં નયનો હસતાં હતા.

અમરકુમારે હસીને કહ્યું : "મારો મોહ છોડે ત્યારે તું તારા પિતાજી પાસે જઈ શકે ને !"

"વાહ, મને નજરથી દૂર તો થવા દેતા નથી અને દોષ મારો કાઢો છો ?"

"હવે હું તને જરૂર નજરથી દૂર થવા દઈશ." અમરકુમારને મુખ્ય વાત કાઢવાનો પ્રસંગ આપોઆપ મળી ગયો.

"તો તો ઘણું સારું, મને પણ નિરાંત...નજરથી કેવી રીતે દૂર કરશો ?" સુરસુંદરીને મન આ વિનોદ હતો.

" હું અહિંથી ક્યાંક જઈશ."

" ભલે......" સુરસુંદરીને મશ્કરી લાગી.

" પછી તું પલટી તો નહિ જાય ને ? " અમરે પ્રશ્નભરી નજરે પત્ની સામે જોયું.

" શા માટે ! પુરુષને બાંધી રાખવાનું બળ સ્ત્રીઓમાં થોડું હોય છે ! "

" સારું સારે હવે તને વાત કહું, ઓછામાં ઓછા બેથી ત્રણ વર્ષ સુધી આપણે એક બીજાને નહિ મળી શકીએ."

" કારણ ? " સુરસુંદરીને કંઈક સત્યનો ભાસ થવા લાગ્યો.

" આજે આપણાં જે વહાણો વિદેશથી આવી ગયા છે, તે એક મહિના પછી પાછા વિદેશ જશે હું તે વહાણો સાથે જ જવાનો છુ. પિતાશ્રીએ મને અનુમતિ આપી દીધી છે."

સુરના કમળ વદન પર શોકની એક વાદળી છાઈ ગઈ.

ઘડીભર ગંભીર મૌન છવાયું.

કંઈક કંપના સ્વરે સુરસુંદરી બોલી : " હું પણ તમારી સાથે જ આવીશ "

" શું ? એટલી વારમાં પલટી ગઈ ? પ્રવાસમા તારું કામ નહિ, સુર ! સાગરનાં ભયંકર તોફાનો, દેશવિદેશની સખત હાડમારી, અનેક પ્રકારની ઉપાધિઓ આ બધામા તારુ કામ નહિ."

" એટલે હું એકલી અહિ રહું ? "

" એ વગર બીજો કોઈ ઉપાય નથી. તે હમણાં જ મને આજ્ઞા આપી હતી."

" એ તો કેવળ ઉપહાસ હતો."

"ઉપહાસને સત્ય બનાવવું પડશે. મારા ખાતર તારે અહિં જ રહેવુ ઉચિત છે." અમરે કહ્યું.

"હૂ એ કશુ ન સમજુ. મારાથી તમારો વિયોગ એક ઘડી પણ સહી શકાશે નહિ."

સુરનો હાથ પકડી અમરે કહ્યુ : "તુ જ મને કહેતી હતી, વિયોગ એ તો પ્રણયજીવનની અણુમોલ કસોટી છે. મિલનની મહત્તા વિયોગ વગર સમજાતી નથી."

સુરસુંદરીએ શાંત સ્વરે કહ્યુ : "એ બધુ પુરુષો માટે. સ્ત્રીઓને મન મિલનની મહત્તા આંકવાના આવાં સ્વપ્ન પણ વેધક થઈ પડે. સ્ત્રીઓના હૃદ્ય વેદના સહવા માટે નથી સરજાયાં."

"જીવનમાં કેટલાક પ્રસંગો અનીચ્છાએ પણ આવકારવા પડે છે, સુર ! ન છૂટકે કેટલીક વ્યથાઓ અપનાવી લેવી પડે છે."

"એ કશુ મારે નથી સમજવુ. તમે નહિ માનો તો પિતાશ્રીને કહીને હું રજા મેળવીશ"

"પણ તને જરાય સમજ છે કે નહિ ? હુ હજી પહેલી વાર વિદેશ જઉં છું. હું સાવ અજાણ્યો, અનુભવ વગરનો અને પ્રવાસથી અપરિચિત રહ્યો; મેં કોઈ દિવસ સંકટો જોયાં નથી. આ સ્થિતિમા હું તને કેવી રીતે લઇ જઉં ?"

"એથી જ મારી આવશ્યકતા છે સંકટોમા હુ તમને સાથ ન આપુ તો મારો ધર્મ લજવાય."

"સુર...!"

"શું ?"

"આ તારો દુરાગ્રહ છે."

"એમ શા માટે માનો છો ?"

"પણ તારો ધર્મ શું છે?"

"મારા ધર્મનું મને પૂરેપુરું ભાન છે. સ્વામિના સુખદુઃખમાં સ્ત્રી જ સાચી સાથીદાર હોય છે. રામની સાથે સીતાજી શા માટે ગયાં હતાં? નળ સાથે દમયતીને જવાનુ શું કારણ? હરિશ્ચંદ્ર સાથે તારામતીએ કેમ સંકટો સહન ક્યાં? પાડવોનાં દુ.ખ દ્રૌપદીએ પોતાનાં શા માટે માન્યા? માત્ર એટલા જ ખાતર કે એ સન્નારીઓ પોતાનો જીવનધર્મ બરાબર સમજી શકી હતી અને તેથી જ તે પૂજનીય સ્ત્રીઓએ ભયના વાદળદળ જોવા છતા સ્વામિનો સાથ નહોતો છોડ્યો."

"પરંતુ એ બધાના પરિણામ કેવાં આવ્યાં? સીતાને રાવણ હરી ગયો, દમયંતીને વિકટવનમાં રઝળવું પડ્યુ, તારામતીને વેચાવુ પડ્યુ, પાચાળી પર આફતોની ઝડીઓ પડી....."

"છતા ય પતિભક્તિનો વિજય આજ પણ પોતાનુ ગૌરવ દાખવી રહ્યો છે! મારા મસ્તક પર ગમે તેવાં સકટો ઉતરી પડે એનો મને જરાયે ભય નથી. હું શ્રી જિનેશ્વરનુ સ્મરણ કરીને સઘળા સકટો હર્ષ પૂર્વક વધાવી લઈશ." સુરે મક્કમ સ્વરે કહ્યુ.

અમરકુમારને લાગ્યુ કે સુરસુદરી આમ સરલતાથી નહિ સમજી શકે. તેણે છેલ્લો દાવ અજમાવ્યો તે વેદના ભર્યા સ્વરે બોલ્યો: "જો સુર, તું એમ માને છે કે તને અહિ છોડી જતા મને જરાય દુખ નહિ થતુ હોય! મને તારા કરતા યે વિશેષ દુ.ખ થશે. પણ મારી ફરજ છે કે મારાથી તને આવા વિકટ પ્રવાસમાં સાથે ન લઈ જવાય ડહાપણ પૂર્વક દરેક બાજુનો વિચાર તો કરવો જોઈએ ને? તારે તો મને એમ કહેવુ જોઈએ કે અમર, તુ આનદ પૂર્વક જા અને પુષ્કળ અનુભવ લઈને આવ! પણ તુ તો મારા ઉત્સાહ પર પાણી રેડી રહી છે, મારા વિકાસ માર્ગને રૂંધી રહી છે"

"મને આ બધા વિચારો કરતા આવડે છે"

"ત્યારે સ્વામિની આજ્ઞાનો અસ્વિકાર કરીશ!"

"તમે શું પત્નીની આજ્ઞાને...પત્નીના ધર્મને કચડી નાખશો?... ભલે! ત્યારે...તમારે જવું હોય તો જજો...પણ પાછા આવશો ત્યારે મારુ માત્ર નામ જ આ ઘરમાં હશે, હું નહિ હોઉં..." સુરસુંદરીનાં નયનોમાંથી આંસુ ટપકવા લાગ્યાં.

નારીનાં આંસુ!

એ આંસુના ચરણ આગળ તો સુરપતિનુ વજ્ર પણ નમી પડે! એ આંસુના એક બિંદુથી હિમાલય જેવો પહાડ પણ કંપી ઉઠે! બિચારા પુરુષ હૃદયના શા ભાર?

અમરથી પત્નીનાં આંસુ ન સહી શકાયાં. તે બોલ્યો: "સુર, શા માટે? ચાલ હુ નહિ જઉં..."

"ના...તમે ન જાઓ તો તમને મારા સોગંદ છે..."

"તારો વિજય ને મારો પરાજય. તું મારી સાથે જ આવજે." કહી અમરકુમારે સુરના ખભા પર હાથ મૂક્યો.

આંસુ અદૃશ્ય થઈ ગયાં વિષાદની વાદળી વિદાય લઈ ગઈ અને સુરના વદન પર, વિશ્વ પર વિજય કરે તેવું નિર્મળ મોહક હાસ્ય ખીલી ઉઠ્યું.

મંજુલ સ્વરે તે બોલી: "સંસારમાં નારીનો જ વિજય છે."

અમરકુમારની જીભ ઉપર વાક્ય આવી ગયું કે 'તે માત્ર આંસુ વડે.' પણ તે બોલી શક્યો નહિ.

સુરસુંદરીને પ્યારથી હૈયા સરસી લેતાં તે માત્ર એટલું જ બોલ્યો: "સુર!"

શું નારીનાં આસુમાં પણ પરાજય નથી?



અમર અને સુરનાં હૈયાં વિદેશ યાત્રા માટે નાચી રહ્યાં હતાં. અવનવા દેશો જોવાની આતુરતા કોને ન પ્રગટે? ઉત્સાહના વેગમા બંને વિલસી રહ્યાં હતાં. સુરસુંદરીએ પોતાનાં માતાપિતાની અને સાસુસસરાની અનુમતિ મેળવી લીધી હતી.

મહારાજ રિપુમર્દનને મળવા માટે જ્યારે અમરકુમાર ગયો અને પોતે કયા ક્યા દેશોમાં જશે તે હકીકત કહી, ત્યારે મહારાજ રિપુમર્દને કહ્યું: "અમરકુમાર, સાગરનો પ્રવાસ ઘણો વિકટ હોય છે. હરપળે સાગર તોફાની થવાનો ભય રહ્યા જ કરે છે. તે સમય સાવધાની ન ભૂલવી. કુશળ નાવિકોની સલાહને માન્ય રાખવી. કારણ કે એ લોકો સાગરના પુત્રો જ હોય છે વિદેશમાં જે કંઈ સાહસ કરો તે ખૂબ વિચાર પૂર્વક કરજો!"

"આપની મીઠી સૂચનાઓ મને માર્ગ દર્શક થઈ પડશે." અમરે વિવેક પૂર્વક કહ્યું.

"અને મારી કન્યાની સંભાળ માટે મારે તમને કશું કહેવાનું ન જ હોય. તમે સમજુ અને ગુણવંત છો. પણ લોકોની દૃષ્ટિએ હજી તમે બંને બાળક છો. એટલે જ્યાં પગ મૂકો ત્યાં જોઈ વિચારી, સંભાળીને જ મૂકજો."

મહારાણીએ પણ આવી કેટલીક સલાહ આપી.

જોત જોતામાં પ્રસ્થાનનો દિવસ નજીક આવી ગયો.

પ્રવાસની તૈયારી ઉત્સાહ પૂર્વક થઈ રહી હતી. લગભગ બધાં વહાણોનુ સમારકામ પૂરુ થઈ ગયું હતું...અગિયાર વહાણોમાં માલ ભરવામા આવ્યો હતો. મુખ્યત્વે કરીને કાપડ, ભારતીય ઔષધો, ભારતીય કલા કારીગિરીની ચીજો વગેરે માલ પરદેશ ખાતે લઈ જવામાં આવતો હતો.

બારમું વહાણુ ખૂબ મજબૂત, સુદર અને વેગવંત હતું. એ વહાણુમા વિશિષ્ટ પ્રકારની કારીગિરી હતી એની ભવ્યતા કોઈ રાજ-પ્રાસાદ સમી હતી અમર અને સુરસુદરી ખાતર તે વહાણુમાં અનેક પ્રકારની સગવડતાઓ ઊભી કરવામાં આવી હતા. વહાણુના ભોંયરામાં એક વર્ષ સુધી ચાલી શકે તેટલી ખાદ્ય સામગ્રી–અનાજ વગેરે ભર-વામાં આવ્યુ હતુ. વહાણુના ગુપ્ત સ્થળે પુષ્કળ દ્રવ્ય સાચવવામા આવ્યુ હતુ. આ વહાણુમા જૂદા જૂદા બાર ખડ હતા અને બધાને સુસજ્જિત કરવામા આવ્યા હતા. બે શયનગૃહ, બને માટેનો જૂદી જૂદી બેઠકો, દાસદાસીઓના ખડ, રસોઈ ઘર, કોઠાર, સ્નાનગૃહ વગેરે દરેક પ્રકારની સગવડતા આ વહાણુમાં હતી. શ્રી ધનાવહ શેઠે પ્રવાસીઓને જરાય કટાળો ન આવે એવી વ્યવસ્થા કરી હતી.

તે સમયે સમુદ્રયાત્રા અતિ વિકટ ગણાતી અને ભારતવર્ષ આવા વિકટ પ્રવાસ માટે મશહુર હતુ. વહાણુવટામા ભરતક્ષેત્ર જેટલી કુશળતા જગતના કોઈ પણ દેશે નહોતી મેળવી. તે સમયે ભારતવર્ષ આખા જગતને વસ્ત્રો, કલા, સાહિત્ય, સંસ્કાર અને ધર્મપ્રકાશ પૂરો પાડતો હતો. તે સમયે સત્તાના લોભ ખાતર કોઈ પ્રકારની મારામારી નહોતી. સાગર માર્ગ દરેકને માટે મુક્ત હતો.

પ્રસ્થાનનો દિવસ આવ્યો.

અમર અને સુરસુંદરી પ્રાતઃકાળે ઉઠી, શ્રી જિનેશ્વર પ્રભુની પૂજા કરી, ગુરુમહારાજના આશીર્વાદ મેળવવા ઉપારામોગારમા ગયાં.

મુનિશ્રીએ મધુર વાણીથી કહ્યું "હર્ષપૂર્વક સંકટો સહી લેજો, ધીરજ ગૂમાવશો નહિ. કદીપણ શ્રી જિનેશ્વરદેવને વિસરતા નહિ. ત્રણે જગતને એ તારક છે. એના પવિત્ર સ્મરણથી પ્રેરણાબળ અને જ્ઞાન પ્રાપ્ત થાય છે. જે જે દેશોમા જાઓ તે તે દેશોમાં ધર્મનું ગૌરવ ધરાવજો, ધર્મની પ્રભાવના કરજો. કર્મયોગે તમે અત્યારે સુખી, સુજન, સંપત્તિવાન અને તંદુરસ્ત છો કર્મ યોગે પ્રાપ્ત થયેલી આ સંપત્તિને કલ્યાણ અર્થે ઉપયોગ કરતા રહેશો તો શ્રી શાસનદેવ તમારું સર્વ પ્રકારે હિત કરશે ,,

મુનિશ્રીનાં આશીર્વચન લઇ બંને શુભ મુહૂર્ત અને શુભ શુકનના યોગ સાથે સાગર તટે જવા વિદાય થયાં.

બંનેના માતા પિતા, રાજના કર્મચારીઓ, ચંપાનગરીના પ્રજાજને અને સગાંવહાલાઓ વિદાય આપવા સાગર કિનારે આવી પહોચ્યા હતા.

અમરે પિતાના ચરણમા મસ્તક નમાવ્યુ. ધનાવહ શેઠે પુત્રના મસ્તક પર હાથ મૂકી કહ્યું. " બેટા, સંકટોથી ગભરાઇશ નહિ. સંકટો મરદના માથે જ આવે છે, અને મરદો જ આફતોને પી જાય છે. સંકટ સમયે તરણ તારણ અરિહંતનુ સ્મરણ ચૂકીશ નહિ. વિદેશમાં ચારિત્ર્ય અને સંયમ જાળવજે. ચારિત્ર્યનુ બળ એ જીવનની સાચી મુડી છે.'

અમરના માતુશ્રીએ અમરને હૈયા સરસો લઇ કહ્યુ "બેટા, સુખી થા અને સુખ પૂર્વક યાત્રા પૂરી કરીને આવજે."

અમરકુમારના નયનો આંસુ છલકાવી રહ્યાં.

મહારાજ રિપુમર્દન અને રાણીએ પણ અમર તથા સુરને પ્રેરક વચનો કહ્યાં.

મહારાજાએ વિદાયના શુભ સ્મરણ નિમિત્તે રત્નની એક માળા

અમરના ગળામાં પહેરાવી. પોતાની કન્યાને પણ ઉત્તમ પ્રકારનાં મોતીની એક માળા અને હિરકવલય ભેટ આપ્યાં.

શેઠશ્રીએ પોતાના કાબેલ મુનિમ દેવચંદ્રને વ્યાપાર સંબંધી કેટલીક સૂચનાઓ કરી. અમરની સંભાળ રાખવા ધનાવહ શેઠે પોતાના મુખ્ય મુનિમને સાથે રાખ્યો હતો. દેવચંદ્ર તરફ આંગળી ચીંધીને શેઠે અમરને કહ્યું: "આ આપણું રત્ન છે. તું એને વડિલ માનજે અને એમની આજ્ઞામાં રહેજે. દેવચંદ્રની સલાહ વગર એક પણ કાર્ય કરીશ નહિ."

સહુની આંસુભરી વિદાય લઈ દાસ દાસીઓના પરિવાર સહિત અમર અને સુરસુંદરી વહાણ પર ચઢી ગયાં. ખારવાઓએ વહાણ તૈયાર રાખ્યાં હતાં. પ્રસ્થાનનો આદેશ માગ્યો.

અમરકુમારે અને સુરસુંદરીએ વહાણના કિનારા પાસે ઊભા રહેલા વડિલો તથા પ્રજાજનોને વંદન કર્યાં. જનની જન્મભૂમિ ઉપર એક સજળ દૃષ્ટિ સ્થાપી

સહુએ આશીર્વાદ સહિત સજળ નયને વિદાય આપી.

અમર અને સુર હાથ જોડીને સહુ સામે જોતાં ઊભાં રહ્યાં. દેવચંદ્રે નાવિકના સરદારને કહ્યું: "રઘુવર, વહાણ ચલાવો."

ધીરે ધીરે વહાણો ગતિમાન થયાં.

વહાણો જ્યાંસુધી દૃષ્ટિ ગોચર રહ્યાં, ત્યાંસુધી બંદર પર સહુ ઊભા રહ્યાં.

લોકોના હૈયા હર્ષ ભર્યો પોકાર કરવા લાગ્યાં.

સૂર્ય હજી મધ્યાકાશમાં આવે તે પહેલાં વહાણો સાગરના ગંભીર

અને સૂર્ય મધ્યાકાશમાં નહોતો આવ્યો.

પટ પર અદૃશ્ય થયાં.

બંદર કાંઠે ઊભા રહેલા સ્વજનો આંસુ લૂછતા વિદાય થયા.



## પ્રકરણ ૧૩ મું......................................મધદરિયે...

સાગર પટ ઉપર આઠ દિવસ વીતી ગયા. મોજાંઓના ભયંકર હોઢ સાથે ઉછળતાં ઉછળતાં બારેય વહાણોએ મધદરિયે પ્રવેશ કર્યો. અમર અને સુરના શરુઆતના ચારપાંચ દિવસો વસમી રીતે પસાર થયા. બન્નેની તંદુરસ્તી પણ કંઈક શિથિલ બની ગઈ હતી. પરંતુ હવે એ ભય હળવો થઈ ગયો. વાટમાં બેચાર નાનાં નાનાં તોફાનો થઈ ગયાં હતાં, પણ ખારવાઓની દૃષ્ટિએ એ તોફાનો સામાન્ય રમત જેવાં હતા. પણ સાગરની આ સામાન્ય રમતમાં અમર અને સુરે તો કાળનાં દર્શન કર્યાં હતાં. આમને આમ બન્નેએ સાગર પર આઠ રાત્રિઓ ગુજારી.

અત્યારે ચાંદની રાત છે. સાગર પ્રશાંત હોવા છતાં ઘુઘવાટ કરી રહ્યો છે. ચંદ્રને બાથોમાં લેવા માટે સાગરના તરંગો પહાડ માફક ઊંચે ચઢીને પછડાઈ રહ્યા છે. ચંદ્રના સ્પર્શની સ્પર્ધા કરતા સાગર-તરંગો કેવા મનોહર લાગતા હશે? નજર પણ ન પહોંચે એટલે દૂર દૂર પથરાયેલી ચાંદની કેવી રળિયામણી બની હશે? ભયાનક વસ્તુઓ શું મનોરમ નથી હોતી?

તૂતક પર ગોઠવેલા વિનામાસન પર અમર અને સુર ચાંદનીથી તરબોળ બનીને બેઠા છે. સાગરના ગંભીર નૃત્ય, રજનીમાં ઉત્પન્ન થતા જળચિત્રો, ભયંકર જળસમૂહ, અને વિશાળ ગગનપટ જોવાના બંનેની આંખો ભય મિશ્રિત આનંદ પી રહેલ છે. આ પ્રમાણે જોતા જોતા સુરસુંદરીની નજર એકાએક અતિ દૂર દેખાતી એક વિરાટ રાક્ષસી આકૃતિ પર પડી તે ચમકી અને આંગળી ચીંધતા બોલી: "આમ જુઓ તો! સામે શું દેખાય છે?"

અમરકુમારે તે દિશામાં જોયું તો તે પણ ચમક્યો. તરત તેણે રઘુવરને બૂમ મારી રઘુવર તત્કાળ આવી પહોંચ્યો. અમરે કહ્યું: "રઘુવર જો તો ખરો! સામે શું દેખાય છે?"

રઘુવરે તે દિશા તરફ નજર નાખી અને એક હાસ્ય વેર્યું. કહ્યું: "શેઠ, એ તો જળવાદળની, રમત છે."

આ સાંભળીને બંનેના હૃદય કંઈક શાંત થયાં. રઘુવર ચાલ્યો ગયો. અમરે સુરસુંદરીને પૂછ્યું: "તું બહુ ડરી ગઈ કેમ?"

"તમારા કરતા તો ઓછી."

"તો પછી તું શા માટે ચમકી ગઈ હતી?"

"મેં તો તમને માત્ર એ દૃશ્ય બતાવ્યું હતું. એમાં કશો ડર નહોતો. ભય તો તમને લાગ્યો, તરત રઘુવરને બૂમ મારી. જુઓ હવે એ દિશા તરફ કશું નથી"

"આશ્ચર્ય! આવા રમુજી દૃશ્યો તને પણ જોવા મળ્યાં હો'

"અને તમે એકલા આવ્યા હોત તો?"

"હું એકલો જોયા કરત"

"પણ આવો આનંદ આવત કે?" કહેતા કહેતા સુરના નયનો મધુરું હાસ્ય રેલી ગયાં. અમરકુમાર પત્નીનાં નયન હાસ્ય-જાદુ-નિહાળી

રહ્યો. કશો ઉત્તર ન આપતાં પત્નીના વદન પર વિલસતી રૂપપ્રભા જોવા લાગ્યો.

અચાનક એક વિકરાળ મગરમચ્છનુ પુચ્છ વહાણુની બાજુમા જ ઉછળ્યુ, અને તેના પછડાટથી ઉડેલા પાણી વડે બને ભીજાઈ ગયા

સુર બોલી ઊઠી : "કેવો ભયકર મગર ?"

"ગ્બુવર તો કહેતો હતો, આપણા બારેય વહાણો એક જ કોળીએ હજમ કરી જાય એવા વિશાળ મગરમચ્છ સાગરમા હોય છે. પણ મોટે ભાગે તેઓ સાગરની સપાટી પર નથી આવતા, તળીયે જ પડી રહે છે"

"તો તો બહુ સારુ."

"કેમ તને આપણા વહાણો માટે ધારતી લાગી ?"

ઉત્તરમાં સુર આછુ હસી અને હળવેથી બોલી· "ધારતી શા માટે લાગે ?"

ઘડીક મૌન છવાયુ

સુરે નવો પ્રશ્ન કર્યો. "અત્યારે આપણાં માતાપિતા શુ કરતા હશે ?"

"આપણુને યાદ કરતાં હશે."

"ભલે આ સાગર સુદર અને ભયકર રહ્યો. પણ આપણી ચંપાનગરી જેવી રમણીયતા ક્યાંય નથી." સુરના વિચારો વતન તરફ વળી રહ્યા હતા

અમરે હસીને કહ્યું. "આઠ જ દિવસમા ઘર સાભર્યુ ? આમ જો, સાગર કેટલો રળિયામણો છે ? પણ જરા બુદ્ધિહીન છે ! તે પોતાની અલૌકિક સપત્તિ કોઈને નથી દેખાડતો."

"બુદ્ધિહીન કેવી રીતે ?"

સાગરનુ જીવન પણુ વિચિત્ર છે તે સમાનભાવે નથી જીવી શકતો. નાચવું, કૂદવુ, ઉછળવું, શાંત બની જવું, જ્વાળામુખી માફક પ્રલયકાળ રચવો, વળી સાવ ભગત થઈ જવું વગેરે પ્રકારની તેની અનિયમિતતા માનવ હૃદયને શ્રદ્ધાપૂર્વક નથી આકર્ષી શકતી...છતાં તે મનોહર છે! જો, ચદ્રકિરણો વચ્ચે ઉછળતા તરગો કેવા શોભે છે? જાણે તારા હાથમા શોભી રહેલા લાખો હિરકવલયનો સમુહ ?" કહી અમરે પત્નીનો કોમળ હાથ પોતાના હાથમાં લીધો અને સ્નેહ પૂર્વક દબાવ્યો પડીક મૌન રહીને તે પુનઃ બોલ્યો: "સાગર વિશ્વનું અનંત કાવ્ય છે, પ્રકૃતિની ભવ્ય સમૃદ્ધિ છે, પણુ પાગલ છે......એ નૃત્યના નશામાં તન્મય બને છે ત્યારે અનેક નિર્દોષોનો સંહાર કરી નાખે છે"

એક પરિચારિકાએ આવી કહ્યું. "આપ અંદર પધારો... . રાત્રિનો બીજો પ્રહર પૂર્ણ થવા આવ્યો છે."

બંને ઊભાં થયા અને વહાણુ પરના સુસજ્જિત શયનગૃહ તરફ વિદાય થયા.

રૂપાની વિરાટ થાળી જેવો સાગર ચંદ્રને ચૂમવા મસ્ત બન્યો હતો.

ચદ્ર જાણ્યે સાગરને તલસાવી રહ્યો હતો!

ચાદની જાણે સાગરને અમૃત પાઈ રહી હતી અને ઘેરાં ગીત ગાવા લલચાવી રહી હતી

સાગર પાગલ બન્યો હતો



## પ્રકરણ ૧૪ મું...... .............. . ..............તોફાન!

બીજા છ સાત દિવસો શાંતિથી પસાર થઈ ગયા.

સૂર્યોદય થઇ ગયો છે સૂર્યના મહારાજ્યમાંથી નીતરતા સોનેરી કિરણો વચ્ચે બારે ય વહાણો ભીંજાઈ રહ્યાં છે સુરસુંદરી સ્નાનાદિથી નિવૃત્ત થઈ નવકારમંત્રનું આરાધન કરી રહી છે અમરકુમાર પોતાના ખંડમાં શ્રી ઋષભદેવ ભગવાનની સુવર્ણ પ્રતિમાની પૂજા પૂર્ણ કરી ચૈત્યવંદન કરી રહેલ છે. મુનિમ દેવચંદ દંત ધાવન કરી રહેલ છે. અન્ય દાસ દાસીઓ પ્રાત પ્રાર્થનાથી પરવારી પોતપોતાના કાર્યમાં ગૂંથાઈ ગયાં છે ખારવાઓ વહાણના ખુલ્લા ભાગ પર બેઠા બેઠા વાતો કરી રહ્યા છે. રઘુવર સૂકાન પાસે ઊભો રહી આકાશ સામે સ્થિર નજરે નિહાળી રહ્યો છે શા માટે?

એકાએક તેની દૃષ્ટિમાં કંઈક ભયનો પ્રવેશ થયો. એક પ્રચંડ વાદળું અને ક્રમશ. પલટાતા આકાશ રંગો જોઈ તેણે પોતાના સાથીઓને હાકલ કરી સઘળા ખારવાઓ તરત રઘુવર પાસે આવી ગયા.

રઘુવર વૃદ્ધ, કુશળ અને અનુભવી નૌકાચાલક હતો. તેણે પોતાના જીવનને અનેક ભય વચ્ચે પસાર કર્યું હતું. સમુદ્ર અને

આકાશનાં પ્રત્યેક લક્ષણો પરથી તે ભાવિ કહી શકવાની શક્તિ ધરાવતો. અનુભવથી પૂર્ણ બનેલી તેની આંખો આવતા ભયને પળવારમાં પિછાણી શકતી રઘુવરે પોતાના સાથીઓને આકાશના પલટાતા ચિહ્નો બતાવતા કહ્યું : " જુઓ, થોડા જ સમયમા તોફાન થવું જોઈએ. આ વાદળુ જો ઉત્તર તરફ ઢળી જશે તો આપણને કશો ભય નથી પણ વાયુ દખણાદો છે, અને વાદળાની ગતિ પણ દખણાદી છે. "

" હા, એમ જ છે. અરે રઘુદાદા, આમ તો જુઓ......" એક ખારવાએ બીજી દિશા તરફ ઘેરાતો વાદળઘુમ્મટ બતાવ્યો. રઘુવર વૃદ્ધ હોવાથી સહુ તેને રઘુદાદા કહીને જ બોલાવતા.

રઘુવરે તે દિશા તરફ નજર કરી તેના હૃદયમાં ભયનો પડઘો પડ્યો. તરત તે બોલ્યો· " જાઓ, તમારામાંથી દશ જણા શઢ પાસે ઊભા રહો. હું કહુ કે તરત શઢને પાડી દેજો એક પળનો યે વિલબ કરશો નહિ ચાર જણા લંગર પાસે ઊભા રહો. ચાર જણા સુકાન પાસે ઊભા રહો. બીજા બધા ખડે પગે તૈયાર રહો. " આ પ્રમાણે આજ્ઞાઓ છોડી તેણે ફરી વાર આકાશ સામે મીટ માંડી ત્યાર પછી તેણે કહ્યુ: " માણેક, શખધ્વનિ કરી દે તોફાન નજીક આવી ગયુ છે. પાછળના સઘળા વહાણોને ભયની સૂચના આપી દે જલ્દી જા, વાદળાઓ વિફરવા માડયા છે.. દક્ષિણ તરફ જ બધાં ઝૂકી રહ્યા છે. એ...એ.. એ ..સૂર્ય ગયો."

નિમિષ માત્રમાં અધકાર થઈ ગયો માણેક નામના ખારવાએ તરત મોટો શખ ઉઠાવી ભયનો ધ્વનિ પોકાર્યો અને એક હાથમાં લાકડાનો મોટો ટૂકડો લઈ પાછળનાં વહાણોને ઈશારાથી સૂચનાઓ આપવા માડ્યો શંખ ધ્વનિ સાંભળીને દાસદાસીઓ ચમકી ઉઠયાં. દેવચદ્ર પણ દોડનો તૂતક ઉપર આવી પહોચ્યો. તેણે જોયુ તો ખલાસીઓના ચહેરા પર ભય છવાઈ ગયો હતો. માણેક હાથમાં લાકડું આમતેમ ફેરવી પાછળનાં વહાણો સાથે ભયભીત વદને વાતો

કરી રહ્યો હતો.

દેવચંદ્રે રઘુવર પાસે જઈ પૂછ્યું : "રઘુવર, શું છે ?"

"કંઈ નહિ. તમે અંદર ચાલ્યા જાવ અને શેઠને સમાચાર આપો કે સાવધાન રહે. અચાનક તોફાન શરૂ થયું છે.. " આ પ્રમાણે કહી તેણે દૂર દૂર નજર નોંધી. દૂરથી વાયુનો વિશાળ પહાડ જેવો એક પ્રચંડ વંટોળ આવતો દેખાયો. વિશ્વ જાણે અંધકારમાં ડૂબતું દેખાયું. ઘડીક પહેલા સાગર તરંગો પર ખેલતાં સૂર્યનાં કિરણોનો સાગરે ગ્રાસ ન કરી લીધો હોય !

રઘુવરે આજ્ઞા કરીઃ " શઢ પાડી નાખો. જલ્દી પાડો ! માણેક, પાછળના વહાણોને શઢ પાડવાની સૂચના આપી દે. એય નપાવટો, સુકાન સંભાળો ! બાવડા તૂટી જાય તો ભલે પણ સુકાન ન ચસકવું જોઈએ. એ...એ...એ .." રઘુવર વાંકો વળી ગયો અને વાયુનો કઠોર ફુત્કાર વહાણને ડોલાવતો આગળ વધ્યો.

શઢ સંકેલાવા શરૂ થઈ ગયા હતા. રઘુવરે પાછળ નજર કરી તો પાછળના વહાણના શઢ પણ ઉતરી રહ્યા હતા. હજી સુધી દેવચંદ્રને ભયભીત ભાવે ઊભો રહેલો જોઈ રઘુવરે કહ્યું : " મુનિમજી, તમે અંદર ચાલ્યા જાઓ અને શેઠને સમાચાર આપી દો. ઉતાવળ કરો, નહિ તો પવનના લોઢમા સપડાઈને સાગરમા ઉછળી પડશો. "

દેવચંદ્ર તરત અંદર જવા વિદાય થયો.

અમરકુમાર પૂજા સમાપ્ત કરી બહાર આવતો હતો, ત્યાં ગભરાયેલો દેવચંદ્ર સામો મળ્યો અમરે પૂછ્યું : " મુનિમજી, આટલા બધા ગભરાઈ કેમ ગયા છો ? વહાણ આટલુ બધુ ડોલે છે શા માટે ?"

"શેઠ, અંદર પધારો. ભયંકર તોફાન શરૂ થયું છે. આમ તો જુઓ અંધારી રાત જેવો અંધકાર......"

અમરના હૃદયને ડર લાગ્યો. તે સુરસુંદરી પાસે ગયો. સુરસુંદરી સ્વસ્થ ચિત્તે નવકારમંત્રનુ આરાધન કરી રહી હતી. વહાણના ડોલન સાથે તેનો દેહ પણ ડોલી રહ્યો હતો. છતાં પણ તેના હૃદયની સ્થિરતા અજબ હતી.

પત્નીને કશું ન કહેતાં તે બહાર રઘુવર પાસે ગયો જોયું તો વાયુના પ્રબળ ઝંઝાવાતમા વહાણ ઉછળી રહ્યું હતું. સાગરમા પણ ગગનસ્પર્શી લોઢ ધમધમી રહ્યા હતા. જળતાંડવના ભયંકર ધ્વનિ કાનને ફાડી નાખતા હતા. જળચર પ્રાણીઓ પણ આવા સમયે ભયની ચીચીઆરીઓ કરતાં હોવાથી, ચીસો નાખી રહ્યા હતાં. રઘુ-વરનુ ધ્યાન વાદળના ગોળાઓ તરફ જ હતું. અમર વહાણના ડોલનમાં ડોલી રહ્યો હતો. તે બોલ્યો : "રઘુવર, શું છે?"

રઘુવરે અમરનો અવાજ ન સાભળ્યો. તે તો સ્થિર નયને ગગનમાં મંડાયેલા પ્રલય સામે જોઈ રહ્યો હતો. એવામા એક ભયંકર મોજું વહાણને ભમાવતું પસાર થયું.

રઘુવરે લાલ નેત્રે આજ્ઞા કરીઃ "સંભાળો! સંભાળો! કેમ ઊભા રહ્યા છો? પાછળ સૂચના આપો. એય, જરા ધ્યાન રાખ. સૂકાન ફરી જાય છે! માંદા થઈ ગયા છો કે શું? લાવો લાવો..." કહી રઘુવરે પોતાના વૃદ્ધ હાથે સૂકાન પકડયું. બાવડાતૂટ બળથી તેણે સૂકાનને સ્થિર કર્યું. લંગર નંખાયું. પાછળના વહાણોએ પણ લંગર નાખ્યું

સાગરમા આ સમયે જળતરંગો નહોતા પરંતુ પાણીનાં મોજા ભયંકર પહાડે ઘૂમતા હતા. સાગરમાં સંગીત નહોતુ, પણ ભયાનક અટ્ટહાસ્ય હતુ. આજ એનો પ્રશાન્ત ભાવ નહોતો, બિભિત્સ કોપ હતો. સાગ-રની કાયા આજે સૌમ્ય નહોતી, રૌદ્ર હતી ચારેય દિશાઓ અંધકાર, વાયુનો ઉછળના ગોળા, વાદળના કાળઝાળ ઝંઝાવાત અને સાગરના તાંડવનૃત્યથી એકાકાર બની ગઈ હતી. સાગરનો આ પ્રલયકંપ

અમરથી જોયો ન ગયો. તેનો દેહ ધ્રુજવા લાગ્યો. તેનું હૈયું થડકવા માંડ્યુ. ત્યા બીજો એક ભયંકર ઉછાળો આવ્યો અને દસબાર ખારવાઓ તૂતક પર પડી ગયા. અમર પણ ગોથુ ખાઇ ગયો. તેનામાં તો ઉઠવાની પણ તાકાત નહોતી રહી.

અમરની આ સ્થિતિ જોઇને ભયથી મૂજી રહેલો દેવચંદ્ર ઓથે ઊભો ઊભો બૂમો પાડવા માંડ્યો. આખરે માંડ માંડ અમર ઊભો થયો અને લથડીઆં ખાતો ખાતો વહાણના અંદરના ભાગમાં ગયો.

અંદર જઈ એક વિરામાસન પર તે પડ્યો દેવચંદ્ર સન્મુખ આવીને બેઠો. દાસદાસીઓ સ્થિર ભાવે બેસી રહ્યા હતા સહુ પોતપોતાના પુણ્યને-ઈષ્ટદેવને યાદ કરી રહ્યા હતાં. સુરસુંદરીની આરાધના હજી પૂરી નહોતી થઈ.

દાસદાસીઓના સમુહમાંથી એક જુવાન દાસી ઝંઝાવાતનુ સ્વરૂપ જોવાની આકાંક્ષા ન રોકી શકી. સહુની ના છતા તે તૂતક ઉપર આવી. તૂતક ઉપર આવતાં જ તેના દેહ સાથે પવનનો એક ગોળો અથડાયો અને નિમિષ માત્રમા તે ઉછળીને સાગરમાં ઉડી પડી. પરંતુ સારા નસીબે રઘુવરનુ ધ્યાન આ તરફ હતું. તરત તેણે આજ્ઞા કરી. "કોણ પડ્યું ? જાઓ, એક જણ કૂદી પડો અને બચાવો.

પળનો યે વિલંબ કર્યા વગર એક તરુણ ખલાસી જીંદગીને હાથમા રમાડતો આવા ભયાનક તોફાન વચ્ચે સાગરમા કૂદી પડ્યો. સહુના આશ્ચર્ય વચ્ચે તે નવજવાને ગોથાં ખાઈ રહેલી દાસીનો ચોટલો પકડી લીધો. તરત બે ચાર ખારવાઓએ તેના તરફ દોરડુ ફેંક્યું. તરુણ ખલાસીએ ચપળતાથી દોરડું પકડી લીધુ. સહુએ બંનેને ઉપર ખેંચી લીધાં. દાસી બેભાન થઈ ગઈ હતી તેને અંદર લઈ ગયા અને ઉપચાર શરૂ થયા.

વહાણ તો ડામાડોળ થઈ રહ્યું હતુ. અમરને પ્રલયકાળ દેખાતો

હતો. તેનુ હૃદય ધૈર્ય ન ધારી શક્યું. તે સુરસુંદરીના શયનખંડમાં ગયો. સુરસુંદરી નવકારના આરાધનમાં તન્મય હતી.

અમર ભયથી ધ્રૂજતો હતો. આમને આમ કેટલીક પળો વીતી ગઈ. ત્યા બહારથી આનંદનો ધ્વનિ જોશભેર સંભળાયો. આ ધ્વનિ સાંભળતા જ અમરના નેત્રોમાં આશા ચમકી ઉઠી. તે એકદમ તૂતક ઉપર ગયો. જોયુ તો સઘળા ખારવાઓના ચહેરા પર આનંદ અને ઉત્સાહ નાચી રહ્યો હતો રઘુવરનો ભયગ્રસ્ત ચહેરો ઉમંગથી પ્રફુલ્લ બન્યો હતો. હજી જોકે તોફાન સંપૂર્ણ શાંત નહોતુ બન્યુ.

અમરકુમારે રઘુવર પાસે જઈ પૂછ્યુ - "રઘુવર, કેમ લાગે છે?"

"શેઠ તમારા પુણ્યબળ મોટા છે. નહિ તો આ તોફાનમાં આપણી સહુની સાગર સમાધિ જ થાત હવે નિર્ભય રહેજો, તોફાન ઉત્તર તરફ વળી ગયુ છે."

અમરના હૃદયમાં આનંદ થયો. એજ સમયે તેણે પોતાની આંગળીમાથી વજ્રની મુદ્રિકા કાઢીને રઘુવરની આગળીમાથી પહેરા દીધી.

અમર હર્ષ ભર્યા હૈયે સુરસુંદરીના ખંડમા ગયો. સુરસુંદરી નવકારનું આરાધન પૂરું કરીને ઊભા થવાની તૈયારી કરતી હતી.

અમરે કહ્યું: "સુર, આજ તો મૃત્યુની રમત મંડાણી હતી. પ્રલયના પૂર ગર્જન મચ્યા હતાં જીંદગી મૃત્યુના સાણસા વચ્ચે સપડાઈ ગઈ હતી."

"પુણ્યપસાયે સારું થયું. શાસનદેવની કૃપા!" કહી સુરસુંદરી સ્વામી સાથે તૂતક ઉપર આવી

તૂતક ઉપર સઘળા ખારવાઓ આનંદ મગ્ન બની નાચગાન કરી રહ્યા હતા; સહુ પ્રભુના ગુણાનુવાદ ગાઈ રહ્યા હતા રઘુવર સહુની વચ્ચે પ્રફુલ્લ વદને ઊભો હતો

થોડીવાર પછી સૂર્યના દર્શન થયા.

રઘુવરે આજ્ઞા કરી : "લગર ઉઠાવો, શઢ ચડાવી દો...પવન ઘણો અનુકૂળ છે."

પાછળનાં વહાણો તરફ બધાએ જોયું. બધાં વહાણો સહિસલામત હતાં. રઘુવરે માણેકને પાછળના વહાણોને સૂચના આપવાનું જણાવ્યુ.

થોડાવાર પછી વહાણ ગતિમાન થયુ અને માર્ગ કાપવા લાગ્યું. ઘણે દૂર જતાં બેચાર વહાણોના ભગ્નાવશેષ સાગરના તરગોમાં અથડાતા નાચતા સહુની નજરે પડ્યા. રઘુવરે કહ્યુ : "શેઠ, આ વહાણો તોફાનના ભોગ થઈ પડયા લાગે છે કોઈ પણ માનવી બચ્યું હોય તેમ નથી દેખાતુ."

"બિચારાં કેટલાય આશાવત હૃદયોની આ સાગરના વિકરાળ ઉદરમા સમાઈ ગઈ હશે !" સુરસુદરીએ ભગ્નાવશેષો તરફ નજર કરતા કહ્યુ.

સાગરમા સપૂર્ણ શાતિ થઈ ગઈ રૌદ્રમૂર્તિ સમો સમુદ્ર બાળક જેવો સૌમ્ય બની ગયો. વિકરાળ કાળના ભયાનક સ્વરૂપના બદલે કોઈ પ્રયોગી સમી શાતિ ધારણ કરી હતી !

આ અકસ્માતમાંથી સહીસલામત બચી જવાની ખુશાલીમાં અમરકુમારે સર્વને યથાયોગ્ય પુરસ્કાર આપ્યો



## પ્રકરણ ૧૫ મુ ..................................યવદ્વીપ

પ્રકૃતિની લીલા અગમ્ય છે. એ અગમ્ય લીલા માનવજાતને ખૂબ જ મૂઝવી રહી છે. એ લીલાનો પાર પામવા–કિનારો મેળવવા માનવોની બુદ્ધિએ અનંત યુગોથી પ્રયત્ન કર્યાં કર્યો છે. છતાંય વિત-રાગ સિવાય કોઈ કિનારો શોધવાનું ભાગ્ય પ્રાપ્ત કરી શક્યા નથી. એથી જ જનતા કહે છે, કુદરતની લીલા અગમ્ય છે, અપાર છે, બુદ્ધિના પ્રદેશથી પર છે.

પ્રલયના પ્રચંડ દાવાનળ વચ્ચે પણ કુદરત હસતી હોય છે અને સુધાના રસાસ્વાદ વચ્ચે તે ક્રૂરતા સેવી શકે છે. ભયંકર વાવાઝોડામાં શાંતિનો શ્વાસ લ્યે છે અને કલેજા થંભાવતી નીરવતામાં મીઠાં સંગીત છેડે છે. પ્રકૃતિ એકધારી રહેવા છતાં યે પળે પળે પોતાના રંગ પલટે છે. જ્યાં શંકાઓને સ્થાન હોવાની સંભાવના પણ ન હોય, ત્યાં કરોડો શંકાઓ રચી શકે છે. એથી જ સારાયે વિશ્વ પર પ્રકૃતિ પોતાનું અબાધિત રાજ્ય ચલાવી રહી છે. પ્રકૃતિની આ આશ્ચર્યકારક શક્તિ શું લાખ લાખ વંદનને યોગ્ય નથી? લાખો પ્રયત્નોને મિથ્યા કરવાનું

બળ ધરાવતી એ મહાશક્તિ કોને પૂજ્ય ન હોય ? માનવ બુદ્ધિ ભલે મથી રહી, પણ અંતે પ્રકૃતિના ચરણુમાં બુદ્ધિનું મસ્તક નમી પડવાનું. છતાં ય બુધ્ધિનો ગર્વ ઉન્નત મસ્તક રાખતો હોય, તો તે ક્ષણિક છે, પાગળો છે, પાગલ છે !

સમગ્ર સંસારને પોતાનાં ઉદરમાં સમાવી દેવાની શક્તિ ધરાવતો સાગર પણ એક નહાના સરખા દ્વીપને સુરક્ષિત રાખવાનું પ્રકૃતિનું ફરમાન લોપી શકતો નથી

યવદ્વીપ નહાનો હતો સાગરનાં વિકરાળ જડબાં વચ્ચે સુરક્ષિત ભાવે હસતો હતો ખારા પાણી વચ્ચે મીઠી વીરડી ઉત્પન્ન કરવાનો શોખ તો પ્રકૃતિને જ શોભે, યવદ્વીપ એ ખારા સમુદ્ર વચ્ચે શોભતો મીઠો વીરડો હતો. એ દ્વીપનુ સૌંદર્ય અગાધ ગણાતું, અનેક પ્રકારના વૃક્ષો લતાઓ પુષ્પ છોડવાઓ યવદ્વીપના શણગાર બન્યાં હતાં. મીઠાં પાણીના સરોવરો, સુંદર સરીતાઓ અને નહાના નહાના પહાડો, એ તેની સંપત્તિ હતી. સિંહ, વાઘ, ચિત્તા, હાથી, રીંછ, અજગર, બામ, સાપ વગેરે અનેક પ્રકારના હિંસક પ્રાણીઓ એ દ્વીપના સંતાન હતાં. એ હિંસક પ્રાણીઓની ચીસોને ઘડીભર વિસરાવે તેવા મૃગ, કોયલ, પોપટ, વાદરા, મેના, મયૂર, હંસ વગેરે પશુ-પખીઓ દ્વીપના રત્ન માફક ચારેય તરફ દેખાતાં. યવદ્વીપ એટલે ભયાનક સાગર વચ્ચે પ્રકૃતિએ સર્જેલુ રમણીય ઉપવન ! પરંતુ આવા રમણીય દ્વીપમા એક પણ મનુષ્ય શોધ્યો જડતો નહિ. બુધ્ધિથી સર્વોપરી બની બેઠેલો માનવી આ દ્વીપથી સદંતર દૂર રહ્યો હતો કારણ ગમે તે હોય, પણ આ દ્વીપનો અધિપતિ કોઈ યક્ષ હતો તે માનવ પ્રાણીનો શિકારી હતો રડ્યો ખડ્યો કોઈ માનવી આ દ્વીપમા રહી જતો, તો તેને હિંસક પ્રાણીઓ ઉદરસ્થ કરી જતા કદાચ હિંસક પ્રાણીઓથી બચવા પામે તો યક્ષ તેને હજમ કરી જતો. કોઈ પણ માણસ ભાગ્યે જ એકાદ રાત અહી ટકી શકે. આ કારણને લીધે લોકો આ દ્વીપની

રમણીયતાનો ઉપભોગ કરી શકતા નહોતાં. ઘણા શોધકો અને યાત્રિકો અહીં આવી ગયા હતા અને પોતાના અમૂલ્ય જીવનનાં બલિદાન આપી ગયા હતા. આથી મનુષ્યોએ આ દ્વીપથી દૂર રહેવામા જ ડહાપણ માન્યું હતું. પરંતુ આ રસ્તેથી પસાર થતાં વહાણો દિવસના ભાગમા અહિ વિસામો લેતા અને પોતાનાં વહાણોમા લોકો દ્વીપનું મીઠું જળ ભરી લેતા. વહાણવટીઓની નજરે આ દ્વીપ ઘણો ભયકર હોવા છતા, સમુદ્ર વચ્ચે આવેલા મીઠા વીરડા જેવો હતો.

અમરકુમાર પોતાના વહાણો સહિત સિંહલદ્વીપના કિનારે પહેલી વાર ઊતર્યો. ત્યા ત્રણ માસ સુધી રોકાવુ પડ્યુ. આ દ્વીપમાં કેટલોક માલ સારા નફાથી ખપ્યો અને આ દ્વીપનો કેટલોક માલ વહાણોમા ભર્યો. સિહલદ્વીપ ઘણો મનોહર હતો. આર્ય પ્રજા રહેતી હતી. અમરકુમારે આ દ્વીપમાં એક જિનાલયની સ્થાપના કરી અને એનો સઘળો વહીવટ ત્યાના જૈનોને સોપ્યો.

સિહલથી અમરકુમાર અને સુરસુદરી પોતાના વહાણો સાથે એક મહિને યવદ્વીપ પહોંચ્યા યવદ્વીપ પણ ઘણો રમણિય હતો યવ-દ્વીપમાં લગભગ એક માસ રોકાઈ, કેટલોક માલ ખપાવી કેટલોક માલ ખરીદ કરી અમરકુમારે મણિદ્વીપ તરફ પોતાનો પ્રવાસ લબાવ્યો. યવદ્વીપમાં પણ તેણે એક જિનાલયની પ્રતિષ્ઠા કરી આ બધો પ્રવાસ લગભગ સહુ માટે સુખરૂપ નીવડયો હતો કોઈ પ્રકારની મુસ્કેલી નહોતી નડી. નાના નાના તોફાનો થયા કરતા પણ હવે અમર અને સુર આવા તોફાનોથી ટેવાઇ ગયા હતા.

યવદ્વીપથી મણિદ્વીપનો માર્ગ ઘણો લાબો હતો. લગભગ એક મહિને અમરના વહાણો માર્ગમા આવતા યક્ષદ્વીપ પાસે પહોચ્યાં. દૂરથી એ મનોહર દ્વીપ જોતા અમરકુમારે રઘુવરને પૂછ્યુ. "સામે દેખાય છે, તે અતિ મનોહર પ્રદેશ લાગે છે કેમ?"

"જી હા. એનું નામ યક્ષદ્વીપ છે આપણાં વહાણો સાંજ સુધી ત્યાં રોકાશે તે દરમ્યાન વહાણોમાં મીઠું જળ ભરી લેવામાં આવશે, કારણ કે હવે આપણને મીઠા જળનો યોગ રસ્તામાં ક્યાંય નહિ મળે." રઘુવરે કહ્યુ.

"દ્વીપનો દેખાવ ઘણો મજાનો છે ઈચ્છા થાય છે કે આપણે એકાદ અઠવાડિયુ અહીં રહી જઈએ."

"અરે શેઠજી, અહી તો એક રાત પણ ન રહી શકાય. આ દ્વીપમા રાક્ષસ જેવો એક યક્ષ રહે છે. ધોળે દિવસે તે માણસોનો શિકાર કરે છે કોઈ પણ પ્રવાસી આ દ્વીપમાં રાતવાસો રહી શકતુ નથી."

અમરને ભારે આશ્ચર્ય થયુ. રઘુવરે પોતાનો અનુભવ અને યક્ષ-દ્વીપનો ઇતિહાસ કહી સભળાવ્યો

વહાણો દ્વીપની નજીક આવી પહોચ્યાં. રઘુવરે લગર નાખવાની આજ્ઞા આપી થોડીવાર પછી બધા વહાણો લગરાઇ ગયાં કેટલાંક હોડકાંઓ નીચે ઉતારી ખારવાઓ પાણી ભરવા માટે કિનારા તરફ રવાના થયા સધ્યા પહેલાં અહિથી વિદાય થવાનું હતું.

તુતક ઉપર અમર અને સુરસુદરી ઊભા ઊભા યક્ષદ્વીપની કમનીય મનોહરતા નિહાળી રહ્યા હતાં.

સુરસુદરીએ કહ્યુ : "સ્વામિન્; પ્રકૃતિ કેવી નિર્મળ છે! કવિતા જેવા સુદર દ્વીપમા કેટલો ભય મૂક્યો છે?"

"એથી જ મનોહર હોવા છતાં એક નિર્જન અટવી જેવો દેખાય છે ને!"

"જુઓ તો ખરા, કેવાં ચિત્રવિચિત્ર પખીઓ કલ્લોલ કરી રહ્યાં છે!"

"ત્યાં જોવા જવાની ઇચ્છા તો નથી થતીને?"

"તમારી અનુમતિ હોય તો જઈએ."

"હું તો તૈયાર જ છુ. આપણે ઘડીભર કિનારે ફરીને આવતા રહીશુ." આમ કહી અમરકુમારે રઘુવરને બોલાવ્યો.

રઘુવર આવ્યો એટલે અમરે કહ્યુ : "રઘુવર, અમારા માટે એક હોડી તૈયાર કર. અમારી ઇચ્છા દ્વીપ જોવા જવાની છે."

"જેવી આજ્ઞા. પણ ત્યાં જવામાં ભયંકર જોખમ છે."

"અમે દૂર નહિ જઇએ. કિનારા પરની ઝાડીમાં જ ઘડીક ફરીને તરત પાછાં આવતા રહીશું."

"જેવી આપની ઇચ્છા પણ બરાબર સભાળ રાખજે." કહી રઘુવર ગયો

થોડીવારમાં હોડી તૈયાર થઈ ગઈ.

દેવચંદ્રે દ્વીપના કિનારે જવાની ના કહી, પણ યુવાન જીગર કદી રોકાયાં સાંભળ્યાં છે? દાસદાસીઓને સાથે લઈ જવાનો દેવચંદ્રે આગ્રહ કર્યો, ત્યારે અમરકુમારે હસીને કહ્યું : "કાકા, ગભરાવાની જરાય જરૂર નથી હું કાંઈ નાનું બાળક નથી. અમે તો તરત પાછાં આવવાના છીએ. માત્ર કિનારે જ ફરીશું. વળી આપણા સંખ્યાબંધ ખલાસીઓ કિનારા પર જ છે. પછી ભય શા માટે?"

દેવચંદના મનમાં દુઃખ થયુ. પણ તેણે માન્યું, જુવાની છે... ભલે ઘડી ગમ્મત કરી આવે

અમર અને સુર હોડીમાં બેસીને યવદ્વીપના કિનારે જવા વિદાય થયા.



યક્ષદ્વીપના રળિયામણા કિનારા પર અમર અને સુર ઉતર્યાં. સાગરનું ઘેરું મધુર સંગીત આત્માને આનંદ પાઈ રહ્યું હતુ પક્ષીઓના મૂક્ત વિહાર અને મૂક્ત ગીતો ચેતન પાતાં હતાં. જોનારના પ્રાણમા સ્વાભાવિક પ્રશ્ન થતો: "સ્વતંત્ર કોણ? મનુષ્ય કે પંખી?" અમરકુમારે ખારવાઓને કહ્યું : "તમે અહિ જ બેસજો અમે આટલામા ફરીને હમણાં જ આવીએ છીએ"

ખારવાઓ કિનારે રહ્યા

અમર અને સુર દ્વીપની મનોહર ઝાડી તરફ ગયાં. નજીકના સરોવરમાથી અમરનાં માણસો પાણી લઈ રહ્યાં હતા, એટલે કોઈ પ્રકારના ભયની સભાવના નહોતી

વનરાજીની સુદરતા જોતું જોતું આ યુગલ ધીરે ધીરે આગળ વધ્યું. એક વૃક્ષ પર એક પંખીયુગલ મધુર ગીત ગાઈ રહ્યુ હતું. તે તરફ નજર કરતાં સુરસુદરીએ કહ્યું · "જુઓ તો સામેની ડાળી પર બે પંખીઓ કેવાં આનંદ કરે છે? નર નાર લાગે છે ખરું?"

અમરે તે પંખીઓ તરફ જોઈ ઉત્તર આપ્યો : "કેવા સુખી છે? સપૂર્ણ સ્વતત્ર! જીવન પર્યંત ઘૂઘવતાં સાગરને નિહાળીને પોતાની

આંખોને ઠારે! આ સુંદર વનમાં વિહરીને અનેરી મોજ માણે! આ દ્વીપ તો એ મન અચળ અને અભેદ્ય એક વહાણુ જ હશેને?"

"મને તો લાગે છે પ્રકૃતિએ આ દ્વીપની રચના માત્ર પંખીઓ માટે જ કરી છે."

"એટલા માનવ જાતના કમભાગ્ય!" અમરે કહ્યું

"માનવજાત અહીં વસતી હોત, તો આ બિચારા પંખીઓને ફાળ પડત. રખે પોતાની સ્વતંત્રતા લુંટાઈ જાય!"

"હું ધારું છું કે આ દ્વીપનો અધિપતિ યક્ષ પણ પંખીઓને ખૂબ ચહાનારો હશે."

"એમ જ હશે, તે વગર મનુષ્યોનો શિકાર કરે જ નહિ!"

પંખીયુગલ વૃક્ષ પરથી ઉડી ગયું, સુરસુંદરી બોલી ઉઠી: "બિચારાને આપણી બીક લાગી, પણ એને ક્યાંથી ખબર હોય કે આપણે શિકારી નથી."

અમરની નજર અન્ય દિશાએ સ્થિર થઈ હતી. તે એકદમ બોલી ઉઠ્યો: "સુર, આમ તો જો..સામે કેવો ભયંકર સર્પ પડ્યો છે?"

સુરસુંદરી એ ભયંકર સાપને જોવા નજર દોડાવે તે પહેલા જ ગુલાબી અને સોનેરી રંગના મૃગોનું એક ટોળું ઝાડીમા નાસતું દેખાયું. સાપની ભયંકરતા ભૂલાઈ ગઈ.

થોડે દૂર જતા એક ભયંકર ચિત્કાર સંભળાયો. સુરસુંદરી ચમકી. તેના નયનો ચારે ય દિશાએ દોડવા લાગ્યા. તે બોલી ઉઠી: "શું હતું?"

"ન ઓળખી શકાય તેવા કોઈ પ્રાણીનો ચિત્કાર લાગ્યો." અમરે કહ્યું.

ધીમે ધીમે બને એક સુંદર વૃક્ષઘટા પાસે પહોંચ્યાં. એ

ઘટાની આસપાસ અનેક પ્રકારની વેલડીઓ વીંટાઈ હતી. આજુબાજુ અનેક જાતનાં રંગબેરંગી ફૂલો ખિલ્યાં હતાં. એ ફૂલોની સૌરભ મનને મદ ચડાવી રહી હતી.

સુરસુંદરીએ કહ્યું : " હવે આગળ નથી જવું, આ વૃક્ષઘટા પાસે ધરતી સ્વચ્છ છે. આપણે અહીં જ ઘડીક વિશ્રામ લઈને પછી પાછા ફરીએ "

અમરકુમારના પ્રાણને પણ વનના ફૂલોની સુવાસ ઘેન પાઈ રહી હતી.

એક વૃક્ષ નીચે બંને બેઠા. સુરસુંદરીએ સ્વામિના સાથળ પર મસ્તક મૂકી, શરીર જરા ઢળતું રાખી કહ્યું . ' પ્રિય, જીવનભર આવા સ્થળે રહેવાનું પ્રાપ્ત થાય તો ? "

" ચંપાનગરીનું વિસ્મરણ થયું લાગે છે કેમ ! " કહી અમર હસ્યો અને પત્નીના ગુલાબી અધર પર તેણે એક મીઠું ચુંબન લીધું.

સૌરભથી મદિલો બનેલો સમિર આ બંનેના પ્રાણને સ્પર્શવા લાગ્યો સુરસુંદરીના નયનો મીંચાયા; અમરકુમારની આંખો ચારે ય તરફની વનશ્રી અવલોકવા લાગી.

સુરસુંદરી મધુર નિદ્રાને આધીન થઈ ગઈ અમરના સાથળ પર કંઈક ભાર જણાવા માંડયો, ત્યારે જ તેણે પત્નીના મસ્તક તરફ નજર કરી સુરના વદન પર ને કપાળ પર હાથ પંપાળતા તે મનથી બોલ્યો " નિદ્રા આવી લાગે છે ! કેવું મુગ્ધ સૌન્દર્ય ! કેવી કોમળતા ! "

પરંતુ વિચારો ક્યારે શું કરી બેસે છે તે મનુષ્યોની કલ્પના શક્તિની વાત નથી. વિચારો તો સહુના મસ્તકે ઘૂમતા હોય છે. એ વિચારો શા માટે આવે છે ? ક્યાંથી આવે છે ? એ વિચારો શું કરશે ? વગેરે પ્રશ્નો અધૂરા, માનવી સામે અણઉકેલ જ રહ્યા છે.

સુરનાં મીચાયેલાં નયનો તરફ સ્થિર નજરે નિહાળી રહેલો અમરકુમાર વિચારોના હેલે ચઢ્યો. તેના હૃદય–મસ્તકમા ભૂતકાળની સ્મૃતિઓ અથડાવા લાગી.

ચાંદની રાતે કરેલા કલ્લોલ, પરસ્પર આવેલા પ્રણય ઉપહાર, મર્મભર્યો સુખદ ઉપહાસ, જીવન પ્રાણને સંજીવની અર્પતો મીઠો વિનોદ વગેરે ઘણા ઘણા વિચારો તેના હૈયે ઘૂમવા માંડ્યા.

રંગભૂમિ તો ઘણાએ નિહાળી હશે એક પછી એક ઉગતા અને વિરામ પામતા દ્રશ્યો પ્રેક્ષકની શક્તિને કેવા સ્થિર કરે છે ? વિચારોનું પણ એમ જ હૃદયની રંગભૂમિમા એ વિચારો કાળ જૂના અને દ્રશ્યો ખડા કરવાની તાકાત ધરાવે છે. એ દ્રશ્યો નિહાળનારો એકાકી પ્રેક્ષક એ સમયે વાતાવરણ અને પરિસ્થિતિને વિસરી જાય છે. તેની આંખો સામે હાલતા ચાલતા અને બોલતા સ્મૃતિચિત્રો સજાગ બને છે. ...નિર્બળ પ્રેક્ષક એ ચિત્રોમા લુબ્ધ બની પરાધીન બને છે. આવી કાલ્પનિક પરાધીનતા કોણે સેવી હોય ?

વિચારની કોદાળીએ અમરના હૃદય–ભંડારના એક પછી એક પડ ઉખેડવા શરૂ કર્યા. એકાએક ભારેલા અગ્નિ માફક એક દ્રશ્ય તેની આંખ સામે સળગી ઉઠ્યુ :—

"બરાબર આવી જ સ્થિતિમા એક સમયે રાજકુમારી રાજ-વિદ્યાલયના ઉપવનમા એક પત્થરના આસન પર સૂતી હતી તેના ઉત્તરીયના છેડે સાત કોડીઓ બાંધી હતી.,,

શું આ દ્રશ્ય સળગતુ હતુ ? ઘણી વખત એમ પણ બને છે કે નજીવા પ્રસંગો દટાયા હોય તો ય કોઈ કોઈ વાર સળગી ઉઠે છે મહત્વ વગરની વાતો પાછળ કોઈ વખતે કાળનું વિકરાળ અટ્ટહાસ્ય ભર્યું હોય છે.

આ વિચારને પાછો ઠેલવા અમરે મનથી પ્રયત્ન કર્યો, પણ

અળખામણા વિચારો ઘણીવાર વાળ્યા વળતાય નથી સામો સગ્રામ ખેલવા તૈયાર થાય છે અને લડી લેવાનો લલકાર કરે છે. વિચારનો એક પ્રચંડ વેગ અમરના આત્માને હચમચાવી ગયોઃ "પોતે કોડીઓ છોડી લીધી... વિમળ પાસે મિઠાઈ માગવી...નિર્દોષ વિનોદ વચ્ચે તે મિઠાઈ ખાધી અને... ..?.... .રાજકુમારીની રૌદ્ર પ્રતિમા આંખ સામે ખડી થઈ."

આ દૃશ્ય ઘણુ અણગમતુ લાગ્યું. અમરકુમારે આખ બધ કરી દીધી પણ આખો બધ કરવાથી આખમાં સળગતુ દશ્ય થોડું અળગુ થાય છે? હૃદયમા મૂઝવણ ઊભી થઈ. દિલમા દટાયેલો ડખ ધીરે ધીરે સજાગ થવા માંડચો અણગમનાં દશ્યોની ગુલામીનો સ્વીકાર પણ કાળ સમયે કરવો પડે છે આખો બંધ હતી, છતાં છાતીમાથી તણખા વેરતું એક વાકચ બેઠુ થયું અને અમરની આખ સામે ઊભું રહ્યુંઃ "તમે વિદ્યાલયના મુખ્ય વિદ્યાર્થી છો એટલે આ રીતે ચોરી કરવાનો તમને કોઈ અધિકાર નથી!"

આ શબ્દો હૈયા પર પછડાતા ધરતીકંપ માફક દિલનો દુર્ગ ખળભળી ઉઠ્યો અને એ દુર્ગમાં એક ગાબડુ પડ્યુ. અમરકુમાર પોતાના વિચારોને અન્ય દિશાએ વાળવા જાય તે પહેલા ફરી પાછો વિચારોનો એક વટોળ સામે આવીને ઊભો રહ્યો 'મે રાજકુમારી પ્રત્યે કેટલો વિવેક બતાવ્યો હતો? કેટલા વિનયથી વાત કરી હતી? મારો હેતુ શુ મશ્કરી કરવાનો હતો? શું મારા હૃદયમા દુરાશા હતી?'

આ બધા વટોળ જેવા પ્રશ્નો મનને ઉથલપાથલ કરવા લાગ્યા. આ લક્ષ્મણના તીર જેવા શબ્દો હૈયામાં વિંધાયા. "નિદ્રાધીન સ્ત્રીનો વિનોદ કરવો એ નગરશેઠના પુત્રની ખાનદાનીને ન શોભે."

પ્રેમની દિવાલ જેટલી અચળ અને મજબૂત હોય છે, તેટલી જ

ફૂલ જેવી કોમળ અને કાચ જેવી પારદર્શક હોય છે. કોઈ કોઈવાર સામાન્ય જણાતા પ્રસગો આ અભેદ્ય દિવાલને ધરાશાયી કરવા સમર્થ બની જાય છે. અમરના હૈયાનું વિષ ઉભરાયુ:

"સાત કોડી ખાતર મારી ખાનદાની પર પ્રહાર? એક રાજકુમારીના મોઢામા ન શોભે એવાં વચનો? શું એ ગર્વ નહોતો? શુ એ ઉન્માદ નહોતો? આ શબ્દો મે શા માટે સહી લીધા હતા? મારી ખાનદાની વેચીને મેં શા માટે વિવેક દર્શાવ્યો?"

તરત જ સ્નેહની ભેખડ પર ત્રીજો ઘા પડ્યો: "સાત કોડી એટલે શુ એ તમને સમજાયુ લાગતુ નથી. અમરકુમાર, સાત કોડીને મામુલી સપત્તિ ન માનશો. સાત કોડીથી તો મોટું રાજ્ય મેળવી શકાય છે"

આ છેલ્લા પ્રહારે અમરના હૃદયની દિવાલોને તોડીફોડીને ધરતી ભેગી કરી નાખી પ્રેમનો રચેલો મહેલ ધૂળ ચાટતો થઈ ગયો બળપૂર્વક બધ રાખેલી આંખો એકાએક ઉઘડી ગઈ. એ આંખમા પ્રેમના સ્થળે વૈર ધગધગતુ હતું. માનવતાના સ્થળે કોઈ પિશાચના અંગારા ચળકતા હતા. હૃદયની ભઠ્ઠીમા પ્રેમ, ફરજ, માનવતા અને ધર્મની ખાખ થવા લાગી. અમરના પ્રાણમાં જાગેલો રાક્ષસ બોલી ઉઠ્યો: "સાત કોડીમાં મોટુ રાજ્ય મેળવી શકાય છે! પણ હુ આ ભૂલી ગયો... ..! આવુ ભયંકર અપમાન ગળી ગયો. અને આ રૂપગર્વિતાનો ગર્વ આજસુધી અચળ રહ્યો"

અવિચારના અગ્નિકુંડમા સહુ પડતુ હશે સહુ જીવનમા એકાદવાર અવિચારને વશ થતુ હશે અવિચારનો પ્રલય હુંકાર સહુના માથા પર ભયની તલવાર માફક તોળાઈ રહેતો હશે હૃદયમા જ્યારે અવિચારનો ધોધ ઉછળે છે ત્યારે મહાપુરુષ પણ એકવાર લથડી પડે છે. તો પછી બિચારો પામર માનવી અવિચારના ઝઝાવાતમા ક્યાં સુધી ટકી શકે? બળ, આશા, આકાક્ષા, ફરજ અને પવિત્ર મનોભાવ તો

અવિચારના ધૂમાડા આડે અદૃશ્ય થઈ ગયા હોય છે, માણસ બળ અને માર્ગદર્શન ક્યાંથી મેળવે ? અવિચારના ગુલામો આગળ ભાવિના સુવિચાર નથી ટકતા. વિકરાળ વનમા આથડતો વરાહ પોતાના દંત-શળ વતી ઉત્પાત મચાવે તેમ અવિચાર પણ હૃદયના સુમન બાગમા ભૈરવ ઉલ્કાપાત ઊભો કરે છે.

અમરના રોમેરોમમા અવિચારના વિષ ઊભરાયાં, આગના અંગારા રેલવાયા. તેની નસેનસ ધુંધવાઈ રહી. જો આ વૈરતૃપ્તિના અવિચારમા વધારે બળ હોત, તો અમરની આંખો ફાડીને અગ્નિની ઝાળ બહાર નીકળત અને સુખની પળો સેવતી સુરસુંદરીના દેહ ફરતી વિંટળાઈ વળત. અમરને એ પણ ભાન ન રહ્યું કે, સરલ હૃદયા સુંદર પત્ની મારા આશ્રયે મારા જ ઉછરંગમા, મારા જ વિચારો વચ્ચે, મારા જ વિશ્વાસે સુખના સ્વપ્ન જોતી સૂઈ રહી છે!

અમરકુમારની સળગી રહેલી માનવતાને એ પણ ખ્યાલ ન આવ્યો કે, મારા જીવનની સાથીદાર, મારા પર અચળ સ્નેહ રાખ-નારી મારી અર્ધાંગના સુરસુંદરી, મારા સુખ ખાતર કેટલુ કરી રહી છે ? મારા જીવન પર પોતાના આત્મપુષ્પોની સુવાસ પાથરી મને કેટલો મહાન માને છે ? પોતાના વિશુદ્ધ સ્નેહમાં મને તરબોળ રાખી મારા પર કેટલુ વહાલ રાખે છે ?

બૂઝાતા પ્રેમદિપકને એ પણ ન સૂઝ્યુ કે મારા ખાતર પ્રાણુની મમતાનો ત્યાગ કરી, મારી સાથે વિદેશનાં સંકટો સહવા તે શા માટે આવી છે ? સાગરનાં તોફાનો વચ્ચે પણ અખંડ પ્રેમ રાખી, મને આશ્વાસન આપી, મારાં સંકટો દૂર થાય એ ખાતર પ્રાર્થનાઓ કરી એ કઈ આશા રાખી રહી છે ?

પરંતુ સળગતા વિચારોમા પ્રલયપુષ્પોની સુવાસ અલોપ થઈ જાય છે. સળગતા વિચારોમા સપડાયેલા કોઈ હૃદયને પૂછી જોજો:

માનવતા વેચીને તે શું પ્રાપ્ત કર્યું ? કઈ આશાઓને તેં જીવંત રાખી ?

એક જ ઉત્તર મળશેઃ ખાખ થયો, બરબાદ થયો, આશાઓ કચરાઈ ગઈ !

અમરની પ્રત્યેક રક્તવાહિનીઓ અત્યારે અભિમાનથી નાચી રહી હતી. વૈરની ધૂન પ્રેમભરી આખમાં અંગાર વરસાવી રહી હતી. અપમાન ! જ્વાળા ! અને માનવહૃદયને અકાળે અંધ બનાવતું અભિમાન ! અમરના પ્રત્યેક નિશ્વાસમાં આ રાક્ષસી લિપ્સાઓ તાંડવ ખેલી રહી હતી...અમર એ નૃત્યમા સઘળું વિસરી રહ્યો હતો.

આ આધળા નૃત્યમા અમરે પોતાની ફરજનુ લીલામ કર્યું, પત્નીધર્મની વિજય પતાકા ગૌરવના શિખર પરથી નીચે પછાડી ! પરિમલભીનો પ્રણય દીવડો તેણે બૂઝાવી નાખ્યો. સ્વામિ, મિત્ર, પુરુષ અને જીવનસાથી તરીકેનાં ગર્વનુ ભડથુ કર્યું પરસ્પરના પ્રણય-કોલ આવા માનસિક ઝંઝાવાતમાં ટકે જ શાના ?

રમણીય દેખાતો યક્ષદ્વીપ પણ તેની આખ સામે ભૈરવમૂર્તિ સમો ભાસવા લાગ્યો

અમરકુમાર ! અમરકુમાર ! ! તારા માતાપિતાના પવિત્ર વચનો યાદ આવે છે ? મહારાજ રિપુમર્દને શુ પોતાની પ્રિય કન્યા વૈરનો બદલો લેવા તને અર્પણ કરી હતી ? તારી ફરજનું તને લેશ પણ ભાન છે કે ? અરે નિર્દોષ પત્નીના ભાવિની કોઈપણ કલ્પના તારા કાળજાને સ્પર્શી શકે છે કે નહિ ? તારું નૈતિક બળ ક્યા મરી પરવાર્યું ? તુ અત્યારે કેવા નિષ્ઠુર વિચારો કરી રહ્યો છે ? તારો પ્રેમ શુ સૌન્દર્યને લૂંટનારા કોઈ શિકારી જેવો જ છે ? ભયાનક એકાંતમાં આ સત્ય તને કોણ કહે ?

અવિચારમા જલી રહેલા અમરકુમારે પોતાના ગજવામાં હાથ

નાખ્યો વિચારો તો દાવાનળ માફક ઉછળી રહ્યા હતા, અગ્નિની લાલ લાલ શિખાઓ ચગાવી રહ્યા હતા પણ અમરે ગજવામાથી શું કાઢ્યુ ? હા .પંદર કોડી ! ! સળગતી નજરે તે જોઈ અને સળગતી આગળીયો વડે તેણે તેમાથી સાત કોડી ઉપાડી ! બેવાર ગણી ! ત્રણવાર ગણી ! ! શા માટે ? વધારે ન જાય તે ખાતર ?

સુરસુન્દરીના પવિત્ર વદન પ્રત્યે જોવાની દરકાર કર્યા વગર તેણે પોતાનો ઢીચણ પત્નીના મસ્તક નીચેથી સાવધાની પૂર્વક સેરવી લીધો રખે જાગી જાય ! રખે પોતાનું ઉન્નત અભિમાન અવનત બને !

એની એ સળગતી મનોદશામા તેણે પત્નીના ઉત્તરીયનો છેડો હાથમા લીધો કશુ સાધન ન હોવાથી વનસ્પતિના પાદડાનો રસ કાઢી તેણે ઉત્તરીયના છેડા પર લખ્યુ—" સાત કોડીથી મોટુ રાજ્ય મેળવજે ! "

સુરસુદરી ભરનિદ્રામા સૂતી હતી.

ઓ નિષ્ઠુર ! તારો હાથ કેમ કપ્યો નહિ ? તારી છાતી એક જ ઘડીમા વજ્ર જેવી કઠોર કાં બની ગઈ ? મહારાજા નળના જેવી કઈ ભાવના તારા પ્રાણ વચ્ચે ભૂત માફક ભમવા માડી ? દટાયેલા અભિમાનને શુ તું દબાવી શક્યો નહિ ? ત્રણ ત્રણ વર્ષો પહેલા બની ગયેલી એક સામાન્ય વાતનો આજ આવો બદલો ? નિર્દોષ વિનોદનું આવુ મૂલ્ય ?

પણ આવા બધા પ્રશ્નો અમરના કાનમા કોઈ પણ કહી શકે તેમ નહોતું. તેણે તો પત્નીના ઉત્તરીયના છેડે શબ્દો લખીને સાત કોડીઓ બાધી દીધી.

નશામા ચકચૂર બનેલો કોઈ નશાખોર માનવી ઊભો થાય તેમ તે ઊભો થયો એક ડગલું આગળ વધ્યો શુ તે ચાલ્યો જશે ? ભયની પથારી પર સુરને સૂતી મૂકીને તેનો પ્રિય સ્વામિ શું વિદાય થશે ? અભિમાનનો નશો શુ આવો કાતિલ હશે ?...મહાપુરુષો કહે છે કે અભિમાન એ આકરું વિષ છે.'

કુંફાડા મારતા અભિમાનને એ પણ કલ્પના ન આવી કે, મારી જીવન સહચરીનું અહીં કોણ? તેનું શું થશે? મધદરિયે રઝળતી મૂકીને હું કંઈ આશાઓ પૂરી કરી શકીશ?

કદાચ આવા પ્રશ્નો ઊભા થયા હોત તો વૈરની તીવ્ર ભાવના તેને મારી મચડીને ફેંકી દેત! અભિમાને અમરને કર્તવ્યના શીખરે પરથી નીચે પટકી નાખ્યો હતો. તેના પ્રાણુમાંથી અન્ય વિચારો કરવાની તાકાત મરી પરવારી હતી.

તે ડગલા ભરતો ભરતો આગળ વધ્યો. કયા? થોડીવારે તો સાગર કિનારે પહોચ્યો તેને તો ભાન પણ નહોતુ કે હું કયા સુધી આવ્યો, શુ કરીને આવ્યો હતો?

હોડી સાચવીને કિનારે બેઠેલા ખારવાઓ શેઠને એકલા જોઈને ચમકયા, અમરનો ચહેરો ભયભીત હતો વહાણમા કયારનું મીઠું પાણી ભરાઈ ગયુ હતુ. અમરના આગમનની રાહ જોવાતી હતી ખારવાએ કહ્યું: " શેઠજી, હોડી આ તરફ છે"

અમર કશુ સાભળી શકયો નહિ. ખારવાએ ફરી વાર જરા મોટા અવાજે કહ્યું. અમર સમજ્યો કે પોતે સાગર કિનારે આવી ગયો છે.

તે હોડી તરફ ગયો. હોડી પર પગ મેલ્યો. જડ નાવડીને પણ એ પગ પ્રજળતો લાગ્યો. તે નિર્જીવ હોડીને પણ થયુ કે ઘડી પહેલા બે યુવાન હૈયા આનંદ કલ્લોલ કરતાં હતા અને અત્યારે એક જ હૈયું કેમ? તે પણ કજળ્યુ પ્રજળ્યુ!

હોડી પર સ્થાન લઈ અમરકુમારે આદેશ કર્યો: "ચલાવો!"

"રાજકુમારી?" એક ખારવે પ્રશ્ન કર્યો. પ્રજાવર્ગ સુરસુંદરીને રાજકુમારી તરીકે જ ઓળખતો હતો

"યક્ષ ઉપાડી ગયો." અમરે ઉત્તર આપ્યો.

ખારવાના પેટમા ફાળ પડી.

હોડી નક્ષત્ર વેગે વહાણુ તરફ વિદાય થઈ.

શુ અભિમાન વિજયી બન્યુ? શુ પ્રેમનો પરાજય થયો?



## પ્રકરણ ૧૭ મું........ ..................આંસુભરી વિદાય

દેવચંદ્ર, દાસદાસીઓ અને રઘુવર વહાણના તૂતક ઉપર ઊભા રહી અમરકુમાર અને સુરસુંદરીના આગમનની રાહ જોતાં હતાં.

થોડીવારે કિનારેથી હોડી આવતી દેખાઈ. પરંતુ હોડીમાં અમરકુમાર એકલો દેખાતો હતો. સહુના મનમાં એક જ સરખી કલ્પના થઈ. 'કંઈક અનિષ્ટ થયું લાગે છે.'

હોડી તો સડસડાટ ચાલી આવતી હતી માનવતાનો ખજાનો વેડફીને આવતા અમરને હોડીના વેગ કરતા યે સહસ્ત્રગણા વેગવંત વિચારો હલમલાવી રહ્યા હતા.

હોડી વહાણ પાસે થંભી. રઘુવરે શંકાભર્યા હૈયે નિસરણી ઉતારી. અમર ધડકતી છાતીયે ઉપર ચડવા લાગ્યો. નિસરણી પર ચડતાં પ્રહ્લાદ ધ્રુજતું હોય એવો ભાસ અમરને થવા લાગ્યો. તેનો પગ લથડ્યો, પડતાં પડતાં તે બચી ગયો. ઉપર પહોંચતાં જ દેવચંદ્રે પૂછ્યું: "રાજકુમારી ક્યાં ગયાં?"

પ્રશ્ન સાંભળતાં જ અમરનું હૃદય ધવાયું, પરંતુ હજી તેનો વૈરાગ્નિ ટાઢો નહોતો પડ્યો, અભિમાનના તણખા સાવ નિસ્તેજ નહોતા થયા. તેનાથી ઉત્તર અપાઈ ગયો : "એને યક્ષ ઉપાડી ગયો !"

"શું યક્ષ ઉપાડી ગયો ? ચાલો ચાલો ત્યાં જઈને તપાસ કરીએ." રઘુવરે કહ્યું

એક પળ માટે અમરના મનમાં થયું, ચાલો જઈએ. પરંતુ હૃદયના સિંહાસન પર આજે અભિમાન ડોલી રહ્યું હતું. તે ડોલતાં અભિમાને અમરની લાગણીઓને ઠારી. અમર અભિમાનને વશ થયો, વળી તેના મનમાં થયું, હવે અહીંથી વેળાસર ચાલ્યા જવું જોઈએ. વખતે સુરસુંદરી જાગે અને કિનારે આવીપ હોચે તો પોતાને શરમાવું પડે ..પોતે અસત્યવાદી ઠરે...સાવ નિર્બળ માનવી તરીકે જાહેર થાય. તે બોલ્યો : "ત્યાં જવાથી કશું વળે તેમ નથી મેં મારી સગી આંખે કંપાવનારું દૃશ્ય નિહાળ્યું છે. યક્ષ સુરસુંદરીને લઈને અદૃશ્ય થઈ ગયો છે. આપણે જઈશું તો બધાય મૂશ્કેલીમાં મૂકાઈશું."

અમરના નાગ જેવા અભિમાનને એક અદ્‌ભૂત યુક્તિ સૂઝી. પ્રપંચ કરવા માટે ન ટેવાયેલો અબોધ યુવાન પ્રપંચના કિચ્ચડમાં પડવા માટે તૈયાર થયો સહુને ખાત્રી થાય તે ખાતર તેણે રૂદન શરૂ કર્યું. દરેક આસુ એક સરખા નથી હોતાં. ઘણા પ્રસંગોમાં રડનાર પોતાનો મનોભાવ કૃત્રિમ રૂદન પાછળ છૂપાવી દે છે. આવા કારણોના લીધે જ કદાચ આસુનો ઈતિહાસ અગમ્ય ગણાયો હશે

કોઈ કોઈ સમયે કૃત્રિમ રૂદન દિશાઓનું કંપાવનારુ નિવડે છે. કારણ કે રડનારને એક જ ભાન-હોય છે કે મારે કલા પૂર્વક રડી બતાવવું, એટલે જોનારાઓ કૃત્રિમ રૂદન પર અ જાઈ જાય છે તેમાં ય આ તો અમરનું રૂદન ! સહુને ખાત્રી થઈ કે હવે શોધ કરવાનો કોઈ અર્થ નથી. અમરના હૃદયને શાંત પાડવું એજ સહુનું કર્તવ્ય થઈ પડ્યું.

પણ આ સમયે સુરસુંદરી કિનારા પર આવી પહોંચી હોત તો ?

આંસુના ભેદ જેવો જ આ પ્રશ્ન ગણાય. સહુએ અમરને શાંત કર્યો. અમરે પણ પોતાની રૂદન-જાળ સંકેલી લીધી. આ પ્રયોગ સફળ થતાં જ અમરના હૃદયના કોઈ એક ખૂણામાંથી એ વિચાર જરા જાગૃત થયો : 'હોડી લઈને પાછો જઉં અને સુરસુંદરીને લઈ આવું.' પણ હૃદય સિંહાસન પર સામ્રાજ્ય કોનું હતું ? પ્રેમ પર અભિમાનનો વિજય અચળ બન્યો હતો. રઘુવર તરફ નીચી નજરે જોતાં અમરે આજ્ઞા કરી: "રઘુવર વહાણો ચલાવવાની આજ્ઞા આપો... મારુ મન ઘણુ અસ્વસ્થ છે"

તરત જ વહાણોને ગતિ આપવાની શરૂઆત થઈ. અમરનું અપરાધી હૃદય દ્વીપ સામે દૃષ્ટિ કરતા પણ અચકાતુ હતુ. શઢ ચઢવા શરૂ થયા, છતાય અમરની બુદ્ધિ એની એ રહી ! લંગર ઉઠાવ્યા તોય તે જડ માફક એમને એમ તૂતક ઉપર ઊભો રહ્યો ધીરે ધીરે વહાણો ગતિમાન થયાં. પણ અમરના વિચારોની ગતિ ન પલટી

દેવચંદ્રે વિચારમગ્ન અમરને જોઈ કલ્પના કરી, જુવાન શેઠ પત્નીના વિયોગમાં ઝૂરી રહ્યો છે. આશ્વાસન અર્થે તેણે કહ્યું : "ભાઈ, અંદર પધારો. નિરાંતે વિશ્રામ લો...જે થવાનું હતું તે થઈ ગયું."

"તમે સહુ અંદર બેસો...હુ હમણાં જ આવું છું." આ શબ્દો કહીને અમરની નજર દ્વીપ તરફ દોડી. જાણે યક્ષદ્વીપ દૂર દૂર નાસતો ન હોય ! શિકારીને નિહાળીને હરણુ કેવા નાસે છે ?

અમરકુમાર યક્ષદ્વીપ સામે દૃષ્ટિ ન કરી શક્યો જાણે યક્ષદ્વીપનો કિનારો આ નિષ્ઠુર પ્રત્યે હસી ન રહ્યો હોય ! અક્ષમ્ય અપરાધથી વજનદાર બનેલી અમરની આંખો પુન દ્વીપ તરફ દોડી. દ્વીપ ઘણો દૂર દૂર રહી ગયો હતો. માત્ર ઊંચા વૃક્ષો અને ટેકરાઓ કળાતા. કેટલાક ઉડતાં પંખીઓ પડછાયા માફક તરવરતા. અમરના હૃદયને થયું, ઉંચા ઉંચાં વૃક્ષોની ટોચ પરથી તિરસ્કારના તીર છૂટી રહ્યાં

છે, અને એ તીર હૈયા સોંસરવાં નીકળી રહ્યાં છે. અમરના પ્રાણમાં મૂંઝવણ શરૂ થઈ. હૃદયનુ સિંહાસન ડગમગવા માંડ્યું. સુપ્ત પ્રેમદેવતાએ બળવો પોકાર્યો. અભિમાન ગબડવા માંડ્યુ. વૈરના અગ્નિ પર સ્નેહ–ગગનમાંથી વર્ષા શરુ થઈ. છાતીમાં વેદના ઉછળવા માંડી. નયનોનાં તેજ ઉણાં થવા લાગ્યાં. સારો યે સાગર અને વિશાળ વહાણ તેની નજર સામે ચકરાવો લેવા લાગ્યા. તે ગભરાયો ! આંખોમાંથી આંસુની દોલત ઉભરાવા માંડી. આંસુના વેગ આગળ મનનાં મજબૂત બંધનો પણ તૂટી જાય છે અમરના હૃદયમાં પોતે કરેલા કૃત્રિમ રૂદનની કલ્પના આવી ઓહ, આ પાપ શા માટે કર્યું ? સુરસુંદરીની પ્રીતિ હૈયે ચડી. ઓહ, કેવો ભયંકર અન્યાય કરી નાખ્યો ? શા માટે ?

વિચારોના પ્રબળ વેગથી અમર બેભાન થઈને ઢળી પડ્યો. દાસદાસીઓ દોડી આવ્યાં. અમરને ઉઠાવીને એક ખંડમાં લઈ ગયા. એક દાસી પવન નાખવા માંડી એક દાસી શીતોપચાર અમરને કરવા લાગી. અમરને સાવધ કરવાના પ્રયોગ શરૂ થયા ઘણી વારે અમરથી માત્ર બેજ શબ્દો બોલાયા : "મેં આ શું કર્યું ?"

પુનઃ આંખો મીચાઈ ગઈ. લગભગ બે પ્રહર પછી તેનામાં ચેતન આવ્યું. વિંઝણો હલાવતી દાસીને જોતાં જ સુરસુંદરીની કલ્પનાં સજાગ બની તે બેઠો થઇ ગયો. ભયભીત નેત્રે દાસીઓ તરફ જોઈ રહ્યો. દાસીઓ તો સાવ અવાક્ બની ગઈ.

અમરકુમાર કંપતા હૈયે તૂતક પર આવ્યો દ્વીપની દિશા તરફ નજર કરી અંધકાર ગાઢ થઈ ગયો હતો; દ્વીપ ઉપર જાણે સાગરનાં મોજા ફરી વળ્યા હતા ! દ્વીપનો હળવો આભાસ પણ થવો અશક્ય હતો અમરની નિષ્ઠુરતા પર અટ્ટહાસ્ય કરતો સાગર વાદળદળ સાથે જાણે વાતો કરી રહ્યો હતો

અમરની આંખમાથી સાગર જેવા આંસુની અંજલી ઝરવા માડી.

પુરૂષ ! હવે આ આંસુ કોના ખાતર ? પત્નીના સ્નેહ ખાતર કે તારી નિષ્ઠુરતા ખાતર ?



સ્વપ્નની દુનિયા વિચિત્ર છે સ્વપ્ન સૃષ્ટિથી માનવહૃદયમાં ઉત્પાત પણ મચે છે અને આશાનાં ઉજ્વળ કિરણો પણ ચમકે છે. સ્વપ્નની અગમ્ય કલ્પના કોઈવાર નંદનવનમાં લઈ જાય છે. સ્વપ્ન માધુરીનો જન્મ સ્મરણની ભૂમિકા પર રચાયેલો હોઈ માનવહૃદય એવાં એવાં સ્મરણોથી ઘણું ઘણું વીણી શકે છે–ઘડી શકે છે. પરંતુ જ્યારે એ માધુરીનો અસ્ત થાય ત્યારે? શું નવો અવતાર મળ્યો હોય તેવુ ઘડીભર નથી લાગતુ ? કલ્પનાના સામ્રાજ્યમાં સ્વપ્નનું મહત્ત્વ મિત્ર સમાન છે.

સુરસુંદરીનો પ્રાણ એવી જ મીઠી સ્વપ્નસૃષ્ટિમાં રમતો હતો.

અમરકુમાર અને સુરસુંદરી એક વિશાળ પર્વત પર ગયાં છે. પર્વત ઘણો રમ્ય છે નાના મોટા અનેક પ્રકારનાં વન ઉપવનો આવેલાં છે અને હસતાં હૃદયે પહાડ પર ચઢી રહ્યા છે. માર્ગમા સુરસુંદરી થાકી જાય છે. એને પાણીની તરસ લાગે છે. અમરકુમાર એક વૃક્ષ નીચે સુરસુંદરીને બેસાડી પાણી ભરવા જાય છે. સુરસુંદરી સ્વામિની રાહ જોતી વિસામો લઈ રહી છે. એક પ્રહર વીતે છે, બે પ્રહર વીતે છે, પણ અમર પાછો નથી ફરતો. સુરસુંદરીનો પ્રાણ વ્યાકુળ બને છે. શુ અમરને કોઈ ઉપાડી ગયુ હશે, શું અમર ભૂલો પડી ગયો હશે? છેવટે સાંજ પડે છે. અમરના કશા વાવડ મળતા નથી, ચોકેરથી

સુરસુંદરી સ્વામીને શોધવા કલ્પાંત કરી આગળ વધે છે. આખી રાત ભયાનક વનમાં વિતાવે છે સ્વામિનો પત્તો મળતો નથી. સુરસુંદરી સ્વામિને શોધવા અનેક વન ઉપવનમાં ભમે છે. એના હૃદયમાં નવકારનું મંગલ સ્મરણ ગૂંજે છે.

ચાર છ દિવસે માર્ગમાં એક શિકાર ખેલવા નીકળેલો કોઈ રાજા મળે છે. સુરસુંદરીને જોઈ તે રાજાની આંખમાં રૂપનો નશો છલકે છે રાજા સુરસુંદરીને પોતાની કરવા પ્રયત્ન કરે છે. સુરસુંદરીના ચારિત્ર્ય બળ આગળ રાજા હારી જાય છે. સુરસુંદરી નવકાર મંત્રના સ્મરણમા એક ધ્યાન બને છે. એક દેવની સહાય મળે છે. દેવ હાજર થઈને કહે છે: "બહેન, તું જરાયે ગભરાઈશ નહિ, મારી સાથે ચાલ."

સુરસુંદરી દેવલોકમાં જાય છે ત્યાં તે સંગીતકળા વડે પ્રત્યેક દેવોમાં પ્રિય થઈ પડે છે એકવાર ઇંદ્ર પ્રસન્ન થઈ વરદાન આપે છે સુરસુંદરી ઈંદ્ર સામે હાથ જોડી કહે છે. "મહારાજ, હું પતિ વિયોગિની છું......મને મારા પતિ મેળવી આપો અને અમને અક્ષય સુખ આપો."

"તથાસ્તુ." કહી ઇંદ્ર મહારાજ ચાલ્યા જાય છે. બીજે જ દિવસે ઈંદ્રના પ્રયત્નથી અમરકુમારને દેવ સભામા લાવવામાં આવે છે. સ્વામિને જોઈ સુરસુંદરીનો હર્ષ માતો નથી તે પોતાના સ્વામિને ભેટી પડે છે. બંનેના નયનો હર્ષના આંસુથી ભીંજાય છે. દેવો એમના પર પુષ્પવૃષ્ટિ કરે છે.

ત્યાર પછી એક ભવ્ય મહેલમા બંને રહે છે. પ્રેમ હર્ષ અને આનંદમાં બંનેના દિવસો ચાલ્યા જાય છે. કાળે કરીને એક દિવસે સુરસુંદરી સુંદર બાળકની માતા બને છે.

એક દિવસ રત્નના હિંડોળા પર અમરકુમાર અને સુરસુંદરી ઝૂલી રહ્યા છે. સામે સુંદર બાળક રમે છે. સુરસુંદરી સ્નેહભર્યાં સ્વરે કહે છે: 'સ્વામિ, આપણે કેવાં સુખી છીએ? આપણને કોઈ વિખૂટાં

પાડી શકે તેમ નથી. આપણા દૈવી સુખને હવે કોઈ પણ શક્તિ લૂંટવી શકે તેમ નથી.'

ઉત્તરમાં અમરકુમાર હળવું હસે છે. અને સુરસુંદરી એના હૃદય પર પોતાનું મસ્તક છૂપાવી દે છે.

અચાનક એક ભયંકર નાગ સુરસુંદરીના નિદ્રાધિન દેહ પર થઈને ચાલ્યો ગયો. તે ચમકી ઉઠી. અર્ધ મીચ્યાં નયનો રાખીને તે બોલી : 'આર્યપુત્ર !'

ઉત્તર કોણ આપે ! ઉત્તર ન મળવાથી સુરસુંદરીએ આંખો ઉઘાડી. જોયું તો સામે એક કાળો નાગ ચાલ્યો જતો હતો. ત્યારે શું આ સ્વપ્ન હતું ?

હા ! સુરસુંદરી, તારા સુખી જીવનનુ એ અંતિમ સ્વપ્ન હતુ. તુ શા માટે ચારે ય તરફ જોયા કરે છે? તારા હૈયામા તો પ્રેમનો ગર્વ હતો કેમ? તમને વિખુટા પાડવાની તાકાત કોઈનામા નહોતી ખરૂ ? પણ તારી એ ભૂલ હતી. જરા વિચાર તો કર, તારો સ્વામિ ક્યા ગયો છે ?

યક્ષદ્વીપની મનોહર પ્રકૃતિ આવું પોકારી રહી હતી. પરંતુ સુરસુંદરી પ્રકૃતિની આ વાણી ક્યાંથી સમજી શકે? તેણે ઉઠીને હળવી બૂમ મારી : "આર્ય પુત્ર !"

ઉત્તરમા બે પંખીઓનો ફફડાટ સંભળાયો. ફરી તેણે બૂમ મારી "આર્ય પુત્ર !"

પણ છે ક્યાં ? સુરસુંદરી પાગલ તો નથી બનીને ? અરે આ વૃક્ષો પણ હસી રહ્યા છે ! સુરસુંદરીના મનમા થયુ, અમર આટલામાં જ ક્યાંક છૂપાઈ ને મને ચીડવવા માગતા હશે તેણે કંઈક હાસ્યભર્યો સ્વરે કહ્યું : "તમે તમારે ગમે ત્યા છુપાઈ જાઓને...! હું તમને હમણાં જ શોધી કાઢીશ"

આ પ્રમાણે કહી તે હસતી હસતી આસપાસના લતામંડપોમાં ભમવા લાગી.

હજી પણ તેને ન સમજાયું કે યક્ષદ્વીપમાં તેનો નાથ નથી છેવટે તે કરુણ સ્વરે બોલી : "સ્વામિ, હવે મારી ધીરજ નથી રહેતી. આપણે જલ્દી કિનારે પહોંચી જવું જોઈએ."

અરે ! હજી પણ નહિ સમજે ! જરા આકાશ તરફ નજર તો કર સૂર્ય અસ્ત થવાની તૈયારી કરી રહ્યો છે !

એ જ સમયે કોઈ જનાવરના જવાથી એક તરફ વનઘટામાં ખડખડાટ થયો સુરસુંદરી ચમકી અને તે તરફ દોડી. દોડતાં દોડતાં બોલી : " હવે પકડાઈ ગયા છો ! "

વનઘટા પાસે જતા કશું ન દેખાયું. સાગરનો ઘેરો ઘૂઘવાટ સંભળાઈ રહ્યો હતો. અચાનક તેની દૃષ્ટિ અસ્તાંગત સૂર્ય તરફ ઢળી તે ચમકી. હૃદયમાં ભયનો સંચાર થયો : "શુ મારા સ્વામિ કોઈ હિંસક પ્રાણીના પંજામાં સપડાયા હશે ? પેલો યક્ષ આવીને તો નહિ ઉઠાવી ગયો હોયને ? "

આ શંકા ઊભી થતા તેનું હૃદય કંપવા લાગ્યું. ને એકદમ સાગરના કિનારા તરફ પોતાના માણસોની સહાય લેવા દોડી.

સાગર કિનારે પહોચતા જ તેના હૈયામાં ફાળ પડી : આ શુ ? કિનારો તો નથી ભૂલીને ! વહાણો ક્યા અદૃશ્ય થઈ ગયા ? નહિ, કિનારો તો આ જ છે આ સ્થળે જ અમારી હોડી ઊભી હતી. આ રહ્યા અમારાં પગલા. ત્યારે આ બધું શુ ? શુ સાગરના વિશાળ ઉદરમા સહુ સમાઈ ગયા ? ના...ના...હાય ! હુ આ શુ જોઈ રહી છું ?

મનની હોડી સાથે સાગરના તરંગો કરતાય કરોડો તરંગો અથડાવા લાગ્યા. તેણે પોકાર કર્યો : " ઓ નાથ ! મારા અમર ! ! તમે ક્યા ચાલ્યા ગયા ? આપણા વહાણોનું શું થયુ ? મને આ બધુ શું દેખાય છે ? "

ઘૂઘવતા સાગરનુ એક વિશાળ મોજું સુરસુંદરીના પગ સાથે અથડાઈ ને પાછું વળ્યુ. તેણે સાગરના વિશાળ પટ પર દૃષ્ટિ સ્થાપી.

પણ દૃષ્ટિનાં તેજ સાગરપટને વિંધી શકે ખરાં? અસ્ત થતા સૂર્યનાં અંતિમ કિરણો સાથે ઉલ્લાસ કરી રહેલા સાગર તરંગો સિવાય તે કશું ન જોઈ શકી. સુરસુંદરી ભયભીત બનીને કિનારા પર બેસી ગઈ. એજ સમયે તેના હાથ સાથે ઉત્તરીયનો છેડો અથડાયો. કંઈક બાંધ્યું હોય તેમ તેને લાગ્યુ. અરે આ શુ હશે? એ વિચારની સાથે જ તેણે છેડાની ગાંઠ છોડી તેને કલ્પના પણ નહોતી કે એ છેડામાં ઈતિહાસ અને ભાગ્ય આલેખાયેલા છે!

ગાંઠને છોડતા શી વાર? ઈતિહાસ અને નસીબ સાથે સાત કોડીઓ ઉછળી પડી, તે એકદમ ચમકી. ત્યાં તો છેડા પર વનસ્પતિથી લખાયેલા શબ્દો આંખને ચોંટયા શુ લખ્યું હતું, શબ્દો કે શર?

"સાત કોડીથી મોટુ રાજ્ય મેળવજે!"

અરે, આતો અમરનો અક્ષર! આ શુ?

નારીના પ્રાણમાં ભય શંકા અને દર્દના ધોધ ઉછળવા માંડયા. હૃદય ભડકે બળ્યા જેવી વેદના ભોગવવા લાગ્યું. સૂર્ય અસ્ત થયો! છેલ્લા કિરણો પણ ક્ષિતિજને પેલે પાર સમેટાઈ ગયાં. સુરસુંદરી ત્યાંને ત્યાં મૂર્છિત થઈને ઢળી પડી.

અહીં તેની કોણ સારવાર કરે? કઈ દાસી આવીને ગુલાબજળ છાંટી જાય? અસહાય નારીને કોણ આશ્રય આપે

હાથપર ચળકતાં હિરકવલય એવાંને એવા ચળકતાં હતાં

યોગી સમો સાગર એમને એમ રહ્યો. જરા પણ ન થડકયો. તેના પ્રાણમા જરાયે મમતા ન જાગી, તે પણ આ અસહાય નારીની વેદના પર એનુ એ સંગીત ગાવા લાગ્યો, એની એ ખુમારી દર્શાવવા લાગ્યો, એનુ એ હાસ્ય વર્ષાવવા લાગ્યો.

ઓ નિષ્ઠુર પુરુષ! તારી આ અસહાય નારીના જીવનનુ કરુણ-ચિત્ર તને કોણ પહોંચાડે?

શુ હજી પણ તારા વહાણ પાછા નહિ વળી શકે?



આફતનું સ્વરૂપ, આફતનો સ્વાદ, આફતનું સ્થાન વગેરે કેવાં હશે? આફત કોણ પાઠવતુ હશે? આફતો અણધારી શા માટે આવતી હશે? આફતની લગામ કોઈ અગમ્ય અને અગોચર શક્તિના હાથમાં તો નહિ હોય ને? આ બધા પ્રશ્નો થવા સ્વાભાવિક તો નથી જ.

લોકોની કલ્પના આફતના આંગણા સુધી પહોંચે કે ન પહોંચે પણ આફતનો અધિષ્ઠાતા આકરો અને અકોણો તો જરૂર હશે. આફતની જવાળા કોના પર ક્યારે પથરાશે તે કહી જ ન શકાય. આફતનાં તોફાનો અણધાર્યાં જ હોય છે, જેમ કોઈ નિર્બળ પશુ પર ચિત્તો ઓચિંતી તરાપ મારે, તેમ આફત ઓચિંતી તરાપ મારવા તૈયાર જ રહે છે. આફતના પંજામાં સપડાયેલો શિકાર છટકવા પહેલાં પૂરેપૂરો ચૂંથાઈ જાય છે.

તો પછી આફતના દફતરમાં ન્યાય, નીતિ કે કાયદો નહિ જ હોય? જ્ઞાન અને બુદ્ધિથી ખેડાયા વગરનાં અંતઃકરણ જરૂર એમ જ માને કે આફતના ચોપડે ન્યાય, નીતિ કે કાયદા જેવું કશું નથી!

આફત પણ ભારે અવળચંડી છે. પોતાની એકાદ રમતમાં ભલે હજારો નરનારની ઉગતી આશાઓ ચગદાઈ જાય, ભલે હજારો હૈયાં ખુવારીમાં ખવાઈ જાય, ભલે લાખો નયનો ઉનાં ધગધગતાં આંસુડા વહાવીને એક સાગર ઊભો કરે, પરંતુ આ બધાં કંપાવનારાં ચિત્રોથી આફત જરાયે વિચલિત બનતી નથી. એ તો બેપરવા બનીને પોતાની કાળ રમત પૂરી કરે છે. પોતાની રમતમાં કરોડો કલ્પાંત દાટવામાં આફત એક પ્રકારની મોજ માને છે. તે મોજ કેવા પ્રકારની હશે? લાગે છે કે આ પ્રશ્નનો ઉત્તર વિશેષ જ્ઞાની સિવાય કોઈ ન આપી શકે તો પછી આફતથી ઊભા થયેલા પ્રશ્નોના ઉત્તર અધૂરા તો ખરા જને?

ઉત્તર અધૂરા હોય કે પૂરા, પણ આફતના અધીશ્વર આગળ અનુનય, વિનય, પ્રાર્થના, લોહી કે આસુ એનાં કશી અસર નથી થતી. આફતના કલેજા સુધી કરુણતા નથી પહોચી શકતી એમ તો સહુ કોઈ સ્વીકારશે તો પછી આફતની સરખામણી કોની સાથે? કંઈક ગહન તો છે છતા ય કલ્પના કરી લઈએ કે આફત અને આપખુદ રાજશાસન બને લગભગ સરખા છે કારણ કે બનેનુ સ્વરૂપ સમાન છે. બને સમક્ષ કરુણતા, પ્રાર્થના આસુ અને વેદનાની ક્રૂર મશ્કરી જ થાય છે. છતાં ય આ બંને સામે મુકાબલો કરી શકે એવો એક મહારથી વિશ્વમાં સદાય ઝઝૂમતો હોય છે તે કોણ? આફતોને ઘોળીને પી જનારા અડગ નિશ્ચય આગળ લાખો આફતો સાવ લાચાર બને છે ખપ્પર લઈને ઘૂમતી રાજસત્તા પણ એ નિશ્ચય આગળ પોતાનુ માથુ ઝૂકાવે છે.

આવી વિકરાળ આફતે પોતાનો પંજો સુરસુદરીના કોમળ દેહ પર પસાર્યો

સાગરના ધમપછાડા કદી શાંત થયા છે? એ મહાન તાકાત આગળ કઈ શક્તિ નથી નમી પડી? છતા ય ઘોર અધકાર એ સાગરને ગળી

જતો હોય તે રીતે ચારેય દિશામાં પથરાયો. પોતાને ગળી જતા અંધકાર સામે સાગરે જાણે સંગ્રામ આદર્યો હોય, તેમ તે ઘૂઘવાટ કરી રહ્યો હતો. સાગરના પટ પર બિચારા તારોડીયાં પણ પ્રતિબિંબ પાડી શકતાં નહોતાં. જાણે મહાકાળ જેવો અંધકાર સારાયે વિશ્વને પોતાના જડબામાં સમાવી લેવા ધસી રહ્યો હતો.

સુરસુંદરી મૂર્છિતાવસ્થામાં સાગર તટે પડી હતી. પરવા વગરનો સાગર અબળાને સચેત કરવા મથતો હોય તેમ તે પોતાનાં મોજાંઓ વડે મૃદુતાથી સુરસુંદરીના દેહને સ્પર્શી રહ્યો હતો. શીતળતાના પ્રભાવથી સુરસુંદરીમાં ચેતન આવ્યું. તેણે આંખો ઉઘાડી. પણ શું જોવા ? ભયાનક અંધકાર કે એ અંધકારથી યે બિહામણું બનેલું પોતાનું જીવન ? મહાકાળના ગંભીર રૂપને તે વધુ સમય ન જોઈ શકી. ફરી વાર આંખો મીંચાઈ ગઈ.

પરંતુ આ સ્થિતિમાં ક્યાં સુધી પડ્યા રહેવું ? એ વિચાર આવતાં તે તરત જ ધીરે ધીરે બેઠી થઈ. ચારે ય દિશાએ નજર દોડાવી. દેહ કંપવા લાગ્યો છાતી થડકવા લાગી. વળી પાછું સ્વામિનું સ્મરણ હૈયાને વિંધવા લાગ્યું. સુરસુંદરી ક્યાં જાય ? તે મનથી બોલી: "મારા પવિત્ર અને શુદ્ધ સ્નેહનું શું આવું પરિણામ ? મારી પતિભક્તિની આ ભેટ ? મારા મોંઘા જીવનદાનનો આ ઉપહાર ? ઉરનાં અમૃત પાનારી પત્નીને આવો પુરસ્કાર ? ઓ નિષ્ઠુર ! તમને આ શું સૂઝ્યું ? ક્યા કાળદૂતે તમારા હૈયામા વાસ કર્યો ? હા...હા...સાત કોડીમા મોટુ રાજ્ય મળે ! કિશોરાવસ્થાના મારા આ શબ્દો આટઆટલા સ્નેહધોધથી પણ ન ધોવાયા ? ઓ નાથ પ્રિયતમ ! નારીના હૃદયનો અભ્યાસ તમે આટલા સ્નેહભર્યા પરિચયથી પણ ન કરી શક્યા ?"

સુરસુંદરીના મનોમંદિરમાં આ વિચાર માળા ચાલી રહી હતી ત્યાં દૂરથી એક ભયંકર ચિત્કાર તેના કાન પર અથડાયો. વિદ્યુતના

પ્રહારથી જે રીતે વાદળનાં ગર્ભ ગળી જાય તે રીતે તેનાં વિચાર વાદળો વિખરાયાં. તેનું કોમળ હૃદય થડકી ઉઠયું. ત્યાં તો એથી પણ ભીષણ પોકાર તેના કાન પર અથડાયો. કાનના પડદા ફાટી જાય એવી ચીસ શું હૃદયના પડદાઓને સ્થિર રાખે કે?

સુરસુંદરીએ સાગર તરફ દૃષ્ટિ કરી. પણ એ તો મહા વિકરાળ લાગ્યો. ત્યાથી એની દૃષ્ટિ કિનારા પરની ઝાડી તરફ ગઈ. પણ એ તરફ જોતાં જ હૈયું ફફડી ઉઠયું. એક ભયંકર પ્રાણી ધગેલા લોઢાના ગોળા જેવી લાલચોળ આંખો ચમકાવતું કિનારા તરફ જોઈ રહ્યું હતું. જાણે સાગર તરફ ન આવતુ હોય! ના...ના...આ તો આ તરફ જ આવે છે. આ શુ હશે? કયા પ્રકારનું પ્રાણી હશે? હાથી જેવો પ્રચંડ દેહ, ગાઢ અંધકાર જેવો શ્યામ આકાર અને ઉગતા સૂર્ય જેવી લાલ આંખો! આ કયું જનાવર હશે? આ વિચારો સાથે જ સુરસુંદરીની આંખે અંધારા ઉભરાયા. ત્યાં તો કલેજાને દળી નાંખે એવી એક બીજી ત્રાડ સંભળાણી. સુરસુંદરીએ નજર કરી તો એના જેવું એક બીજુ પ્રાણી આ તરફ ધસી રહ્યું હતુ. સુરસુંદરીના મનમાં થયુ કે દોડું, પણ ક્યા? વિરાટ સાગરમા? કશુ સ્થિર ન થઈ શકવાથી બંને આંખો પર હાથ દબાવીને તે બેસી રહી. થોડીક પળો પછી તેણે જોયું તો દૃશ્ય પલટાયેલુ દેખાયું બંને પ્રાણીઓ એક બીજા તરફ કૂદા કૂદ કરી રહ્યાં હતા, ચીસો પર ચીસો નાખી રહ્યાં હતા અને કોઈ જીવના પર્વતો પરસ્પર આટકતા હોય તેમ આટકી રહ્યાં હતાં આ વિકરાળ પ્રાણિઓના સંગ્રામથી ધરતી પણ જાણે ધણધણી રહી હતી! સાગર પણ જોરથી ભભકવા લાગ્યો!

સુરસુંદરીએ પુનઃ આંખ આડા હાથ ધરી દીધા. ત્યાં તો બાજુમાં કંઈક સંચાર થતો હોય તેમ જણાયું. તેણે નીચે નજર કરી તો બે ચાર મગરો પોતા તરફ આવતા દેખાણા. મગરોને જોતાં જ તેનાથી એક કારમી ચીસ નંખાઈ ગઈ: "ઓ પ્રભુ! ઓ નાથ! ઓ અમર!"

પણ અમર અહીં ક્યા હતો? તું કોને બૂમ મારે છે? એ તો મારા વિશાળ તરંગો સાથે ખેલ કરતો ક્યાંય નિકળી ગયો છે. મોટો જ્વાળામુખિ ફાટે તો યે તે ન સાભળી શકે, આકાશ તૂટી પડે તો યે તે ન સાંભળી શકે, તુ કોને પોકારે છે?...જાણે સાગરનું સગીત આ શબ્દો પોકારી રહ્યુ હતું.

સુરસુદરીના હૃદયમાં સાગરસંગીતે આ ભાવ ઉત્પન્ન કર્યો. તેની આખમાથી આંસુની ધારા વહેવા લાગી. મગરોથી બચવા તે દૂર નાઠી પણ આફત તો બે ડગલા આગળની આગળ હતી. બે કાળા ભયકર નાગ થોડે દૂર ફૂંફાડા મારતા બેઠા હતા. તરત સુરસુદરીએ દિશા બદલી. દ્વીપ તરફ દોડવુ શરુ કર્યું. પરતુ એ તરફ તો પેલાં બે વિકાળ પ્રાણીઓ પહાડ ફાટે તે રીતે ગર્જના કરતા ત્રાટકી રહ્યાં હતા.

વધુ આગળ ન જઈ શકાયું. તે નીચે બેસી ગઇ. તેના દેહ પર પસીનાના રેબઝેબ બિન્દુ વળી રહ્યાં હતા. ત્યાં તો વિચારોનો વેગ મન વચ્ચે ઉછળવા માંડ્યો.

સ્વામિ, મારો કયો અપરાધ? સ્વાભાવિક બોલાયેલા ચાર શબ્દોની આવી ભયંકર શિક્ષા? નાથ, તમને આવુ શામાટે સૂઝયુ? તમે મને તમારા ખોળામાં રાખીને મારી નાખી હોત તો હું મારા જીવનને ધન્ય માનત. હાય, તમારા નિર્મળ હૃદયમાં વૈરની આવી જ્વાળા ભરેલી હશે એ મારી કલ્પનામાં યે નહોતું. અરે...પણ હું કોને દોષ દઉ? પૂર્વભવનાં મારા કોઈ ભયંકર કર્મોનો જ ઉદય આવ્યો લાગે છે ઓ ભગવત, ઓ ત્રણ જગતના સ્વામિ શ્રી જિનેશ્વર દેવ, મે અભાગિનીએ પૂર્વભવમાં લાખો પાપ કર્યાં હશે...લાખો જીવોની હત્યા કરી હશે...! દયાળુ હૃદયેશ્વર! મારા જીવનનાં કયા કાળા કર્મોનો ઉદય થયો હશે?

તરત વિચારોએ પલટો ખાધો:

હવે જીવીને શું કરું ? આ અગાધ સાગરમાં સદાના માટે સમાઈ જાઉં. મૃત્યુની મીઠી ગોદમાં મારા સઘળાં સુખદુઃખ, મારી સમસ્ત આશા નિરાશા લઈને ચિરકાળ માટે સૂઈ જઉં, હવે આ જીવન-પ્રદીપ કોના ખાતર જલતો રાખવો ? આ સંસારમાં મારું કોણ રહ્યું છે ? મારા સ્વામિ પણ મારા ન થયા...આવા ભયંકર દ્વીપમાં છોડીને ચાલ્યા ગયા .હવે મારા દુઃખ સામે કોણ નજર કરે ?

મનમા ઘોળાતા આવા વિચારો વિલય પામે તે પહેલાં જ એક ભયાનક ફૂફાડો તેના કાન પર અથડાયો. સુરસુંદરીએ જોયું તો એક મોટો અજગર શીતળતા માટે તલસતો હોય તેવી અકળામણ સાથે પોતાનુ મોઢુ ખુલ્લું રાખી આ તરફ આવી રહ્યો હતો. તરત સુરસુંદરી ત્યાથી ઉઠીને જરા દૂર બેઠી. ચિત્કાર પર ચિત્કાર થયા કરતા હતા ખારા સાગરના મિલન માટે સુરસુંદરીનાં આસુની સરિતા જાણે ઝંખી રહી હતી !

અજગરના મુખમાંથી બચવા માટે સુરસુંદરી જરા દૂર જઈને ઊભી રહી. તેના હૃદયમાં પડકાર થયો :

સુરસુંદરી, કાયર શા માટે થાય છે? હૃદયને નિર્બળ શા માટે બનાવે છે ? તને ભય કોનો છે ? મૃત્યુ તો એકવાર પ્રત્યેક પ્રાણીના માથે લખાયેલુ છે. તુ ક્ષત્રિયની કન્યા છે...તારી છાતીમાં, ભય, મૃત્યુ કે આત્મહત્યાની કલ્પના પણ ન હોવી ઘટે. મરદાનગીથી તારા કર્મોને વધાવી લે ઊભી થા અને નિર્ભયપણે આફતનો મુકાબલો કર તું રડે છે શા માટે ? તારુ રુદન સાંભળનાર અહી કોણ રહ્યું છે ? તારો માર્ગ તુ જ નક્કી કરી લે...તારા સ્વામિએ તને ધક્કો માર્યો ..તું શા માટે ઉંડી ખાઈમાં પડવા તૈયાર થાય છે ? સંકટનો પહાડ ચડવા માટે હૃદયમા હિંમત એકઠી કર ! અમરની નિષ્ઠુર આજ્ઞા સાચી કરી બતાવ. સાત કોડીથી રાજ મેળવીને એક વાર વિશ્વને દેખાડી દે... નિર્માલ્ય વિચારો અને પાંગળી વેદનાઓ પાછળ આંસુ સારવાથી શું વળવાનું હતું ?

અંતરાત્માના અવાજે સુરસુંદરીના હતાશ થઇ ગયેલા હૃદયમાં સાહસનું દિવેલ પૂર્યું. આત્મશક્તિનો બૂઝાયેલો દિપક પુનઃ પ્રગટ થયો. ઉભરાતા આંસુ છેડા વતી લૂછી નાખી તેણે સાગર સામે દષ્ટિ નોંધી. સાગરનો જરાયે ભય ન હોય તેમ તે સ્થિર નજરે જોઇ રહી. ત્યાર પછી મક્કમ પગલા ભરતી ભરતી તે ઝાડી તરફ આગળ વધી હિંસક પ્રાણીઓની ચિચિયારીઓ સાગર સાથે જાણે વારણાં લઈ રહી હતી. સુરસુંદરી એક વૃક્ષ પાસે પહોચી ગઈ અને વિશ્રામ લેવા વૃક્ષને ઓઠીંગણુ આપીને બેઠી. ત્યા તો પુનઃ નજીકમાં ધધહાટી શરૂ થઈ વળી ચિત્ત ચમક્યુ. સાગર તરફ નાસવા માટે મન તલપાપડ બન્યું. પરંતુ આત્મશક્તિએ હૃદયમાં નાદ કર્યો:—

ફરી પાછી નિર્બળતા! તુ કોનાથી ડરે છે? પશુથી...? અને તે પણ એક ક્ષત્રિય બાળા? અહીં જ બેસી રહે. એક વાર અનુભવ તો લે કે તને સતાવવાની તાકાત કોનામાં છે?

ચિત્ત સ્વસ્થ બન્યું. નવકારમંત્ર હૈયે ચડયો. તરત તેણે ડોકમાંથી મોતીની માળા કાઢીને નવકારમંત્રનુ આરાધન શરૂ કર્યું. તેના હૈયામાં થયું, હવે ગમે તે થાઓ. આફતોના પહાડ તળે ભલે મારો દેહ દબાઇ જાય...ભલે મને સાગર ખેંચી જાય...ભલે મને અજગર ગળી જાય...વનમાં હિંસક પ્રાણીઓ ભલે મારો ભોગ લ્યે...પણ હું અહીં થી નહી ઉઠુ.

પ્રબળ નિશ્ચયનો આશ્રય લઈ તેણે પવિત્ર નવકારમંત્રનું આરાધન સ્થિર ચિત્તે, નયનો મીંચીને શરૂ કર્યું. સ્મરણ વખતે સ્મૃતિઓ ચિત્ર માફક નાચ્યા કરતી હતી પણ એકાગ્રતાએ તે બધાં ચિત્રોને દૂર ધકેલી દીધાં.

મધરાત વીતી ગઈ. એક કાળો સાપ તેના પગ પર થઈને ચાલ્યો ગયો છતાંય તેણે કશી દરકાર ન કરી. ઢળતી રાત્રિએ એક

હિંસક પ્રાણી સુરસુંદરીના મુખને સુંઘીને ચાલ્યું ગયુ. હાથને જરા ચાટી ગયું...પણ તે ધ્યાનભંગ ન થઈ

આમને આમ પરોઢ થયું. પંખીઓનાં મધુરાં રસગાન શરૂ થયાં. હિંસક પ્રાણીઓ પોતપોતાના સ્થાનકે આ ભયંકર ઝાડીમાં છૂપાઈ ગયાં. નિશાચરોએ અંધકારનો આશરો લીધો. સાગર પર ઉષા-રાણીનો પાલવ પથરાયો. સુરસુંદરીએ આરાધન પૂર્ણ કરીને નયનો ઊઘાડ્યાં. નયનોમા તેજ ભરાયું હતું...મંત્રપ્રભાવનો દિવ્ય પ્રકાશ ચમકતો હતો. તેણે સાગર તરફ એક નજર કરી. ઉષાના દર્શનથી તેનું મન કંઈક શાંત થયું.

સૂર્યોદય થયો.

સુરસુંદરીએ સૂર્યવિમાનમાં વિરાજી રહેલા શાશ્વતા જિનબિંબને નમસ્કાર કર્યાં. નૈવેદ્યમાં આંસુ અને શ્રદ્ધા સિવાય કશું હતુ નહિ

ભક્તિપૂર્વક શ્રી અરિહંતની પ્રાર્થના કરીને તેણે સાગર તરફ દૃષ્ટિ કરી. દૂર દૂર કેટલાક વહાણુ આવતા દેખાયાં. મનમાં આનંદ છવાયો, ને મનમા બોલીઃ " મારા સ્વામિ તો પાછા નહિ આવતા હોય ને ?"

ઘણી વાર પછી વહાણો કંઈક નજીક આવ્યા. સુરસુંદરી તો ત્યાં ને ત્યા ઊભી રહી.

વહાણો સ્પષ્ટ દેખાયા. અરે આ વહાણો તો લંગર નાખે છે ! થોડી વારે તો એનાથી કેટલીક હોડીઓ છૂટી. આ સમયે સૂર્યનારાયણુ ઘણે ઉંચે ચડી ગયા હતા

સુરસુંદરીના હૃદયમાં આ વહાણો જોઈને આશાનું કિરણુ પ્રગટ્યુ. તે ત્યાને ત્યાં વૃક્ષના ઓથે ઊભી રહી

થોડી વારે હોડીઓ કિનારે આવી. હોડીમાંથી ખારવાઓ કિનારા પર ઊતર્યા. પણુ આ કોણુ હશે ! આ કઈ પોતાના માણસો તો

નહોતા. એક આધેડ શ્રીમંત જેવો રૂવાબદાર આદમી પણ કિનારા પર ઉતર્યો. પણ તે દેવચંદ્ર નહોતો કે નહોતો અમરકુમાર ! ત્યારે આ કોણ હશે ? સુરસુંદરી વિચારમાં પડી

થોડી વાર પછી સુરસુંદરી સાગરના કિનારા તરફ ગઈ. ખારવાઓએ સુરસુંદરીને જોયા પછી રૂવાબદાર પુરુષને કહ્યું તે પુરુષે સુરસુંદરી તરફ દૃષ્ટિ કરી, કંઈક આશ્ચર્ય સાથે તે પુરુષ સુરસુંદરીના સામે ગયો દૂરથી જ તે સુરસુંદરીના અતુલ રૂપમા અંજાઈ ગયો હતો.

તે વહાણવટીએ સુરસુંદરી પાસે આવી વિનમ્ર સ્વરે કહ્યું : "આપ કોણ છો ? આવા ભયાનક દ્વીપમાં તો કોઈ રહી શકતુ નથી. આપ... .."

સુરસુંદરીએ ટૂંકમાં પોતાની કહાણી કહી.

દુ:ખભરી કહાણી સાંભળીને તે વહેવારીઓ બોલ્યો : "બહેન, તમારી કથા ઘણી દુઃખદ છે. તમે જરાયે મૂંઝાશો નહિ સહુનાં મસ્તકે સંકટો પડતા આવ્યાં છે તમે હવે નિર્ભય છો હું તમને મારા વહાણમાં આશ્રય આપીશ અને તમને સિંહલદ્વીપમાં પહોચાડીશ. ત્યાં તમને આશ્રય મળશે અને ત્યાંથી તમે વતનમાં પણ જઈ શકશો. તમારા પુણ્ય બળે આજે જ અમે અહી મીઠા પાણી માટે આવી ચડયા છીએ "

સુરસુંદરીના હૃદયમાં વહેવારીઆના આ શબ્દોએ આશાનું અમૃત રેડયુ.

અનાથ નારીને આશ્રય તો મળ્યો.



## પ્રકરણ ૨૦ મું . ..... .....સૌન્દર્ય કોને મુગ્ધ નથી કરતું!

સૌન્દર્યનું પૂજન અને સૌન્દર્યની લૂટ એ બંનેમાં આભ ધરતીનો તફાવત છે. લૂંટનારો તો લૂટારો...અધમ ..મોહને પ્રેમ માનનારો હોય છે. રાજ રાજેશ્વર હોવા છતાં તે પામર હોય છે. સૌન્દર્યનો પૂજારી સાચો ભક્ત હોય છે. પ્રેમને પીયૂષ માનનારો પરમ નિષ્ઠાવાન હોય છે. બલિદાનની સતેજ ઊર્મિઓ તેના પ્રાણમાં રમતી હોય છે લૂટારાની આંખમાં પૂજા નથી હોતી ..મોહાન્ધનાં નયનોમા પ્રેમનો પ્રકાશ નથી હોતો યોગીના નયનમાં પરબ્રહ્મની વીજળી ચમકે તેમ પૂજારીના નયનમા પ્રેમનો દીપક ચમકે છે. મોહાન્ધની શક્તિ કેવળ દેહવિલાસમાં રૂંધાય છે, પ્રેમની શક્તિ આત્મવિલાસમાં રમણ કરે છે

છતાંયે સંસારના દેહ પાટલે સૌન્દર્યના પૂજારી ઓછા હોય છે. કારણ? મોહ અને રૂપની ગાઢ મૈત્રી. એથી જ લૂટારા વિશેષ જન્મે છે; અને પોતાના દોષ છૂપાવવા મોહને પ્રેમ માને છે સાચા પૂજારીના મનોભાવ અનોખા હોય છે. તેઓ મોહને પ્રેમ માનતા નથી, રૂપને મહત્વ આપતા નથી. તેઓ પ્રેમને યથાર્થ સ્વરૂપે ઓળખે છે, તેથી જ સસારના કવિઓ પ્રેમ અને તેના પૂજારીઓની મહત્તા પોકારતા હોય છે.

તો પછી અમરના હૃદયમાં પ્રેમ હશે કે મોહ? એ ગમે તે હો.

આપોઆપ અમરનુ હૃદય એક દિવસ એનો ઉત્તર આ પરંતુ સુરસુંદરીનાં નયનમાં પ્રેમનાં ઓજસ સિવાય બીજું કશું નહોતુ.

સુરસુંદરીને યક્ષદ્વીપનો ત્યાગ કર્યાં આજ આઠ દિવસ થઇ ગયા છે. જે વ્યવહારીએ તેને આશ્રય આપ્યો હતો તે વ્યવહારીઆનુ નામ કુંજબિહારી હતું. કુંજબિહારીની આંખો સામે કોઈ માનવ ચિકિત્સક દૃષ્ટિ કરે તો તે જરૂર એમ જ કહે...'આ આંખમા ખાનદાની નથી.' આંખ એ અંતઃકરણનો અરિસો તો છે જ ને?

કુંજબિહારીની આંખો સુરસુંદરીના રૂપને ન સંઘરી શકી ફૂટેલાં પાત્રમાં અમૃત ટક્યા સાભળ્યા છે? વાસના ભરી આંખો સંસારમાં સગી બહેનના રૂપને નથી સહી શકતી, તો આ કુંજબિહારીની ખંડિત આંખો સુરસુંદરીના રૂપને ક્યાંથી ઝીલી શકે? કુંજના હૈયામાં દાવાનળ ચેત્યો. પળે પળે મોહનો નશો પાગલ બનાવવા માંડયો. એના પામર મનને એમ જ થવા લાગ્યુ, સુરસુંદરીના નયનોમાં આકર્ષણ છે, રૂપમાં ખુમારી છે, યૌવનમાં મસ્તી છે અને વાણીમાં જાદુ છે! એ ખેંચી રહી છે તો શા માટે ન ખેંચાવુ?

આવા વિકારી વિચારો વચ્ચે આઠ દિવસ વીતી ગયા; પણ તે ખુલ્લુ સાહસ ન કરી શક્યો. પવિત્ર નારી પર આક્રમણ કરતાં પામર પુરુષનો પ્રાણ કંપે છે. પવિત્રતાની દિવાલ તોડવા માટે અપવિત્રતાને અનંત બળ એકઠું કરવુ પડે છે.

કુંજે સુરસુંદરીની સગવડતાઓ સાચવવામા જરા પણ મણા નહોતી રાખી વહાણમાં એક સુંદર અને સુસજ્જિત ખંડ સુરસુંદરી માટે અલગ કાઢી આપ્યો હતો. તેની સેવા માટે દાસ દાસીઓ મૂક્યાં હતાં; દરેક દાસ દાસીઓને સુરસુંદરીનો પડયો બોલ ઝીલી લેવાની કુંજે કડક આજ્ઞા આપી હતી. કુંજની આ વ્યવસ્થા સુરસુંદરી માટે દુઃખ ભૂલાવે તેવી હતી. પણ કોઈ પોતાના દર્દની સમાધિ કરી શક્યું

છે ! સુરસુંદરીના પ્રાણમાં પોતાના સ્વામિની સ્મૃતિ જડાયેલી જ હતી. કોઈ પણ રીતે તે અમરને ભૂલી શકતી નહોતી.

પોતાના દુઃખને વિસરી જવા સુરસુંદરીએ શ્રી જિનેશ્વરના સ્મરણનો આશ્રય લીધો હતો. છતાં પણ હૈયામાં જીવનસ્મરણો ઉભરાતાં અને આંસુ વાટે છલકાતાં. એ સ્મરણો ભૂલાયાં કે ભૂંસાયાં તો નહિ જ.........

કુંજના હૃદયમાં એમ જ હતું કે મારા વૈભવ પ્રત્યે અને મારા આતિથ્ય પ્રત્યે સુરસુંદરીનું મન ખેંચાશે ! પણ એ બિચારાને નહોતી ખબર કે પોતે જ એના પ્રત્યે ખેંચાઈ રહ્યો છે. સુરસુંદરી જેટલો વૈભવ કુંજે સ્વપ્નમાં પણ નહિ જોયો હોય !

આઠ દિવસના અનુભવથી સુરસુંદરી એટલું તો સમજી શકી હતી કે કુંજબિહારીની આંખો સ્વચ્છ નથી એની સમજ માટે આટલો સંશય ઘણો હતો તેણે પોતાના શિયળનું રક્ષણ કરવા ખાતર સાવધ રહેવાનું મનથી નક્કી કર્યું.

મધ્યાહ્નનો સમય છે.

મહાસાગર તદ્દન શાંત અને નિર્વિકાર દેખાય છે વહાણોની ગતિ કંઈક મંદ બની છે. વાયુની અનુકૂળતા ન હોવાથી વહાણો ધારી ઝડપે જઈ શકતા નથી.

સુરસુંદરી પોતાના ખંડમાં સ્વસ્થ ચિત્તે બેઠી બેઠી નવકારમંત્રનું આરાધન કરી રહી છે કુંજબિહારી ક્યારનો આવીને એક તરફ બેઠો છે. તેની આંખો સુરસુંદરીના હાથમાંથી ક્યારે માળા છૂટે તે જોવા આતુર બની રહી છે. ઘણી વારની તપશ્ચર્યા પછી કુંજની આશા ફળી સુરસુંદરીએ મોતીની માળા ડોકમાં નાખતાં એક તરફ બેઠેલા કુંજ સામે જોઈ નમ્રતાથી પૂછ્યું : " આપ ક્યારે પધાર્યા છો ? "

" ઘણો સમય થયો...મારે મન તો એક યુગ વીતી ગયો. " કહી કુંજ આછું હસ્યો

"કંઈ કામ છે?"

"હા...મારે આપને કેટલીક વાતો કહેવી છે!"

"મને શી વાતો?" સુરને કંઈક આશ્ચર્ય થયુ.

"હવે થોડા જ દિવસમાં આપણા વહાણો સિંહલદ્વીપ પહોંચી જશે." કુંજે કહ્યું.

"તો તો ઘણુ સારૂ પરંતુ આપ ગઈ કાલે તો એમ કહેતા હતા કે હજી એક મહિનો લાગશે"

"સાગર શાંત છે એટલે વહેલુ પહોંચી શકાશે"

સુરસુંદરી નિરુત્તર રહી

કુંજે કહ્યું: "સુરસુંદરી, તમારા ગયા પછી આ વહાણ અમને સાવ સૂનુ જણાશે"

"ભાઈ, એ તો કેવળ માયાનુ કારણ છે. આપે મને આફતમાંથી ઉગારીને મારા પર જે ઉપકાર કર્યો છે, તેનું ઋણ હું આ જન્મમા તો નહિ જ ચૂકવી શકુ"

કુંજના મનમાં થયું, એ ઋણ આ પળે જ ચૂકવી શકાય તેમ છે. પણ આ શબ્દો તેનાથી બોલાયા નહિ તે બોલ્યો. "તમે હમેશ આ પ્રમાણે કહી મને શરમાવશો નહિ મનુષ્ય તરીકેની સામાન્ય ફરજ સિવાય મે કશુ નથી કર્યું"

"આ તમારી મહાનુભાવના છે. ઉપકારી મનુષ્યો પોતે કરેલા ઉપકારને કદી પણ ગાતા નથી." સુરસુંદરીએ કહ્યું

કુંજબિહારીના મનમા એક જ પ્રશ્ન ગૂંચવાતો હતો. સુરસુંદરી સમક્ષ મનની વાત કેવી રીતે રજુ કરવી?

ઘડીભર બન્ને મૌન રહ્યાં.

છેવટે હિંમત એકઠી કરીને કુંજબિહારી બોલ્યો: "સુર... સુંદરી..!"

તે વધુ ન બોલી શક્યો. સુરસુંદરી શબ્દોનો ભાવ સમજી ગઈ જરાપણ વિચલિત ન થતા તે બોલી "શુ ભાઈ?"

"સુર તારું રૂપ મને પાગલ બનાવી રહ્યું છે"

કુંજના આ શબ્દો સાભળીને સુરસુંદરી ચમકી. હૃદયમાં સંઘરેલી શંકા સાચી પડી છતાય તેણે શાંતિનો ત્યાગ ન કરતા મૃદુ મધુર સ્વરે કહ્યુ "ભાઈ, આપ તો આ અસહાય અબળાના માડી જાયા વીર છો. મારે મન આપ પિતા તુલ્ય છો એક દુખી બહેન પ્રત્યે આવો ભાવ રાખી આપ આપના હૃદયને દુષિત ન કરો"

આટલુ કહી સુરસુંદરી શાંતભાવે ખંડ બહાર ચાલી ગઈ.

કુંજબિહારી સજ્જડ બનીને બેઠી રહ્યો તેના મનમાં થયુ, સરલતાથી વશ થાય તો જુલ્મ ન કરવો

થોડીવારે એ ખંડમા સુરસુંદરીની સેવા માટે નિયુક્ત કરેલી દાસી લલિતા આવી પહોચી શેઠને જોતા જ તે નમસ્કાર કરીને એક તરફ ઊભી રહી

કુંજબિહારીએ લલિતાને ઈશારાથી નજીક બોલાવી કહ્યુ "લલિતા, હજી તે મારુ કાર્ય કર્યું લાગતુ નથી"

'શેઠજી, હજી એવી કોઈ વાતનો પ્રસંગ નીકળ્યો જ નથી હુ જરૂર મારી જાળ બિછાવીશ"

"જો તુ મારુ આ કામ કરી આપીશ તો હું તારી ઈચ્છા જરૂર પૂરી કરીશ" આ પ્રમાણે કહી કુંજે લલિતાને એક ચુંબન લીધુ. ત્યાર પછી તે ચાલ્યો ગયો

સુરસુંદરી બહાર ખુલ્લા ભાગમા ઊભી હતી મહાસાગરને અવલોકી રહી હતી. એ અવલોકનમાં અમર સિવાય કોની કલ્પના હોય?

થોડીવાર પછી સુરસુંદરી પોતાના ખંડમા આવી લલિતા ખંડમા જ હતી. સુરસુંદરીને જોતા જ તે ઊભી થઈ ગઈ અને વિનય પૂર્વક નમસ્કાર કરી એક તરફ ઊભી રહી.

સુરસુંદરીએ કહ્યું. "લલિતા, મારા જેવી હતભાગિની નારી આવા વિનયને યોગ્ય નથી"

"આમ ન બોલો બહેન, તમારું દુઃખ, તમારું ધૈર્ય અને તમારું બળ ખરેખર વંદનીય છે."

"જગતના મહાપુરુષો અને ઉદારના જ વંદનીય ગણાય, હું તો એક અનાથ નારી છું"

લલિતાના હૃદયમાં જાળ પાથરવાનો અત્યારે તક મળી હોય તેમ લાગ્યું તે બોલી "દેવી આપ આપની જાતને શા માટે અનાથ માનો છો? સ્વર્ગને શરમાવે એવું દેવદુર્લભ રૂપ તમારી પાસે છે અને .."

વચ્ચે જ સુરસુંદરી હસતા હસતા બોલી. "બેન સ્વર્ગ સોહામણું રૂપ કોઈવાર શાપ રૂપ થઈ પડે છે"

લલિતાના મનમા થયું, આ નારી મારા મનનો ભાવ સમજી શકી નહિ હોય. તેણે નવી દોરી પકડી: "બેન, તમારી માન્યતા મને તો ભૂલ ભરેલી લાગે છે સંસારના જે સુખ રૂપથી પ્રાપ્ત થાય છે, તે સુખ દૈવકૃપાથી પણ મળતું નથી."

સુરસુંદરીએ તીવ્ર નજરે દાસી સામે જોયું ગમે તેમ પણ દાસી તો કુંજવિહારીની ને? લલિતાનો મનોભાવ જાણવાની સુરને ઈચ્છા થઈ તેણે પૂછ્યું "તારું કહેવું મારાથી સમજાયું નહિ. રૂપ વડે ક્યાં સુખો પ્રાપ્ત થાય છે?"

આ પ્રશ્નથી લલિતાના પ્રાણમા આશા પ્રગટી. તેણે માન્યું મારી જાળ બરાબર ગૂંથાતી જાય છે. તે એ ન સમજી શકી કે જાળની દોરીઓ કપાતી જાય છે. તે બોલી: "બેન, રૂપથી પ્રાપ્ત થતા સુખની કલ્પના પણ સુખ આપે છે વૈભવ સમૃદ્ધિ અને યૌવનના પ્રત્યેક સાધનો રૂપના ચરણમા આવી પડે છે."

"વાહ...કેવી રીતે?"

"આપ માઠું તો નહિ લગાડો ને ?"

'તું તે કંઈ ગાડી થઈ! મારા સુખ માટે તને લાગણી થાય એમા હું શા માટે માઠું માનું ?" સુરસુંદરી લલિતાને ચકાસવા લાગી.

લલિતા આશા ભર્યા સ્વરે બોલી. "જુઓ તમે અત્યારે કેટલાં દુઃખી છો ?"

સુરસુંદરી મૌન રહી.

"તમારા સ્વામિ તમને ભવિષ્યમા મળશે કે નહિ, એ પણુ એક શંકા છે."

"શંકા તો ખરી જ."

"અને તમારુ આ રૂપ...તમારી ઉગતી જુવાની ..યૌવનને રમાડવાની આશાઓ ..આ બધુ શું એળે જવું જોઈએ ?"

સુરસુંદરી મૌન રહી.

દાસી ઉત્સાહ ભર્યા સ્વરે બોલી : "તો પછી તમે શા માટે કશો પ્રયત્ન નથી કરતાં ? પ્રયત્ન કરવાથી જરૂર તમે ધારશો તેવું સુખ મેળવી શકશો."

"પણુ મારે પ્રયત્ન શું કરવો ?" સુરસુંદરીએ પ્રશ્ન કર્યો.

"તમે આજ્ઞા આપો તો હું જ તમારા વતી પ્રયત્ન કરુ અને તમને સમૃદ્ધિના શિખર પર બેસાડું."

"પણુ એ બધું કેવી રીતે ?"

"તમે શરમાતા હો, અથવા ન બોલી શકતા હો તો તમારા મનની વાત હું કહી દઉં."

"મારા મનની કઈ વાત કોને કહેવી, આ બધા તારા ગૂઢ શબ્દો ખરેખર હું સમજી શકતી નથી" સુરસુંદરીએ કહ્યું.

"ત્યારે મારે ખુલ્લી વાત કરવી પડશે ?"

"તે વગર હું સમજુ પણુ કેવી રીતે ?"

દાસીએ ગંભીર ભાવે કહ્યું: " જુઓ...તમારા ઉપર કુંજબિહારી શેઠ કેટલો બધો પ્રેમ રાખે છે? એમની સમૃધ્ધિ અપાર છે...તમે ઇચ્છો તો તમે એમને તમારા કરી શકો છો પછી તમને કોઈ પ્રકારનું દુઃખ નહિ રહે "

સુરસુંદરી હસી પડી. એ હાસ્ય એવું હતું કે દાસીને કંઈક વિચિત્ર લાગ્યું. સુરસુંદરીએ પ્રશ્ન કર્યો: " આ સિવાય સુખ મેળવવાનો બીજો કોઈ માર્ગ નથી?"

" આ સિવાય ઉત્તમ માર્ગ એક પણ નથી, બહેન "

" દાસી, તું દાસી જ છે. ચારિત્ર્યની મજા તને ક્યાંથી સમજાય? પ્રેમના અમૃત તે પાધા હોત તો તારી સુખની કલ્પના જુદી જ હોત. સંયમ, શિયળ અને ચારિત્ર્યના ખજાના આગળ સ્વર્ગની સમૃદ્ધિ અને સમગ્ર વિશ્વના સુખો કશી વિસાતમા નથી બહેન, જીવનમાં મોહ સિવાય તેં કશું જોયું નથી, નહિ તો તારા વિચારો આટલા પાંગળા ન હોત. દૈહિક લાલસા ખાતર પોતાના હૃદયનું શાશ્વત સુખ જતું કરનારી સ્ત્રી જગતના ખરેખરી અભાગિની છે બહેન, મારા શિયળને સાચવવા હું હસતાં હસતા મૃત્યુને પણ ભેટી શકુ તેમ છું. રૂપલાલસા એ કંઈ માનવનું અંતિમ સુખ નથી. કુંજબિહારીએ તને આ કાર્ય સોંપ્યું હોય, તો તું તેમને કહેજે, સુરસુંદરી તમારી બહેન છે; અને પોતાના શિયળનું રક્ષણ કરી શકે તેમ છે. "

લલિતાના હૃદયમાં તૈયાર થઈ ગયેલો આશાનો મહેલ વાસ્તુ પામ્યા પહેલાં જ ધરાશાયી થઈ ગયો.

અપરાધિની લલિતા કશું બોલ્યા વગર હતાશ હૈયે ચાલી ગઈ.

સુરસુંદરી મનથી બોલી: "હાય, રૂપ! તું શા માટે સહુને મુગ્ધ કરે છે?"



આંખ, હૃદય, સંસ્કાર અને બળનો ભડકો થતો ઘણાએ અનુભવ્યો હશે! દિલના દેવમંદિર પર વિજય મેળવી મન્મથ જ્યારે સર્વ ઇંદ્રિયોને પોતાની ગુલામ બનાવે છે, ત્યારે એ કાળો અગ્નિ થઇ પ્રજળી ઉઠે છે.

ક્ષણવારનો એ અધઃપાત કોઈના હૈયે પ્રગટશો નહિ. પણ એ પળભરની લાલસાનુ દમન કરવુ તે સંસારને પોતાના જડબામાં કચડી રહેલી કોઈ હિચકારી રાજસત્તા સામે બળવો ખેડવા સમાન છે.

એ પ્રચંડ આગ કોને નથી સ્પર્શી? રાવણના રાજ્ય તારાજ થવાના ક્યા કારણો? વિશ્વામિત્રની શક્તિ કોણે ખાખ કરી? કૌરવોનો કાળ કોણે નોતર્યો? કિચકની અગ્નિશય્યા કોણે બિછાવી? શંકર જેવા અવધૂતને ચળાવનાર કોણ હતુ? સંસારમાં અનંગે શું ઓછા ઉત્પાત મચાવ્યા છે?-અપવાદ અળગો કરીએ તો પ્રત્યેક હૈયે આ જ્વાળા એકાદ પળ માટે પણ પ્રગટી જ હશે.

આ ભયાનક જ્વાળાને જે પોતાની મુઠ્ઠીમા સમાવી શકે, તે જ

માનવતાનો મુગટમણિ કહી શકાય. એ ભડકાને પોતાના ખોળામા ઝીલી લઈ જરાય ન દાઝે તેજ દેવનો દેવ કહેવાય ! બ્રહ્મચર્યના યશોગાન અમસ્તાં નથી ગવાયા !

વિલાસી કુંજબિહારી આ ભડકા સામે ટકી શકે ખરો ? ૫ દર દહાડા કેમ પસાર થયા તે જ સમજી શકાતું નથી. આજ તો તેણે નિશ્ચય કર્યો છે, કોઈ પણ ઉપાયે સુરસુંદરીનું યૌવન માણી લેવુ... બળાત્કાર કરવો પડે તોય શું ! સકંજામા સપડાયેલી છે, એને બચાવનાર કોઈ નથી...મને રોકનાર કોઈ નથી !

આજ મહાસાગરનો ઉન્માદ અનોખો હતો. કુંજના હૈયામા ઉછળતા ભડકા જેવુ કપરૂં સ્વરૂપ આજ સાગરદેવે લીધું હતુ. રાત્રિનાં અંધારા થમે તે પહેલાં જ સાગર દિવાનો બની ચૂક્યો હતો. મદિરાથી મસ્ત બનેલો માતંગ ભાન ભૂલીને દાબો વાટો કરવા તૈયાર થાય તેમ સાગર પણ ઉન્મત્ત બન્યો હતો.

કુંજબિહારીના ખલાસીઓ સાગરનું આ વિકરાળ તાંડવ જોઈને ભયભીત થઈ ગયા હતા. પણ કુંજના પ્રાણને આ ભયાનકતા નહોતી સ્પર્શી શકી. તેના મનમાં તો એમજ થયું કે, મારી કાર્ય સિદ્ધિ માટે સાગર આજ અનુકૂળ બન્યો છે. આ તાંડવના ઓથે આજ હું સુરસુંદરીને મારી કરી શકીશ

વહાણ ડોલી રહ્યું હતુ. કોઈ પણ ઉપાયે સુકાન સ્થિર રહી શકતુ નહોતુ. ચારે દિશાએ જહાજ ચકાવો લીધા કરતુ હતું. સાથેનાં ચાર વહાણોમાંથી બે વહાણો તો ક્યારના અદૃશ્ય થઇ ગયાં હતા. કયા અને ક્યારે અદૃશ્ય થયા હતા, તે સમજી શકાયું નહોતુ. કુંજબિહારીએ માન્યુ કે એ બને વહાણો પાછળ રહી ગયાં લાગે છે.

કામાગ્નિમાં પ્રજળતો કુંજ અસ્થિર મન સાથે સુરસુંદરીના ખંડમાં આવ્યો. નિત્ય નિયમ પ્રમાણે સુરસુંદરી સ્નાનાદિથી નિવૃત્ત થઈને મંત્રારાધન કરી રહી હતી.

કુંજબિહારીએ થોડી પળ સુધી સુરના વદન સામે જોયું. ત્યાર પછી તે અધીર ભાવે બોલી ઉઠ્યો: "સુંદરી, આ બધા નકામા જાપ છોડી દે. ઊભી થા અને મસ્તીએ ચગેલા સાગર વચ્ચે મસ્તી માણવા તૈયાર થા."

સુરસુંદરીના કાનમા આ શબ્દો અથડાયા પણ તે નિશ્ચલ રહી.

કુંજબિહારી બોલ્યો: "પ્રિયે...મને શા માટે તલસાવે છે..."

વાક્ય પૂરું થાય તે પહેલા જ સાગરના કોઇ પ્રચંડ મોજાના કારણે વહાણુ વધારે પડતું ડોલી ઉઠ્યુ કુંજબિહારી નીચે પડી ગયો. ફરી તે ઊભો થયો અને બોલ્યો: "સુર...અત્યારે ભક્તિનો સમય અનુકુળ નથી..."

મંત્રારાધન પૂર્ણ થઈ ગયું હતુ. સુરસુંદરીએ માળા ડોકમાં નાખતા કહ્યું: "ભાઈ, તમને આ જરાયે નથી શોભતું..."

"એ વિચાર મારે કરવાનો છે...ચાલ ઊભી થા." કહી કુંજે સુરસુંદરીનો હાથ પકડ્યો.

એક જ ઝટકાથી હાથ છોડાવી તે બોલી: "કુંજબિહારી, આફતને આમંત્રણ ન આપો...આફત સહવાની તાકાત તમારામાં નથી. બહાર જાઓ અને સાગર સામે નજર કરો...તમને ચેતવણી આપી રહ્યો છે."

"હા. સાગર મને ચેતવણી આપી રહ્યો છે. સાગર પોકારી પોકારીને મને કહે છે, મારી માફક તું પાગલ બની જા અને જીવનની મસ્તી માણી લે .."

"ભાઈ, ભલા થઈને ચેતો! તમને અત્યારે તમારો કાળ બોલાવી રહ્યો લાગે છે."

"કાળને વાચા હોતી જ નથી." કહી કુંજબિહારીએ સુરસુંદરીને બાહુપાશમા લેવા બને હાથ લબાવ્યા. સુરસુંદરી પાછળ હટી ગઈ...

કુંજબિહારીના હાથમાં સુરસુંદરીના ઉત્તરીયનો છેડો આવી ગયો, તે બોલ્યો: "મારા હૈયાની રાજરાણી, મને વધારે પાગલ ન બનાવ; મારી બની જા...તારા રૂપથી મને અમર કરી દે."

સુરસુંદરીનો પ્રાણ કંપી ઉઠ્યો

કુંજબિહારી સૂરને પકડવા આગળ વધ્યો. સુર છટકીને દ્વાર તરફ ગઈ પણ તે બહાર નીકળે તે પહેલા જ કુંજે તેનો હાથ પકડી લીધો.

સુરસુંદરી ક્ષત્રિય કન્યા હતી, આદર્શ નારી હતી તેણે બળ પૂર્વક એક તમાચો કુંજબિહારીના ગાલ પર ફટકાર્યો. વિજળીના આંચકા જેવો તમાચો પડતાં કુંજ ચાર ડગલાં પાછળ હટી ગયો.

સુરસુંદરી પોતાનું ઉત્તરીય કમર પર વીંટતી વીંટતી ખંડ બહાર નીકળી ગઈ

કુંજબિહારી પાછળ પડયો તેના મનમાં દૈત્ય જાગ્યો હતો. એ દૈત્ય કહેતો હતો "એક સામાન્ય નારી તારા પંજામાં નથી આવી શકતી ! નાદાન ! આગળ વધ"

વહાણનું ડોલન ખતરનાક હતુ. ખલાસીઓ ભયની બૂમો મારી રહ્યા હતા. પાછળ બાકી રહેલાં બીજા બે વહાણોમાંનુ એક વહાણ સાગરના ઉદરમા ગરક થઈ ચૂક્યું હતું. તે વહાણમાંના થોડા ઘણા ખલાસીઓ મહા મહેનતે હોડી પકડી શક્યા હતા.

પરંતુ આ પ્રલય ચિત્ર જોવાની ફુરસદ કુંજબિહારી પાસે નહોતી રહી. તે સુરસુંદરી પાછળ આવ્યો. સુરસુંદરી શઢના દોરડા પાસે ભયભીત ભાવે ઊભી હતી આ પાપીના હાથમાંથી કેવી રીતે બચવુ એ એક જ વિચાર તેના મનમા રમી રહ્યો હતો.

કુંજબિહારી આવ્યો અને જોરથી બોલ્યો: "સુરસુંદરી, તારા દુરાગ્રહનું પરિણામ ઘણું માઠું આવશે."

"મારા માટે નહિ પણ તારા માટે. પાછળ નજર કર.. તારું છેલ્લુ વહાણ સાગર સમાધિની તૈયારી કરી રહ્યુ છે"

કુંજબિહારીએ પાછળ નજર કરી છેલ્લું વહાણ ગરક થઈ રહ્યું હતું.

દાસદાસીઓ અને ખલાસીઓ ભયની ચીસો નાખી રહ્યાં હતાં. એ ચીસો સાંભળીને સાગર જાણ્યે વધારે કોપાયમાન થયો હતો સૂર્ય મસ્તક પર આવ્યો હશે છતાં ય રાત્રિ જેવો અધકાર ચારે દિશાએ ફેલાયો હતો પવનના ગોળાઓ કોઈ ભીમકાય યોદ્ધાઓ માફક લડી રહ્યા હતા કોઈ જાદુઈ શક્તિ વડે મોટા પહાડો ઉછળતા હોય તેમ મોજાઓ ઉછળી રહ્યા હતાં વહાણના શઢ તૂટી ફાટીને વેરણ છેરણ થઈ ગયા હતા પણ કુંજબિહારીના પ્રાણને કશી અસર ન થઈ તેણે સુરસુંદરીનું કાંડુ પકડી લીધું.

સુરસુંદરીએ બળપૂર્વક કાંડુ છોડાવતાં કહ્યું: "વિનાશ! વિનાશ!! તારી આંખો જ આજે તારો સર્વનાશ નોતરી રહી છે, આ ઝંઝાવાત સામે નજર કર ..તારા ઈષ્ટને યાદ કર..."

સુરસુંદરી બીજી તરફ લથડતી ડોલતી સરી જવા લાગી.

ખલાસીના નાયકે બૂમ મારી: "શેઠ ભગવાનને યાદ કરો... બચવાનો એક પણ ઉપાય નથી રહ્યો."

આ શબ્દો કોણ સાભળે? તે તો સુરસુંદરીની પાછળ જ પડયો. સુરસુંદરીએ જોયુ તો પાપી પાછળ આવી રહ્યો હતો. તે એકદમ ડોલતા વહાણુના કિનારે પહોચી ગઈ કુંજબિહારી પણ પાછળ પહોંચ્યો. સાગરનો ઘૂઘવાટ ભયંકર હતો. તરંગોની છોળો ઉડી રહી હતી સુરસુંદરીએ તીવ્ર સ્વરે કહ્યુ. "ભાઈ, પશ્ચાતાપનો અવસર પછી નહિ મળે...તારા વહાણુની અવદશા થાય તે પહેલા તારા ઈષ્ટને સંભાર...પશ્ચાતાપની પળો વારવાર નથી મળતી."

કુંજબિહારી કશું સાંભળી શકયો નહિ. સુરસુંદરીના યૌવન સિવાય અત્યારે એને કોઈ તમન્ના નહોતી. તેણે સુરસુંદરીને પકડવા હાથ લંબાવ્યો. સુરસુંદરી પાછી હટી ગઈ, અને ઘૂઘવતા સાગર સામે જોઈ બોલી: "જય શ્રી જિનેશ્વર દેવ !" અને એજ પળે તેણે પ્રલયંકર સાગરમાં પડતુ મૂકયું.

કુંજબિહારી ફાટી આંખે સુરસુંદરીને સાગરમા પડતી જોઈ રહ્યો. એના નયનો આ દૃશ્ય પૂરેપૂરું ઝીલે તે પહેલાં જ વહાણના બંધ તૂટયા. એક ભયાનક કડાકા સાથે વહાણના ટૂકડે ટૂકડા થઈ ગયા. મનુષ્યોના આર્તનાદો કોણ સાભળે ?

સાગરનાં મોજામા ઉછળી પડેલું એક વિશાળ લાકડું સુરસુંદરીની મદદે ઉપડ્યું હોય તેમ મોજા સાથે ઉડીને સુરસુંદરી પાસે પડ્યુ. સુરસુંદરીના બંને હાથ તે લાકડાને વળગી પડ્યા.

કામાંધ કુંજબિહારી, તેના સેંકડો દાસદાસીઓ, તેની સઘળી સમૃધ્ધિ એક જ પળમા સાગર વચ્ચે સમાઈ ગઈ !

સાગર પર કશું દેખાતું નહોતું. માત્ર ભાગેલા વહાણોના અવશેષો ચારે દિશાએ તણાઇ રહ્યા હતા.

ત્યારે આ બધું શુ બની ગયું ? પ્રલયનુ તાંડવ તો નહિને ? આ સ્થળે માનવ જાતના ગર્વનું સમર્થન કોણ કરે ? સાગરના રોષને શાંત કરવાની તાકાત કોનામાં છે ? પણ સબૂર !

આ તોફાન કોનુ ? સાગરનું, સુરના કમનીય રૂપનુ કે કામાન્ધ માનવીની લાલસાનુ ?

આ પ્રશ્નોના ઉત્તર આપવાની પરવા પ્રકૃતિને કે સાગરને શા માટે હોય ?



## પ્રકરણ ૨૨ મું............................રાત પડી!

કુંજબિહારીની સર્વ સંપત્તિ–સમૃદ્ધિ સાગરના વિશાળ ઉદરમાં સમાઈ ગઈ. નિષ્ઠુર મહાસાગરે બિચારાને પશ્ચાતાપની એક પળ પણ ન આપી દયાપાત્ર કામાંધ પોતાના ઈષ્ટનુ સ્મરણુ પણુ ન કરી શકયો. લાલસાની પ્રચંડ જ્વાળા સાથે પોતાનાં તમામ અરમાન સળગાવીને સાગરમાં સમાઈ ગયો.

ધીરે ધીરે મહાસાગર શાંત થયો. ઝંઝાવાત અદૃશ્ય થઇ ગયો. પણુ આ શાંતિ સાગરની હતી–સરોવરની નહોતી.

સૂર્યનારાયણુ દેખાયા, વાદળાંઓ વેરાયાં અને પવનના ઝોળાઓ અલોપ થઈ ગયા.

જે સ્થળે તોફાન થયું હતું અને વહાણો તૂટી ગયાં હતાં તે સ્થળે અત્યારે કશું નહોતુ. સઘળું સાગરનાં પ્રચંડ મોજાંઓ સાથે તણાઇ રહ્યું હતું.

ત્યારે સુરસુંદરી કયાં ગઈ? શું દુ:ખીની નારીને સાગરે આશ્રય

આપો ! દુઃખીનું કોઈ નથી. દૂર દૂર નજર ન પહોંચે ત્યાં કંઈક જણાઈ રહ્યું છે.. એ શું હશે ?

એ તો ભાંગેલા વહાણના લાકડાને સજ્જડ ભાવે વળગી રહેલી સુરસુંદરી જ છે પણ તેને કશું ભાન નથી. જ્યાં સુધી તે સભાન રહી હતી ત્યા સુધી તેના હૈયામાં પંચ પરમેષ્ઠિનું આરાધન ચાલ્યા કર્યું હતુ પણ અત્યારે તેને કશું યે ભાન નથી. પોતે જીવિત છે કે મૃત, સાગરની સપાટી પર છે કે સ્વર્ગમાં, વહાણ પર છે કે કિનારે, કુંજબિહારીના આશ્રયે છે કે પોતાના સ્વામિની ગોદમા ? આમાંનું કશુ ભાન તેને નથી. માત્ર વહાણના મજબૂત લાકડા સાથે તેના હાથોએ મડાગાંઠ જેવી સખત પકડ લઈ લીધી છે. અને સાગરદેવ તેને દૂર દૂર ખેચી રહ્યો છે.

અરે પક્ષપાતી મહેરામણ ! તુ આ શુ કરે છે ? સામે તો કિનારો દેખાય છે ! શુ આ લાકડુ ત્યાં જશે ? હા...હા ..અરે, એ તો ત્યા જ ગયું... ..!

ખરેખર સાગરના દિલમાં કંઈક દયા આવી લાગે છે ! નહિ તો આ પ્રમાણે પોતાનો ખોરાક કોઈ જતો ન કરે. સુરસુંદરીના જીવનને બચાવનારુ તે લાકડું સુરસુંદરી સાથે કિનારે ગયું. સાગરના એક મોજાએ સુરસુંદરીને લાકડા સહિત કિનારે ફેંકી પોતાનું કર્તવ્ય પૂર્ણ કરીને સાગર જાણે હસતો હસતો દૂર ખસી ગયો. સુરસુંદરીના સતીત્વનુ રક્ષણ કરવા ખાતર તો મહાસાગર વહારે નહિ ધાયો હોય ને ! એ ગમે તે હોય...

અસ્ત થતા સૂર્યદેવે પોતાના આખરી કિરણો સુરસુંદરીના દેહ પર વર્ષાવવાં શરુ કર્યાં.

સુવર્ણમય કિરણો વચ્ચે લલિતાગી શોભી રહી હતી. તેના કેશ મૂક્ત થઈ ગયા હતા. કંચુકી શરીરને ચોંટી ગઈ હતી. ઉત્તરીય કમરે

બાંધેલું હોવાથી એમને એમ હતુ. કમરપટ સિક્ત થઈને શરીરની ચામડી સાથે મળી ગયો હતો ઉત્તરીયનો એક છેડો એક તરફ લટકતો હતો. એ છેડે કંઈક બાધ્યું હતુ. આહ! એ તો સ્વામિની આપેલી સાત કોડીઓ બાધી હતી! શુ આ ઉત્પાત પણ સુરસુંદરી સાથે જ રહ્યો હતો? અમરની નિષ્ઠુર ભેટ સુરસુદરી શા માટે સાચવી રહી હશે?

બને હાથનાં હીરકવલય સૂર્ય કિરણો સાથે રમી રહ્યા હતાં મુક્તામાળા એક તરફ ઢળી પડી હતી. પણ આ બધી શોભામા કરુણતા ભરી હતી. આ રૂપ કોઈની મદદ માગતુ હતુ. કારણ કે તે અસ્ત નહોતુ થયુ...વિસ્મૃતિના વાદળ પાછળ છૂપાઈ ગયું હતુ.

સાગરના કિનારેથી દૂર કોઈ શહેર હોય તેમ જણાતું હતું, પણ અત્યારે સંધ્યા સમયે આવા નિર્જન કિનારે કોણ આવે?

ધીરે ધીરે સધ્યાની માયા વિલય પામી રજનીરાણીનાં રાજ શરૂ થયાં પૃથ્વી પર અધારા ઉતરવા લાગ્યા. શુક્રનો તારો સુરસુદરીના હીરક વલય માફક ગગનમાં ચમકવા માંડ્યો.

વિશ્વને પોતાના ઉદરમા સમાવી શકવાની તાકાત રાખતો મહાસાગર અધકાર વચ્ચે પોતાનુ ઘેરુ ગીત ગાવા માડ્યો.

કુજબિહારી અને તેના માણસોનું શુ થયુ હશે? શુ સાગરના ઉદરમા સહુ સમાઈ ગયા હશે? કેમ ખબર પડે! સાગરના પેટને સમજવુ સહેલુ નથી.

રાત પડી!



## પ્રકરણ ૨૩ મું ..........................ગાંડો હાથી !

વહાણથી વિખૂટા પડેલા લાકડાના પાટિયા પર સુરસુંદરીનો દેહ ઢળતો પડ્યો છે. મસ્તકનો ભાગ નીચાણમાં હોવાથી અને દેહનો ભાગ ઉંચાણમાં હોવાથી સુરસુંદરીના ઉદરમાં ગયેલુ પાણી સ્વાભાવિક નીકળી રહ્યુ છે.

મધરાત સુધી સુરસુંદરી એની એ અવસ્થામાં સાવ બેભાન રહી. ત્યાર પછી તેનામાં ચેતન–જાગૃતિનો ભાસ થવા લાગ્યો. બે ચાર વાર તેના હાથ પગ કઈંક સળવળ્યા. એકાદ વાર આંખ પણ ખુલ્લી થઈ. આથી વિશેષ કશુ ન બન્યુ. આમને આમ આખી રાત ચાલી ગઈ.

સૂર્યોદય થયો ત્યારે સૂર્યના તેજસ્વી કિરણો સુરસુંદરીના કોમળ દેહ ઉપર ઉષ્મા રેડવા લાગ્યાં. આથી એનામાં કંઈ ચેતન પ્રગટ્યું. તેણે નયનો ખોલ્યા પણ કશુ જોઈ શકાયુ નહિ; પોતે એ પણ ન કલ્પી શકી કે ક્યા આવીને પડી છે? સાગરમા છે કે કિનારે છે?

થોડીવાર પછી વાચા ખુલી ત્યારે તે માત્ર એટલું જ બોલી: "ભગવંત...અરિહંત...!"

બસ. પુનઃ આંખો મીંચાણી. તે એમને એમ પડી રહી.

બરાબર આ સમયે નગરમાંથી કેટલાક માણસો કિનારા તરફ આવી રહ્યા હતા. પણ એ લોકો થોડે દૂર આવેલા બંદરના કાંઠા તરફ જતા હતા.

સાગરમાં થોડે દૂર એક વહાણ ઊભું હતું. વહાણ બહુ દૂર નહોતું. સ્પષ્ટ જોઈ શકાય તેટલુ દૂર હતુ. લોકોનું ટોળું એ તરફ જઈ રહ્યુ હતુ.

કેટલીક હોડીઓ પણ કિનારે તૈયાર હતી. લોકોનુ ટોળુ કિનારા પર આવી પહોચ્યુ. ટોળામાંથી કેટલાક માણસો હોડીઓમા બેઠાં. બીજા લોકો હોડીઓમા બેસનારાઓને વિદાય આપતા હોય તેમ જણાયુ. થોડીવારે હોડીઓ વહાણ તરફ વિદાય થઈ એમાના કેટલાક લોકો હાથ ઉંચા કરતા હતા, કેટલાક આનંદ ધ્વનિ કરતા હતા, તો કેટલાક જયકાર ગજવતા હતા. આ દૃશ્ય પરથી સમજી શકાતુ કે કોઈ વેપારી વેપાર અર્થે વિદેશ ગમન કરી રહ્યો છે

સુરસુંદરી તો અર્ધ જાગૃત અવસ્થામા અહીં પડી હતી. માત્ર તેના હાથમાંના હીરક વલય સૂર્યનાં કિરણો સામે રમત કરી રહ્યાં હતાં.

અચાનક દૂર ઊભેલા ટોળામાથી એક કિશોરની રમતીઆળ નજર ચળકતા હીરક વલય પર પડી અને તેણે બૂમ મારી. "જુઓ તો ખરા ! આ બાજુ કિનારા પર શું ચળકે છે ?"

"કઈ બાજુ...શું ?" લોકોએ પ્રશ્ન કર્યો.

કિશોરે આંગળી ચીંધી.

એ તરફ નજર જતાં જ લોકોના ટોળામાંથી એક આદમી બોલી ઉઠ્યો. "અરે, કોઈ માણુસ પડ્યું હોય તેમ દેખાય છે. ચાલો ચાલો...આપણે ત્યાં જઈએ."

ટોળામાંથી કેટલાક માણસો તે તરફ ગયા. માણસો નજીક

પહોંચ્યા ત્યારે એક માણુસ બોલી ઉઠયો: "અરે એ તો કોઈ સ્ત્રી લાગે છે!"

"હા...હા...ચાલો તેને બચાવીએ ..બિચારી અકસ્માતનો ભોગ બની લાગે છે"

બચાવવા માટે લોકો આગળ વધ્યા. દરમ્યાન સુરસુંદરીમાં કંઈક ચેતન આવ્યુ હતુ એટલે તે ધીરે ધીરે બેઠી થઇ અને સાગર તરફ નજર જતાં તેને ખાત્રી થઈ કે પોતે જીવે છે અને કોઈ અજાણ્યા કિનારા પર છે. આ કલ્પના સાથે જ તેના સ્મરણમા સાગરનું પ્રલય તાંડવ ખડુ થયુ. વહાણુ પરથી પોતે કૂદી પડી હતી તે યાદ આવ્યુ. આ બધા સ્મરણો હૈયામા ઊભા થતા હતાં ત્યાં પાછળથી લોકોનો કોલાહલ સંભળાયો. તેણે પાછળ નજર કરી તો કેટલાક માણસો પોતા તરફ આવી રહ્યા હતા.

પરંતુ લોકોનું ટોળુ સુરસુંદરી પાસે પહોચે તે પહેલાં જ દૂરથી આવેલી એક કારમી ચીસ લોકોના કાન પર અથડાણી. લોકો ચમકયા, આ શું? જે દિશા તરફથી ચીસ સંભળાણી હતી, તે દિશા તરફ નજર કરી. એક જણુ ભય ભર્યા સ્વરે બોલી ઉઠયો. "ભાગો... ભાગો...આતો રાજાનો ગાંડો હાથી. નાઠો લાગે છે!"

"હે ગાંડો હાથી? ઓય બાપ!" લોકો એક સાથે બોલી ઉઠયા.

બસ! સુરસુંદરીના જીવનની કોને પડી હોય! સહુ મૂઠીઓ વાળીને નાઠા. સઘળા લોકો છૂટા છવાયા વેરાવા માંડયા મદમસ્ત માતંગ કિનારા તરફ પહાડ માફક આવી રહ્યો હતો. એક માણુસે સુરસુંદરી તરફ જોતાં બૂમ મારી: "એ બાઈ, ઝટ ઊભી થઈ જા. આ ગાંડો હાથી તારા તરફ આવી રહ્યો છે."

સુરસુંદરી સભાન થઈ હતી, પણુ સશક્ત નહોતી બની. તેણે

પાછળ નજર કરી તો જીવતા પર્વત જેવો વિકરાળ હાથી પોતા તરફ જ આવી રહ્યો હતો. બધા માણસો છૂટાછવાયા થઈ ગયા હતા સુર-સુંદરી એકદમ ઊભી થવા ગઈ. ઊભુ તો થવાયું, પણ આગળ એક ડગલું ન ભરાયુ. લોકોએ બૂમાબૂમ કરી મૂકી. હાથીના ગાંડપણમાં આથી વૃદ્ધિ થઈ.

સુરસુંદરી પોતાના સ્થાનેથી ચાર હાથ જેટલી યે ન ચમી શકી. હાથી લગભગ નજીક આવી ગયો હતો. હમણાં જ પગતળે કચડી નાખશે! આ કલ્પના આવતા જ સુરસુંદરી કંપી ઉઠી. તેણે પોતાની આખ આડા હાથ દઈ દીધા. ગાંડો હાથી નજીક આવી પહોચ્યો લાલ નેત્રે સુરસુંદરીને નિહાળી રહ્યો હાથીની આખમાં જાણે જવાળા ભરી હતી

વાચનાર દશ્ય જોવુ ગમશે કે?

સુરસુંદરી નવકારનું સ્મરણ કરવા લાગી. ગાંડા હાથીએ પોતાની સૂઢ સુરસુંદરીની કમર ફરતી વીંટાળી. સુરસુંદરીના મનમા થયુ, આ મારી અંતિમ પળ છે. તે મનમા બોલી ઉઠી "અમર, તમને મળવાની ઇચ્છા મનમા રાખીને જ મૃત્યુને ભેટું છુ...અરિહંત .. અરિહંત..."

આટલા શબ્દો પૂરા થયા કે તરત ગાંડા હાથીએ જેમ પૂળો ફેંકે તેમ સુરસુંદરીને ગગનમાં સાગર તરફ ઉછાળી.

આ કંપાવનારુ દશ્ય જોઈ રહેલા લોકોના મોઢામાંથી કારમી ચીસ નીકળી પડી.

ગાંડો હાથી સાગરમા મસ્તી કરતો પડ્યો.

અને સુરસુંદરી જેમ કોઈ પતંગ ઉડે તેમ ગગનમા ચક્કર ચક્કર ફરતી ઉડી રહી હતી ..તે ક્યા જઈને પડશે? સાગરમાં કે સાગરને પેલે પાર?

સાગરમાં ઊભેલું વહાણ લંગર ઉઠાવીને વિદાયની તૈયારી કરી રહ્યું હતુ. પવન ઘણો અનુકૂળ હતો. શઢ ચડી ગયા હતા.

વહાણ પર ખારવાઓએ માછલાં પકડવાની મોટી જાળો થાંભલાઓ સાથે બાંધીને મૂકવી હતી. જાળ નીચે માણસો ચાલી શકે તેટલી જગ્યા હતી. સૂર્યનાં કિરણો જાળની જાળી સોંસરવાં થઈને વહાણમા ભાત પાડી રહ્યાં હતા.

અને સુરસુંદરીનો દેહ ગગનમાથી ગોથાં ખાતો ખાતો આ જાળ પર પડ્યો

જેના ભાગ્યમાં દુઃખ ભોગવવાનું લખ્યું હોય છે, તે સહેલાઈથી છૂટકારો મેળવી શકતા નથી. જાળ ન બાંધી હોત તો સુરસુંદરીનો દેહ ભાંગીને ભૂક્કો થઈ જાત. પણ ભાગ્યની રમત કેવી હોય છે તે કોઈ કળી શકતું નથી.

ખારવાઓ ચમક્યા !

વહાણ ગતિમાન થઇ ગયું હતુ.



## પ્રકરણ ૨૪ મું ............................પુરુષોનાં હૈયાં

ગગનમાં ઉછળતી સુરસુંદરીને કિનારે ઊભેલા લોકો ફાટી આંખે જોઈ રહ્યા હતા ..અને સુરસુંદરીને ઝીલી લઈને વહાણ સાગરના મોજાઓ વચ્ચે માર્ગ કરતું આગળ ધપી રહ્યું હતું.

ખારવાઓએ સુરસુંદરીને જાળ પરથી જાળવીને નીચે ઉતારી. તે બેભાન હતી વહાણના માલિકની આજ્ઞાથી દાસીઓ સુરસુંદરીને એક ખંડમા લઈ ગઈ અને એક કોમળ શય્યા પર સુવાડી સારવાર કરવા લાગી

ભયથી સુરસુંદરીની છાતી થડકી રહી હતી ઘણીવારના પ્રયત્ન પછી તે માત્ર એટલું જ બોલી શકી : " અમર..."

દાસીઓને આશ્ચર્ય થયુ. અમરનો અર્થ તેઓથી ન સમજી શકાયો. કારણ કે આટલુ કહીને સુરસુંદરી પુન. બેભાન થઈ ગઈ હતી.

વહાણના માલિક કેશવદત્તે ખંડમાં આવીને દાસીઓને કહ્યું : " આ બાઈ જાગૃત થાય કે તરત મને બોલાવજો."

કેશવદત્ત ચાલ્યો ગયો. દાસીઓએ ઔષધોપચાર ચાલુ રાખ્યા. શરીરમાં ઉષ્મા લાવવા ખાતર કેસર કસ્તુરીનું વિલેપન કરવામાં આવ્યું. થોડીવાર પછી સુરસુંદરીનાં નયનો કંઈક ખૂલ્યાં. એક દાસીએ મીઠા સ્વરે કહ્યું : "બેન, ગભરાશો નહિ કુદરતે તમને બચાવી લીધાં છે."

"અરિહંત...જિનેશ્વર...!" આટલું કહીને સુરસુંદરીની વાચા પાછી બંધ થઈ ગઈ.

એક દાસીએ કહ્યું : "બહેન, હવે તમે નિર્ભય થઈ ગયાં છો. શાંતિથી આરામ લ્યો."

"હું ક્યાં છું ? તમે કોણ છો ?" સુરસુંદરીને સઘળું નવું લાગતું હતું

"તમે અમારા વહાણમાં છો, જરા પણ ગભરાશો નહિ."

"મને કહી શકશો, હું અહીં કેવી રીતે આવી ? મને તો એક હાથીએ .." જાણે આ યાદ આવતા અંધારાં ન આવતાં હોય !

"બહેન, આ બધા વિચારો અત્યારે જવા દો. તમારા આયુષ્ય બળે તમે અમારા વહાણ પર મૂકવેલી જાળમાં પડ્યાં હતા..."

"તમારું કલ્યાણ થાઓ ! હું અભાગિની જીવવાને યોગ્ય નથી... મારો અંત શા માટે નથી આવતો ?"

દાસી કંઈક આશ્વાસન આપવા જાય તે પહેલાં જ કેશવદત્તે ખંડમાં પ્રવેશ કર્યો અને પૂછ્યું : ' હવે કેમ છે ?"

"ઘણું સારું છે. કોઈ જાતનો ભય નથી." એક દાસીએ કહ્યું.

સુરસુંદરીએ કેશવદત્ત સામે નજર કરી. કુંજબિહારી તો નથી ને ? ના...ના...તેણે દાસીને પૂછ્યું . " આ ભાઈ કોણ છે ?"

" આ વહાણના માલિક કેશવદત્ત શેઠ છે " દાસીએ ઉત્તર આપ્યો.

"કેમ બહેન સારું છે ને ?" કેશવદત્તે પ્રશ્ન કર્યો.

"હા, ભાઈ." સુરસુંદરીના નયનો સજળ બન્યા

આ પ્રસંગ ઉપર આઠ ઉપાઓ ચાલી ગઈ પુણ્યયોગે સુરસુંદરીની નિર્બળતા દૂર થઈ, તે પૂર્વવત્ સશક્ત બની ગઈ. હવે તે વહાણના વિશાળ તૂતક પર હરી ફરી શકતી હતી.

સંધ્યાનો સમય છે. ભોજનાદિ કાર્યથી નિવૃત્ત થઇને સુરસુંદરી વહાણના તૂતક પર ઊભી ઊભી પોતાના જીવનનો વિચાર કરી રહી છે. મારો અમર ક્યાં હશે? આટ આટલાં સંકટો વચ્ચે પણ મને જીવતદાન શા માટે મળતું હશે? મૃત્યુના મુખમાં જવા છતા મૃત્યુ મારો તિરસ્કાર શા માટે કરતું હશે? મારા લલાટમા હજી કેટલાં દુ:ખો બાકી હશે? ઓ કર્મદેવ, હજી ક્યાં સુધી મારા ભાગ્ય પર ક્રૂર હાસ્ય વર્ષાવ્યા કરશો? ક્યા સુધી મને આ રીતે પછાડયા કરશો? ઓ અમર, મારા સ્વામિ, તમે શું મારા માટે કશીએ તપાસ નહિ કરો? નિષ્ઠુર જ રહેશો? શું મારા સતીત્વની ને મારા પ્રેમની કસોટી હજી પૂરી નહિ થઇ હોય! સાત કોડીનો બદલો શું અધૂરો રહ્યો હશે?

આ વિચારોથી તેની આંખમા આંસુ ઉભરાયાં. આંસુ ભર્યાં નયનોએ તેણે પોતાના ઉત્તરીયના છેડે બાંધેલી સાત કોડી તરફ નજર કરી. સુરસુંદરીને અહીં ઉત્તમ વસ્ત્રો મળ્યા હતાં, પણ સુરસુંદરીએ પોતાના સ્વામિ તરફની મળેલી સાત કોડીઓ જીવ માફક જાળવી હતી

પાછળથી અવાજ આવ્યો "બહુ વિચાર કરતાં લાગો છો કેમ?"

સુરસુંદરીએ ભીનાં નયને પાછળ નજર કરી તો કેશવદત્ત ઊભો હતો.

સંસારભરના પુરુષોની આંખો શું સૌન્દર્ય સહવા માટે સાવ પાંગળી જ હશે? પુરુષોના હૈયાં શું એટલા પામર હશે કે સૌન્દર્યને ચૂસવા સિવાય બીજો કોઈ વિચાર પણ નહિ કરી શકતાં હોય? કેશવદત્તના નયનમાં આજ પલટો કેમ દેખાય છે?

કેશવદત્તે કહ્યું: "શા માટે રડો છો?"

"મારાં દુઃખ સાથે વાતો કરતાં કરતાં બે ચાર આંસુ રહી ગયાં હશે તે ઊભરાયાં" આટલું કહેતા જ સુરસુંદરીથી રડી જવાયું.

કેશવદત્ત પોતાના હૈયાને ન રોકી શક્યો. તેણે આવેશમાં આવી જઈ સુરસુંદરીનો હાથ પકડી લીધો. અને કહી નાખ્યું. "સુરસુંદરી, રડવાનું કોઈ કારણ નથી હું તારો જ છું. મારી સઘળી સમૃદ્ધિ તારાં જ ચરણોમા સમર્પણ કરીશ. મારા હૃદયમાં તારા સિવાય કોઈને સ્થાન નહિ મળે..."

બસ! આંસુ એકદમ સળગી ઊઠ્યા. સુરસુંદરીએ હાથ છોડાવી લઈ કહ્યું: "હા ..હા ..ભાઈ, આ શુ કરો છો! માનવતાને પાંગળી ન બનાવો."

કેશવદત્ત સુરસુંદરીનાં તેજસ્વી નયનોથી ચમક્યો. છતા તે બોલ્યો: "તને દુખી જોઈ મારુ હૃદય કંપી ઉઠે છે"

"તે પણ આવા વિકાર સાથે? ભાઈ, પુરુષ જાતમાં તમે તો અપવાદ બનો. બહેન કહીને પોકારતુ હૃદય, વાસનાનું ગુલામ કદી ન બની શકે. રૂપ એ સળગતી ભઠ્ઠી છે, એમાં ઝંપલાવનારાઓ બરબાદી સિવાય કશુ મેળવી શકતા નથી. તમારાં નયનોને વિકારી ન બનાવો. અનાથ નારીના આંસુ પ્રત્યે સમવેદના શોભે ..પાશવતા ન શોભે. આંસુ પ્રત્યે પાશવતા દાખવનારાઓ બે ઘડી પોતાના આનંદની તૃપ્તિ કરી શકે છે, પરંતુ કુદરત એનો ભયંકર બદલો વાળે છે. ભાઈ હું એક રાજકન્યા હોવા છતાં અહી તમારી આશ્રિત

બહેન છુ. મારા પર દયા રાખો ..કોઈને સતાવવામાં કલ્યાણુ થતુ નથી. ચિયળ માટે માણુને તુચ્છ સમજનારી નારીના વિશ્વાસથી મોટી સલ્તનતો પણ તારાજ થઈ જાય છે. તમે એવા વિનાશમાથી બચો એટલી મારી વિનંતિ છે."

કેશવદત્ત ડગ્પોક સ્વભાવનો હતો. તેના પ્રાણુ પર આ શબ્દોએ ભારે અસર કરી. તે વિનમ્ર સ્વરે બોલ્યો: "બેન, મને ક્ષમા કરજો. મારા મનમા જાગેલા વિકાર બદલ મને પસ્તાવો થાય છે. હવે તમે નિર્ભય ભાવે રહેજો. હું તમને કોઈ સારું શહેર આવશે ત્યાં સુખરૂપ પહોચાડી દઈશ."

"ભાઈ, તમારું કલ્યાણુ થશે."

કેશવદત્ત ચાલ્યો ગયો. શુ એનો પશ્ચાતાપ હ્રદય પૂર્વકનો હતો કે ભયના લીધે હતો?

કેમ ખબર પડે?

સુરસુંદરી અગાધ જળરાશિ પ્રત્યે મીટ માંડીને ઊભી રહી. એના પ્રાણુમાં થયું પુરુષોનાં હૈયાં શું આવા જ ચંચળ હશે?



આ નવ સમાજને પોતાના કાળખપ્પરમાં ભરખી રહેલો મૂડીવાદ સંસારમા એક યા બીજા સ્વરૂપે ચિરકાળથી ચાલ્યો આવે છે. પૂર્વકાળની વર્ણવ્યવસ્થા ઘણી સુંદર હતી, એટલે મૂડીવાદ પોતાનું વિકરાળ સ્વરૂપ વ્યક્ત કરી શક્યો નહોતો. પૂર્વકાળમાં આધ્યાત્મિક જ્ઞાન પર માનવતાનો પાયો ચણાયેલો હોવાથી, મૂડીવાદનું સ્વરૂપ વિરાટ નહોતુ. છતાય પણ મૂડીવાદી તત્ત્વમાંથી જન્મેલી કેટલીક પ્રથાઓ જીવતી હતી. જો કે એ પ્રથાઓ અપવાદ રૂપે હતી.

દાસદાસીઓના વેચાણ કરવા એ એક પ્રકારની એવી જ પ્રથા હતી. પ્રકૃતિના વિધાનથી પર રહીને મનુષ્યોએ જે જે સ્વાર્થભરી પ્રથાઓ રચી છે, તે આડકતરી રીતે મૂડીવાદનાં તત્ત્વમાથી જ જન્મેલી હોય છે. માનવસમાજ જો પ્રકૃતિના નિર્મળ સ્વરૂપને સમજતો થાય અને મૂક્તિના ધ્યેય પ્રત્યે સ્થિર બને તો વિશ્વ પરથી રક્તશોષક રાજકારોબાર અને લાખો અત્યાચારો સ્વય આથમી જાય

સુરસુંદરીના મનને કેશવદત્તનો ભય નહોતો રહ્યો. કેશવદત્તના વર્તનમાં મમતા દેખાતી હોવાથી સુરસુંદરીના હૈયાને કંઈ શાંતિ મળી હતી.

તો કેશવદત્તનો હૃદય પલટો સાચો થયો હતો ? ના...કલુષિત કલેજાંઓ પલટો પામતાં પહેલાં ઘણો ભોગ લે છે. કેશવદત્તે હજુ કશો ભોગ લીધો નહોતો તે તો માત્ર સુરસુંદરીના શિયળ પ્રભાવ આગળ ઝંખવાયો હતો ભયના લીધે જ તેણે પોતાની વૃત્તિઓ દબાવી હતી...વૃત્તિઓને મારી નહોતી.

કેશવદત્તાના મનમાં થયું હતું, રૂપની ભઠ્ઠીમાં પડવા જતાં કદાચ કુંજબિહારી જેવી દશા થઈ પડે તો? વાસનાની તલવાર તેણે ફેંકી દીધી નહોતી, માત્ર મ્યાન કરી હતી. એ તલવારને ફગાવી દેવામાં જ સાચું મહત્ત્વ છે, પણ એ સાહસ શબ્દો જેટલું સહેલું નથી.

સુરસુંદરીના રૂપ માટે તેના મનમાં અનેક વિચારો આવતા, સુરસુંદરીનું સૌન્દર્ય સ્વપ્નમાં પણ પજવ્યા કરતું પરંતુ ભયનો કિલ્લો તોડવા જેટલી તાકાત તેના પ્રાણમાં નહોતી.

છતાં ય તેણે પોતાના મન સાથે કેટલીક મંત્રણાઓ કરીને એક દાવ નક્કી કર્યો હતો. એ દાવને અજમાવવા માટે પણ તેણે પુષ્કળ વિચાર કર્યો હતો. તે સ્થિર કરી શક્યો, દાવ અજમાવવો, જરૂર સફળતા મળશે.

સંધ્યાનો સમય છે સુરસુંદરી એક વિરાનાસન પર બેઠી બેઠી પોતા પર વીતેલા વિતકોને યાદ કરી રહી છે. પોતાના માબાપ, રાજ્ય, શ્વસૂરગૃહ, પ્રાણાધિક પ્રિયતમ વગેરે યાદ આવી રહ્યા છે.

બધા દાસ દાસીઓ ભોજનગૃહમાં ગયાં છે. કેશવદત્ત ભોજન કાર્યથી નિવૃત્ત થઈને સુરસુંદરી પાસે આવ્યો નમસ્કાર કરીને બોલ્યો: "બહેન, આવતી કાલે સવારે આપણું વહાણ સોવનકુલનગરના બંદરે પહોંચી જશે એ નગર ઘણું સારું છે હું આપને ત્યાં સુયોગ્ય સ્થળે મૂકી જઈશ. તે સ્થળ આપના માટે નિર્ભય છે"

"આપનો ઉપકાર હું કદી નહિ ભૂલું. આપે મને જે રીતે સાચવી છે, તેનો બદલો વાળવો મારા માટે અશક્ય છે મારી પાસે સાત કોડી સિવાય કશી સંપત્તિ નથી, પરંતુ ભવિષ્યમાં મારા માટે યોગ્ય સમય આવશે ત્યારે હું આપના ઉપકારને નહિ ભૂલું."

બહેન, તમારા આશીર્વાદ સિવાય મારે કશું ન જોઈએ. મારે બહુ દૂર જવાનું છે નહિ તો હું તમને તમારા પિતાશ્રીના રાજ સુધી પહોંચાડવાનો બંદોબસ્ત કરત. પણ સોવનકુલનગર ઘણું મનોહર છે. આપ થોડો સમય ત્યાં રહેશો એટલે આપને જરૂર દેશમાં પહોંચવાની તક મળી જશે."

"એ તો ભાવિમાં જે થવાનું હશે તે થશે હવે હું સમુદ્રયાત્રાથી કંટાળી ગઈ છું; એટલે સોવનકુલનગરમાં મને જરૂર ગમશે. હું ગમે તે ઉપાયે મારો માર્ગ શોધી લઈશ." સુરસુંદરીએ કહ્યું.

"બહેન, તમારી હિંમતને ધન્ય છે, આટ આટલાં સંકટો સહન કરવાં એ સહજ નથી. શિયળનો પ્રભાવ આટલો બળવંત હશે, એ તો આપના સહવાસથી જ મને સમજાયું."

"ભાઈ, ચારિત્ર્યનાં યશોગાન અને તેની શક્તિનું માપ હું શું સમજાવી શકું? પરંતુ મારા હૃદયને દિવસે દિવસે દૃઢ વિશ્વાસ થતો જાય છે કે ચારિત્ર્ય, સંયમ અને શીલનું બળ જગતની કોઈ પણ શક્તિ કરતાં મહદ્ છે...અનુપમ છે." સુરસુંદરીએ કહ્યું.

ત્યાર પછી થોડીઘણી ધર્મચર્ચા કરીને કેશવદત્ત પોતાના ખંડમાં ચાલ્યો ગયો

સોવનકુલનગરના બંદરે કેશવદત્તનું વહાણુ લંગરાયું અને ઉગતા સૂર્યના કિરણો વિશ્વ પર પથરાયાં.

કેશવદત્તે આ નગરમા વેચાણ કરવા જેવો માલ વહાણમાથી કિનારા પર ઉતાર્યો. ત્યાર પછી તે સુરસુંદરી તથા એક દાસીને લઈને કિનારે આવ્યો.

બંદરથી નગર દૂર નહોતું. ત્રણે જણાં પગે ચાલતાં નગરમાં ગયાં. આ નગરમાં કેશવદત્ત ચાર છ વખત આવી ગયો હતો એટલે તે આ નગરનો પૂર્ણ પરિચિત હતો.

નગરની પશ્ચિમે આવેલા એક ભવ્ય મહાલય સામે ત્રણે આવી ગયાં. મહાલય ઘણો વિશાળ હતો. ફરતું મનોહર ઉપવન હતું. મહાલયના દ્વાર પાસે આઠ દસ દ્વારપાળો બેઠા હતા. કેશવદત્તને જોતા જ દ્વારપાળો નમી પડ્યા. કારણ કે કેશવદત્ત આ સ્થળે ઘણીવાર આવી ગયો હતો.

કેશવદત્તે ગજવામાંથી અગાઉથી લખી રાખેલો એક પત્ર કાઢી દ્વારપાળને આપતા કહ્યુ. "આ પત્ર ઉપર મોકલાવી દે."

તરત દ્વારપાળે એક દાસી સાથે કેશવદત્તનો પત્ર મહાલયમાં મોકલાવી આપ્યો.

થોડીવાર પછી એક દાસી આવી અને સન્માન પૂર્વક કેશવદત્ત તથા સુરસુંદરીને મહાલયમા લઈ ગઈ દાસી નીચે જ બેસી રહી.

ઉપર પહોચ્યા પછી દાસીએ સુરસુદરીને કહ્યુ · "બેન તમે મારી સાથે ચાલો!"

સુરસુદરી સમજી શકી નહોતી કે પોતે કયાં આવી છે? તે નિર્ભય ભાવે દાસી પાછળ ગઈ. કેશવદત્ત અન્ય દિશાએ આવેલા એક ભવ્ય વિરામખડમા ગયો અદર જતા જ એક વિરામાસન પર આડે પડખે ઢળેલી રમણીએ નયનથી આવકાર આપતા મૃદુ મધુર સ્વરે કહ્યુ? "પધારો, શેઠજી!"

એ રમણી ગતયૌવના હતી, છતાં તેણે રૂપની માવજત સભાળ પૂર્વક કરી હતી. ઉતરતા યૌવને ઉગતુ યૌવન દેખાડવાની કલા તેના અગ પર સ્પષ્ટ દેખાઇ આવતી હતી વસ્ત્રાલકારોની સુરુચિ વિશિષ્ટ પ્રકારની હતી

કેશવદત્તે કહ્યુ. "પહેલા તુ તે સ્ત્રીને ખાનગી રીતે જોઈ લે."

"આપ બેસો, હુ જોઈ આવુ" કહી તે રમણી ખંડ બહાર ચાલી ગઈ. કેશવદત્ત એક વિરામાસન પર બેઠો તેના વદન પર સફળતાનો હર્ષ હતો...સિદ્ધિનો આનદ હતો

મહેલમા એક કમરામા સુરસુદરીને દાસી લઈ ગઇ હતી. સજાવટથી શોભી રહેલા તે ખડમા એક વિરામાસન પર તેને બેસાડી જળપાત્ર આપી રહી હતી. સુરસુદરીએ જળપાત્ર હાથમા લેતા પ્રશ્ન કર્યો: "બેન, આ ભવ્ય મકાન કોનુ છે?"

ચતુરદાસીએ વિનયપૂર્વક કહ્યું. "એક વિધવા રાજરાણીનું."

સુરસુદરીએ સતોષનો દમ લઈ જળપાત્ર મોઢે માંડ્યું. આ

દરમ્યાન પેલી રમણી આ ખંડની ગુપ્ત બારી વાટે સુરસુંદરીને જોઈને આનંદ માણી રહી હતી.

થોડીવારે તે રમણી કેશવદત્ત પાસે આવી અને સુરસુંદરી સબંધી હકીકત પૂછી કેશવદત્તે સુરસુંદરીની પોતે જાણતો હતો તે વાત કહી સંભળાવી.

રમણીએ પૂછ્યુ; "બોલો શેઠ, શુ કિંમત આંકો છો?"

"બે લાખ મુદ્રા!" કેશવદત્તે કહ્યું.

શુ આ સ્થળે સુરસુંદરીના દેહનુ લીલામ થાય છે! આ સ્થળ કયું છે? સ્રષ્ટુર!

"બે લાખ મુદ્રાઓ તો ઘણી કહેવાય હુ પચાસ હજાર મુદ્રાઓ આપીશ. કારણ કે મારે તેના પર ઘણો શ્રમ લેવો પડશે."

"મારાથી ઓછી કિંમત નહિ લઈ શકાય" કેશવદત્તે કહ્યું.

છેવટે ઘણી વાટાઘાટ પછી કેશવદત્તે સવાલાખ મુદ્રામા સુરસુંદરીના સૌન્દર્યને સોવનકુલનગરની સંપત્તિશાળી વેશ્યાના ચરણમાં વેચ્યુ.

પ્રખ્યાત વેશ્યાનુ નામ વસંતપ્રભા હતુ. તેણે તરત પોતાના ધનભંડારમાથી સવાલાખ મુદ્રાઓ કેશવદત્તને આપી. વસંતપ્રભાના માણસોના મસ્તકે મુદ્રાઓની થેલીઓ ઉપડાવીને કેશવદત્ત પોતાના વહાણ તરફ વિદાય થયો.

ઓ નરાધમ, તારા આશ્રયે રહેલી એક પવિત્ર આર્ય સન્નારીને તે આખરે આ સ્થિતિ પર મૂકી? રૂપ લૂટી ન શકાયું એટલે બજારમા લૂટાવા મૂક્યુ?

સુરસુંદરી, તારા ભાગ્યમા હજી કેટલા દુ:ખ બાકી રહ્યા છે? કોણ ઉત્તર આપે!

કેશવદત્તે પોતાની પૈશાચિક મનોવૃત્તિને સંતોષ આપ્યો. સવાલાખ મુદ્રાઓ સાથે તે પોતાના વહાણ પર ચડી ગયો. જીવતો વેપાર કર્યો પછી તે શા માટે રોકાય? બજારનું કાર્ય ત્વરાથી પતાવીને તેજ દિવસે તે ચાલ્યો ગયો. કેશવદત્તના પ્રાણમાં સળગી રહેલી રૂપલાલસા તૃપ્ત નહોતી થઈ શકી, એ લાલસાને સંતોષ આપવા તેણે એક પવિત્ર નારીનું લોહી વેચી હર્ષ અનુભવ્યો.

હર્ષ! સડેલા પુરુષત્વનો હર્ષ!

વસંતપ્રભાને આવું રૂપરત્ન મળવાથી આનંદ થાય તે સ્વાભાવિક હતું. કારણ કે વસંતપ્રભાનું યૌવન હવે કરમાઈ ચૂક્યું હતું રૂપની રજુઆત કરવાનું ગૌરવ થાળે પડ્યું હતું, રૂપ–યૌવન વેચનારી નારી પોતાની જીવન સમૃદ્ધિ ક્યાં સુધી જાળવી શકે? વસંતપ્રભાએ યૌવનના પ્રચૂર નશામાં ઘણું દ્રવ્ય એકઠું કર્યું હતું. આજ તે પૂર્વની માફક પોતાના રૂપ યૌવન વડે પુરુષો પર રાજ નહોતી કરી શકતી. આથી તેનું વર્ચસ્વ ઓસરી રહ્યું હતું. આ વર્ચસ્વ કાયમ રાખવા માટે તે કોઈ પરમરૂપવતી યુવતીને શોધી રહી હતી. પરંતુ હજી સુધી પુરુષો પર રાજ કરી શકે એવું રૂપ તે મેળવી શકી નહોતી વસંતપ્રભાએ સ્વપ્ન રચ્યું હતું, કોઈ લલિતાંગી નારી પ્રાપ્ત કરીને સોવનકુલનગરના પુરુષોને મારા ચરણમાં નમેલા જ રાખવા. એ સ્વપ્ન આજ કેશવદત્તની કૃપાથી અચાનક મૂર્તિમંત બની ગયું. ફક્ત સવાલાખ મુદ્રાઓમાં તે સ્વર્ગીય સૌન્દર્ય મેળવી શકી. સુરસુંદરી જેવી રૂપરાણી પ્રાપ્ત થશે એવી તેણે કલ્પના પણ નહોતી સેવી. સ્વપ્ન-

સિદ્ધિથી વસંતપ્રભા કેટલો હર્ષ અનુભવતી હશે? હર્ષ વ્યક્ . . રા માટે શબ્દો કે દર્પણુ નિષ્ફળ નીવડયા છે. અનુભવ વચ્ચે ગુથાયેલા શબ્દો કાગળ પર ઉતારી શકાતા નથી ..ના, ઉતરી શકતા નથી

વસંતપ્રભા વિરામગૃહમા એકલી બેઠી હતી. સુરસુંદરીને કેવી રીતે નગરનારીના સિંહાસન પર બેસાડવી એ વિચાર તેના મનમાં ઘોળાઈ રહ્યા હતા. વસંતપ્રભાના મનમા એમ તો થયા જ કરતું હતુ કે સુરસુંદરી સહેલાઈથી આ માર્ગ નહિ સ્વીકારે, પણ તે ઘણા દુખો સહતી આવી છે અને પતિથી તિરસ્કૃત થયેલી છે એટલે કદાચ આ માર્ગે સહેલાઈથી વળી શકે.

આવા અનેક વિચારો વસંતપ્રભાના મનમાં રમી રહ્યા હતા.

સુરસુંદરી નિર્બળ નહોતી બની ગઈ, છતા સાગરના પ્રવાસથી તે થાકી ગઇ હતી દાસી સાથે વાતો કરતા કરતા તે ત્યાં ને ત્યા વિરામાસન પર સૂઈ ગઇ.

સુરસુંદરીને નિદ્રાધીન જોઇ દાસી ખંડનુ કમાડ અટકાવી વસંતપ્રભા પાસે ગઈ.

વસંતપ્રભાએ પૂછ્યુ. "કેમ અહી આવી?"

"નવાં બાઈ સૂઈ ગયા છે"

"બિચારી થાકી ગઇ હશે, તારી સાથે કઈ વાતો થઈ?"

"હા, એમણે પોતાની વીતક કથા કહી હતી. હુ એમને આશ્વાસન આપતી હતી."

"સારુ.." ઘડીભર મૌન રહીને વસંતપ્રભાએ કહ્યું: "તને કેમ લાગે છે?"

"બાઇસાહેબ, હુ શી વાત કરુ? મારી પાસે એમનાં વખાણના શબ્દો જ નથી એમની વાણીમા તો અમૃત ભર્યું છે. એમનુ રૂપ તો જાણે ચંદ્ર પૂનમનો ચંદ્ર! એમના આખાયે અંગમાં સૌભ્યગ ધાનાં ફૂલો .ો યુવાની ઝળકી રહી છે આખો સામે તો નજર પણ ટકી શકતી નથી, જાણે એ આખમાં જાદુ જ ભર્યો છે. વધારે શુ કહુ,

એ તો કોઈ સ્વર્ગની અપ્સરા મૃત્યુલોકમાં આવેલી છે. બાઈસાહેબ, તમે ભાગ્યશાળી છો."

"સંસારમાં ભારતીય નારીનું સૌન્દર્ય અજોડ ગણાય છે. જો તારે એની પાસે જ રહેવાનું છે. હું સાંજે મળવા આવીશ. નિદ્રામાંથી એ જાગે ત્યારે એના દેહને સુવાસિત દ્રવ્યોથી મર્દન કરી સુગંધી જળ વડે સ્નાન કરાવી ઉત્તમ પ્રકારના વસ્ત્રાલંકારો પહેરાવજે. એની ઇચ્છા પ્રમાણેનું ભોજન તૈયાર કરાવજે. એના મનને જરા પણ દુઃખ ન થાય તે સંભાળજે. એના રૂપમાં કરોડો મુદ્રાઓ ભરી છે. હું એના રૂપથી સોવનકુલને ગાંડું કરવા ઇચ્છું છું. મને વિશ્વાસ છે કે બે ચાર દિવસોમાં જ સોવનકુલના શ્રીમંતો અને રૂપપિયાસી પુરુષો મારા ચરણ ચૂમવા આવશે."

હળવા હાસ્ય સાથે મસ્તક નમાવી દાસી સુરસુંદરીના ખંડ તરફ ગઈ. આશાના સ્વપ્નમાં વિભોર થઈને વસંતપ્રભા વિરામાસન પર બેસી રહી.

સુરસુંદરી જ્યારે મીઠી નિદ્રામાંથી જાગૃત થઈ, ત્યારે એની સામે એક ગાલીચા પર દાસી બેઠી હતી. સુરસુંદરીએ કહ્યું: "કેમ બેન, તમે હજુ સુધી અહીં બેઠાં છો?"

"જી હા, આપે સારી નિદ્રા લીધી."

"હા, પણ મારા ખાતર તમે અહીંને અહીં બેસી રહ્યાં તે......"

વચ્ચે જ દાસી બોલી ઊઠી: "બેન, આપ સંકોચ ન રાખો, આપની સેવામાં હાજર રહેવાની મને રાણીશ્રી તરફથી આજ્ઞા થઈ છે."

"મારા જેવી દુઃખી સ્ત્રી ખાતર આટલો પરિશ્રમ શા માટે?"

"આતિથ્ય ધર્મ આગળ સુખી દુઃખીનો ભેદ નથી હોતો." દાસીએ કહ્યું.

"એ તમારી ખાનદાની બોલે છે. હં, પણ રાણીશ્રીના દર્શન ક્યારે થશે?"

"રાણીશ્રી આપને મળવા સંધ્યા સમયે આવશે."

"કેશવદત્ત ક્યારે આવશે?"

"શેઠશ્રીનું ચોક્કસ ન કહેવાય! આપશ્રી માટે સઘળી ભલામણ તેઓએ રાણીશ્રીને કરી છે. શેઠશ્રી આપને મળવા આવેલા, ત્યારે આપ નિદ્રાધીન હતાં એટલે તેઓ ચાલ્યા ગયા અને કહેતા ગયા હતા કે મારાવતી બહેનબાને નમસ્કાર કહેજો બજારમાંથી વહેલો છૂટીશ તો મળવા આવીશ" દાસીએ મીઠું અસત્ય વ્યવસ્થિત રીતે રજુ કર્યું. નિર્દોષ સુરસુંદરીને આ બધું સાચું લાગ્યું.

સુરસુંદરીએ કહ્યું : "મને ઉઠાડવી હતીને! મારી નિદ્રાનો ભંગ કરવાથી મને કશું દુ:ખ થાત નહિ"

"હવે કોઈ ઉપાય નથી રહ્યો, આપે વિશ્રાંતિ મેળવી એ એક રીતે ઠીક જ થયું."

"હું તો હવે ચિરકાળની વિશ્રાંતિ ઇચ્છી રહી છું"

"બેન, આમ નિરાશ ન થવું જોઈએ. સંસાર દુ:ખથી જ ભરેલો છે"

સુરસુંદરીએ કશો ઉત્તર ન આપ્યો.

ઘડીભર નીરવ રહીને દાસીએ કહ્યું : "બહેન, આપ સ્નાન કરવા પધારો...બધુ તૈયાર છે."

"હા ચાલો .." કહી સુરસુંદરી ઊભી થઈ. તેના મનમાં થયુ : "અમર! મારે આજ પરાયા ઘેર ભિખારણની સ્થિતિમાં રહેવું પડ્યું છે. તમને આ ક્યાંથી કલ્પના આવે?"

સુરસુંદરી દાસી સાથે સ્નાનગૃહમાં ગઈ.

સ્નાનગૃહ ઘણું વિશાળ હતું. સ્નાનગૃહની મધ્યમાં આરસ પત્થરનો ભવ્ય હોજ હતો, તેમાં નલિકાયંત્ર વડે જળ આવી રહ્યું હતું. આ

હોજમાં એક સાથે ત્રણ ચાર માણસો છૂટથી નાહી શકે એવી વ્યવસ્થા હતી. હોજમા આવતું જળ જૂદા જૂદા ફૂલોના અર્કથી સુવાસિત બનેલુ હતું.

દાસીએ સુરસુંદરીના દેહને સુવાસિત દ્રવ્યોના ઉબટન વડે મર્દન કર્યો. ત્યાર પછી સુગંધી તૈલ વડે મર્દન કર્યું ત્યાર પછી પલાશ પુષ્પાદિ ચૂર્ણથી આખા દેહને ખરઠ કર્યો. ત્યાર પછી સુરસુંદરી હોજમા નહાવા પડી. ઘણા સમયે આવું સુંદર સ્નાન કરવાથી સુરસુંદરીનું મન ઘણુ પ્રસન્ન થયુ.

સુરસુંદરીની નિરાભરણ પ્રતિમા જોઈને દાસીનુ હૈયુ નાચવા માંડ્યુ. આવું અતુલ સૌન્દર્ય તેણે કદીપણ જોયુ નહોતું. તેના મનમાં થયુ, વિધિએ આટલો પક્ષપાત આ સ્ત્રી ઉપર શા માટે કર્યો હશે?

સ્નાન કાર્યથી નિવૃત્ત થઈ સુરસુંદરી બહાર નીકળી. દાસીએ વસ્ત્રાલંકારનો થાળ રજુ કર્યો. સુરસુંદરીએ આવાં કિંમતી વસ્ત્રાલંકારો પહેરવાની ના પાડી

દાસીએ કહ્યુ: " રાણીશ્રીએ આ વસ્ત્રાલંકારો ખાસ આપના માટે જ મોકલ્યા છે "

સુરસુંદરીએ કહ્યુ રાણીશ્રીનો હુ આભાર માનુ છુ હુ પતિ-વિયોગી સ્ત્રી છુ. મારાથી આવા વસ્ત્રો ધારણ ન કરી શકાય. આ અલં-કારોની મારે જરૂર નથી કૃપા કરીને મને સાદા વસ્ત્રો લાવી આપો "

દાસીએ ઘણી વિનંતી કરી પણ સુરસુંદરી આવા ઉત્તમ વસ્ત્રા-લંકારો પ્રત્યે જરાયે આકર્ષિત ન થઈ છેવટે નિરુપાય બની દાસીએ સાદાં વસ્ત્રો લાવી આપ્યાં.

સુરસુંદરીએ વસ્ત્રો પહેરી લીધાં. કપાળમા સૌભાગ્ય સૂચક ચંદ્રક કર્યો. પોતાના પિતા તરફથી મળેલી મોતીની માળા ધારણ કરી. હિરકવલય એના હાથમાં શોભી રહ્યાં હતાં અમરકુમારે આપેલી સાત કોડી તેણે નવા ઉત્તરીયના છેડે બાંધી.

દાસીની આંખ સામે સાદાં વસ્ત્રોમાં છુપાયેલું સુરસુંદરીનું રૂપ ઘણું મનોહર લાગ્યું. દાસીના મનમાં થયું, રૂપ શણગારથી નથી શોભતું...એની શોભા એની સાથે જ રહે છે

સુરસુંદરી દાસી સાથે અગાઉના કમરામાં આવી. સુરસુંદરીએ કહ્યું : "બેન, મારે મારા ઇષ્ટનું સ્મરણ કરવું છે, કોઈ એકાંત સ્થળ બતાવશો ?"

દાસીએ કહ્યું : "આ ખંડ આપના માટે જ રાખ્યો છે. આપ આનંદપૂર્વક ઇષ્ટસ્મરણ કરી શકો છો, હું બહાર બેઠી છું." કહી દાસી ચાલી ગઈ.

સુરસુંદરી નવકારમંત્રનું આરાધન કરવા શાંત અને સ્થિર ચિત્તે બેસી ગઈ.

સંધ્યા સમયે દાસીએ સુરસુંદરીને કહ્યું : "બહેન, રાણીશ્રી આપને મળવા પધારે છે."

સુરસુંદરીના ચહેરા પર આનંદ છવાયો

વસંતપ્રભાએ ખંડમાં પ્રવેશ કર્યો.

સુરસુંદરી વિરામાસન પરથી ઊભી થઈ અને વસંતપ્રભા સામે જોઈ રહી. વસંતપ્રભાને જોતાં જ પહેલી નજરે તે ચમકી. મસ્તક નમાવવાનો ઉલ્લાસ મનમાં ન પ્રગટ્યો. તેના મનમાં થયું. શું વિધવા રાણી હશે. વૈધવ્યની પવિત્રતાના બદલે વિલાસની ચમક ચહેરા પર શા માટે દેખાતી હશે ? પોતાના વિચારોને દબાવી દઈ સુરસુંદરીએ વિનયપૂર્વક નમસ્કાર કર્યો આ નમસ્કારમાં ઉલ્લાસ કે સદ્‌ભાવ નહોતો; માત્ર ઔપચારિક વિનય જ હતો.

વસંતપ્રભાએ પ્રતિ નમસ્કાર ન કરતાં કેવળ આંખથી જ એ નમસ્કાર ઝીલ્યા ઘણા માણસોમાં એવી ખાસીયત હોય છે કે પોતાની મોટાઈ અને પ્રતિભા જાળવવા મસ્તક ન નમાવવું જોઈએ, માત્ર આંખનો જ ઉપયોગ કરવો જોઈએ આવા માણસો એ નથી સમજતા કે આમ અક્કડ રહેવામાં પ્રતિભા ઓસરી જાય છે.

વસંતપ્રભાએ સુરસુંદરીની બાજુમા બેસતાં કહ્યુ : "બહેન, તારા પર વીતેલા સંકટોની સઘળી વાત મને કેશવદત્ત શેઠે કહી હતી. એ બધી વાત સાભળીને મારો પાલવ આંસુથી પલળી ગયો હતો. આટલા દુ:ખ, આવા સકટો અને આવી વેદના માણસના માથે પડતી હશે, એવો તો મને સ્વપ્ને ય ખ્યાલ નહોતો."

' રાણીશ્રી, એ બધા કર્મના ખેલ છે, સહન કરીને ભોગવ્યા સિવાય ચાલે જ નહિ "

"જો સુરસુંદરી, તુ મારી નાની બેન છે. મને રાણીશ્રી કહીને ન બોલાવીશ, બહેન કહીને જ બોલાવજે. તારે કોઈ વાતનો સંકોચ રાખવાનો નથી. હવે તારા દુ:ખના દિવસો દૂર થયા છે" વસંતપ્રભાના શબ્દોમા આટલી બધી મધુરતા શા માટે હશે? પાપથી ભરેલાં મનુષ્યો શબ્દોની જાળથી જ બીજા પર પોતાનો પ્રભાવ જમાવી શકે છે. સુરસુંદરીના મન પર વસંતપ્રભાના શબ્દોએ કંઈક અસર કરી. એટલુ જ નહિ, પણ ઘડી પહેલાં પ્રગટેલા વિચારો કંઈક ભૂંસાવા માડયા. તે બોલી: "આપનું આશ્વાસન મારા માટે આશિર્વાદ સમાન છે. મારા ભાગ્ય કંઈક બળવાન હશે કે આપને ત્યા આશ્રય મળ્યો."

વસંતપ્રભાએ પ્રલોભનની જાળ પાથરવી શરૂ કરી: "બહેન, તારા જીવન માટે મે ઘણા ઉમદા વિચાર નક્કી કર્યા છે"

"તો તમારુ કલ્યાણ થશે" સુરસુંદરીના મનમાં થયુ. "શુ મને સહીસલામત ચંપાનગરી પહોચાડી દેશે?"

વસંતપ્રભાએ વળી એક શબ્દ પાંખડી બિછાવી: "તારા ચરણોમાં મારું સકલ સુખ, સઘળી સમૃદ્ધિ અને સર્વસ્વ કીર્તિ હુ અર્પણ કરીશ"

"ના ના બહેન, આવુ ન બોલો. તમારી ઉદારતા અપૂર્વ છે. આપ મને ચંપાનગરી તરફ જતા કોઈ વહાણમા બેસાડવાની વ્યવસ્થા કરી આપશો તો હું આપને જીવન પર્યંત યાદ કરીશ."

વસંતપ્રભાને લાગ્યું કે સુરસુંદરી હજી મારા કથનનો મર્મ સમજી શકી નથી. તેણે કંઈક ગોળ ગોળ છતા કંઈક સ્પષ્ટ ભાવે કહ્યુ: "બહેન, હવે એ બધી આશાઓ છોડી દે, અહી જ તારુ જીવન સુખપૂર્વક પૂર્ણ કર, આ બધુ તારુ જ માની લેજે."

"આપની અપાર લાગણી માટે આભાર માનુ છું મારાથી મારા સ્વામી સિવાય ક્યાય પણ ન રહી શકાય ગમે તે ભોગે મારે એમની પાસે જવું જ જોઈએ"

"શું તારા સ્વામી પાસે? તને રખડતી, રઝળતી અને અનાથ કરી મૂકનાર એક પાપી પાસે તુ જવા ઈચ્છે છે?"

આ શબ્દો સુરસુંદરીથી સહન ન થયા તે આંખો મીચી ગઈ અને બોલી "એવું ન બોલો બહેન, મારા પતિનો કોઇ દોષ નથી, દોષ મારા કર્મનો છે કોઈ પણ માનવીથી કોઈ પણ માનવીને કદી દુઃખ આપી શકાતુ નથી."

"બહેન, એ બધી નિર્બળ માન્યતાઓને જતી કર અને સ્વપ્ન જેવી આશાઓ દૂર કરી નવી આશાનુ સુખ લેવા તૈયાર થા"

"આપ દયાળુ છો, આમાં આટલો આગ્રહ કરવાની કશી જરૂર નથી."

"ભોળીરે ભોળી! તારે શા માટે ચારેય તરફ ભટકવુ પડે? આવુ અણમુલ અને વિશ્વવિમોહન રૂપ શા માટે રઝળાવવુ પડે."

સુરસુંદરીના નયનમા કંઈ જુદો જ આભાસ થયો વસંતપ્રભાના માયાવી શબ્દો પાછળનો મનોભાવ કંઈક સમજાયો તે બોલી. "આપની માયાળુવાણી મારાથી સમજી શકાઈ નથી"

"સમજાવું? તારા દેવ દુર્લભ રૂપના ચરણે સારીયે પૃથ્વિ નમસ્કાર કરશે"

"એટલે?"

"સંસાર તારો ગુલામ બનશે."

"શા માટે?"

"તારું રૂપ જોઈને."

"રૂપના શાસ્ત્રથી સંસારને વશ કરવામાં સ્ત્રીની કઈ મહત્તા છે? હું મારા રૂપનો દુરુપયોગ કરીને જીવવા નથી ઈચ્છતી."

"એ સિવાય તારા માટે હવે કોઈ પણ માર્ગ નથી રહ્યો. તારી સેવામાં સેંકડો દાસ દાસીઓ ઊભે પગે ખડાં રહેશે, અમુલ્ય વસ્ત્રાલંકારો અને વિલાસનાં પ્રચુર ઉપાદાનો તારી સામે સ્વર્ગ ખડું કરશે"

"બહેન, હુ તો અભાગિની છું. આપ જેવાં રાણીના મોઢે આવા શબ્દો ન શોભે આપ મારી પરીક્ષા લેતાં હો તો હવે મને ક્ષમા કરો"

"સુરસુંદરી, હુ તને સાચું કહુ છુ."

"હશે. .પરતુ એ માર્ગ મારાથી સમજી શકાતો નથી"

"એમા સમજવા જેવુ શુ હતુ? તારા સૌન્દર્ય-ઉપવનમા વિહાર કરવા ખાતર અનેક રાજપુરુષો અને ધનવાનો તારા ચરણુના દાસ થશે."

સુરસુદરી સઘળુ સમજી ગઈ તે બોલી. "ત્યારે આપ કોણ છો?"

"હુ સોવનકુલનગરની રાજરાણી સમી વિખ્યાત નગરનારી વસતપ્રભા છુ."

"ઓહ! શુ મને અહી આશ્રય મળ્યો?" શબ્દો પાછળ દબાયેલા દર્દની વરાળ હતી

'હા અને તે જીવનભરના સુખ ખાતર!"

"નહિ બહેન, એવા સુખ સળગી જાઓ, એવો વિલાસ ફના થઇ જાઓ. હુ આજે જ મારા માર્ગે ચાલી જઈશ." સુરસુદરીએ મક્કમ સ્વરે કહ્યુ.

"તુ ક્યાં ચાલી જઈશ? જે પુરુપ વર્ગે તારા પર સકટો

ઉતાર્યાં, તને રઝળતી હોડી સાગરમાં ધકેલી, તારા રૂપ યૌવન પ્રત્યે વાસના ભરી દષ્ટિ સેવી, છતા પણુ તારા પ્રાણુમાં એનુ વેર લેવાની જરાયે ધગશ નથી પ્રગટતી? તું આ કાર્યમાં દુ:ખ શા માટે માને છે? જે પુરુષ વર્ગે તારા જીવનને બરબાદ કર્યું છે, તે પુરુષ વર્ગને તારા ચરણોમા આળોટતો પશુ બનાવી દે અને એ નિષ્ઠુરોના હૈયા પર ક્રૂર હાસ્ય વર્ષાવી લાતો માર...!"

"હા હાં ..બહેન, ક્ષમા કરો. હુ આ શબ્દો સહી શકતી નથી. મારા હૃદયમાં કોઈના પ્રત્યે વેરભાવના છે જ નહિ વેર પશુને શોભે... માણસને નહિ પશુ બનીને બીજાને પશુ બનાવવામા ગર્વ લેવા જેવુ, શું હતુ? ગર્વ તો પશુને માનવ બનાવવામાં હોય આપ મને અત્યારે જ વિદાય કરો, હું મારા નશિબ સાથે ચાલી જઈશ."

"સુરસુંદરી, તારાથી હવે જઈ શકાય તેમ નથી જવાનો વિચાર પણ કરીશ નહિ. તુ મારી મિલ્કત છે."

સુરસુદરીએ મક્કમ સ્વરે કહ્યું. "અશકય!"

"અશકય કશુ નથી. તારા રૂપનુ મૂલ્ય મે ઓછુ નથી ચૂકવ્યું. કેશવદત્તને તારા બદલામાં સવાલાખ મુદ્રાઓ ગણી દીધી છે."

"શુ મારું આપને ત્યાં વેચાણુ થયુ છે?"

"હા ..કહે, તારાથી જઈ શકાશે?"

"મારુ વેચાણુ કરવાનો અન્ય કોઈને અધિકાર નથી"

"આ સબધી મારે કશુ વિચારવાનુ નથી રહેતુ .. તારે કેશવદત્ત સાથે અહીં આવતા પહેલા સમજી લેવુ જોઈતુ હતુ."

સુરસુદરીના નયનો સમક્ષ ભયકર દશ્ય ખડુ થયુ. અમરકુમાર યાદ આવ્યો. હૈયા વચ્ચે અરિહતનો નાદ થએ તે મૂર્છિત બની ગઈ

દાસીએ સૌમ્ય ઉપચાર વડે સુરસુદરીને જાગૃત કરી વસતપ્રભા કૌતુક ભર્યા હાસ્ય સહિત સુરસુદરી સામે જોઈ રહી હતી.

સુરસુંદરીએ દર્દભર્યો સ્વરે કહ્યું: "બ્હેન, તમે પણ નારી છો. મારા આંસુ સામે નજર કરો...એક દુ:ખી નારીની પવિત્રતાને રક્ષણ આપો."

"આ સિવાય તારા માટે અન્ય કોઈ માર્ગ નથી...તારાથી હવે ક્યાય પણ જઈ શકાશે નહિ. તારા પર મારો સંપૂર્ણ અધિકાર થઈ ગયો છે"

સુરસુંદરીના હૃદયમાં દર્દનો દાવાનળ પ્રગટ્યો, અંધકારમય ભાવિનું ચિંત્વન કરતી બેસી રહી.

વસંતપ્રભાએ હસતા હસતા કહ્યુ· "આજ રાતથી જ તારા રૂપનું મૂલ્ય અંકાશે અને આવતી કાલે તુ સોવનકુલની રૂપલક્ષ્મી બનીશ સોવનકુલના રસિકો તારા રૂપની પૂજા કરવા આવશે ..તારો જયનાદ સમગ્ર નગરમાં ગાજતો થશે "

સુરસુંદરીના હૈયામા થયું, આ વિલાસી નારી કોઇ પણ ઉપાયે સમજશે નહિ માનવતાની ખાખ પર જીવન બરબાદ કરી રહેલી વસંતપ્રભા આંસુ અને પ્રાર્થનાથી પીગળશે નહિ તેના મનમા એક યુક્તિ સૂઝી. તે બોલી. "બ્હેન, મને તમારી વાત પર વિચાર કરવાની તક આપો હું એક મહિને તમને કહીશ "

"એક મહિને ? વિચાર કરવા માટે એક રાત પણ વધારે છે."

સુરસુંદરીએ કહ્યુ: "એ સિવાય મારું મન સ્થિર થઈ શકશે નહિ."

વસંતપ્રભાએ ઊભા થતા કહ્યુ: "સુરસુંદરી, ત્રણ રાત અને ત્રણ દિવસ સુધી હુ તને વિચાર કરવાની તક આપુ છુ. તારે એક જ નિર્ણય કરવાનો છે, અને મેં કહ્યો તે જ. તુ અહીંથી છટકી શકીશ નહિ, તેમ તારાથી બીજો કોઈ નિર્ણય પણ કરી શકાશે નહિ. તારું મન શાંત કરવા પૂરતો હું તને આટલો સમય આપું છું."

"સારું." સુરસુંદરીનાં નયન ફરતાં અંધારાં ઉભરાયાં.

વસંતપ્રભા ચાલી ગઈ.

સુરસુંદરી લાખો વિચારો વચ્ચે ગોથાં ખાવા લાગીઃ "અમર, મારા નાથ, તમારા હૈયે શું મારો સ્નેહ વસ્યો જ નહિ? આજ તમારી પ્રિયતમા એક વેશ્યાના આગણે આંસુ સારતી ઊભી છે.. તમારી પત્નીના જીવન પર આજ વજ્ર પ્રહાર થઈ રહ્યા છે, તમારી સુરની આશાઓ આજ પ્રજળી રહી છે ..આ બધી કલ્પના તમને ક્યાથી આવે?"

"ઓ અરિહંત, ઓ શાસનદેવ, મારા ચારિત્ર્યની રક્ષા કરજો. યક્ષદ્વીપમા હિંસક પ્રાણીઓ વચ્ચે સહાયક થયેલા ઓ કર્મદેવ! કુંજબિહારીની લાલસા વચ્ચેથી ઉગારી લેનારા ઓ પ્રભુ! હાથીએ અદ્ધર ઉછાળી અને મને ઝીલી લીધી...દયાળુ શાસનદેવ! આ સમયે મારા ધર્મનુ રક્ષણ કરજો...ધર્મ સાચવવાનું મારામા બળ રેડજો... મારા શિયળના સંરક્ષણ ખાતર મારો જીવન દીપક બુઝાઈ જતો હોય તો મને હવે કશો મોહ નથી રહ્યો...મારા કલ્યાણ માર્ગને અપવિત્ર થવા દેશો નહિ..."

સુરસુંદરીના હૈયામા આવા અનંત વિચારો ઘોળાઈ રહ્યા હતા.

શિયળને મહાન સમજનારી અને નવકાર મંત્ર પર અપુર્વ શ્રદ્ધા રાખનારી આ નારી શું વસંતપ્રભાના જુલ્મને તાબે થશે?



## પ્રકરણ ૨૭ મું ...... ......... ............... ...એ નિષ્ઠુર!

લોકો ઘણીવાર કહી નાખે છે કે: 'ભાઈ, થતાં થઈ ગયું!' અર્થાત્ ઘણાં કાર્યો જીવનમાં એવી રીતે સંકળાઈ જાય છે કે જેનો બચાવ 'થતા થઈ ગયુ' એમ કહીને આપણે કરવો પડે છે. આ શબ્દો પાછળ એકલો બચાવ છે એમ નથી, પણ સારા નરસાં કાર્યનો સ્વીકાર અને પસ્તાવો પણ રહેલો છે. એટલે એકરાર સાથે બચાવ પણ છે

અમરકુમારના હાથે પત્નીનો ત્યાગ થતા થઈ ગયો એમ માની લેવુ એ એક પ્રકારની ઉતાવળ છે કારણ કે અમરકુમાર કઈ જડ નથી...એની પાસે જ્ઞાન અને બુદ્ધિ બંને છે. કોઈપણ કાર્ય કરતાં પહેલાં દીર્ઘ વિચારની આવશ્યકતા હોય જ છે. માનવી જ્યારે આવેશનો દાસ બની જાય છે ત્યારે તે દીર્ઘ દષ્ટિ ભૂલી જઇ મનમાં આવ્યુ તે કરી નાંખે છે. એથી જ લોકોએ 'થતા થઈ ગયુ.' જેવું મુલાયમ વાક્ય શોધી કાઢયું લાગે છે. લોકો આવા પ્રસંગે પોતાનો દોષ–નબળાઇ અને આવેશ હતો, એમ સ્વીકારવા તૈયાર નથી હોતા.

સામાન્ય માનવીના સ્વભાવમાં એવા પ્રકારની આદત હોય છે કે, ભૂલને છૂપાવવા સુંવાળી ચાદર ઓઢવી પડે છે.

અમરકુમારે કરેલું કાર્ય જરૂર બેશરમીભર્યું ગણાય; અક્ષમ્ય ગણાય પોતાની પ્રિય પત્નીનો આ રીતે નિર્જન વનપ્રદેશમાં સકારણ ત્યાગ કરવો એ કોઈ રીતે ઉચિત નથી. અપરાધી મનુષ્યોના જીવન જેટલા દયા પાત્ર છે, તેટલા જ તેઓના માનસ તિરસ્કારને યોગ્ય છે.

સુરસુંદરીને સૂતી મૂકી અમર ચાલ્યો ગયો તેના હૃદયમા આ ભયંકર અપરાધ કર્યા પછી એમ તો જરૂર થતુ હતુ કે મારી ભૂલ થઈ ગઈ, પણ તેનું હૃદયબળ એટલુ મક્કમ ન બની શક્યુ કે દેવચંદ્રને સઘળી વાત કહી વહાણો પાછા વાળે અથવા પોતે પત્નીને બચાવવા પાછો આવે તેણે તો એક વખત કહ્યું હતુ કે, 'સુરસુંદરીને યક્ષ ઉપાડી ગયો અને મે એ દૃશ્ય નજરો નજર જોયુ છે.' આમ કહેનારી જીભ કેવી રીતે કહી શકે કે 'એ મારો અપરાધ હતો, મેં જ મારી પત્નીને નિરાધાર દશામા છોડી મૂકી છે.'

અમરની આખ ભલે પોતાના દોષ માટે આસુ વહાવે ..પણ તે દોષ મૂક્ત બની શકતો નથી. ભૂલને છૂપાવવી એ પશ્ચાતાપ નથી પણ ભૂલને સુધારવી એ પશ્ચાતાપ છે.

પરંતુ અમરકુમારે તો હૈયામા 'ચોરી' સઘરી રાખી, કોઈની આગળ તે પોતાની નિષ્ઠુરતા કહી શકયો નહિ. વખતે કુળ ગૌરવ ઝાખુ પડે ..કદાચ શ્રીમંતાઈનો પ્રકાશ અંધકારમય બની જાય ! દુનિયાના સામે ભૂલનો એકરાર કરવો તે સહેલી વાત નથી.

અનંત વિચારો સાથે અમરકુમાર સાગરના પટ પર પરિભ્રમણ કરવા લાગ્યો હૈયામા વેદના થયા કરતી, પણ એનો કોઇ ઉપચાર નહોતો. આમને આમ તે મણિદ્વીપ સુધી પહોચી ગયો. દરમિયાન તેણે સાગરના ખારા જળમા કેટલાય ખારાં આસુડાં વેર્યાં. એકાંતમાં ઘણો વિલાપ કર્યો. સુરસુંદરીના-નિર્મળ પ્રેમને, ઉદાર સ્વભાવને અને

નિર્દોષ હૃદયને સંભાર્યું. તેને એમ પણ લાગ્યું કે: 'મે સુરસુંદરીના હૈયા પર કુહાડો માર્યો છે, મારા જીવન ઇતિહાસમા અપરાધનું એક પાનું લખ્યુ છે' આ બધા વિચારો હોવા છતા ય વહાણો તો મણિદ્વીપના કિનારે પહોચી ગયા

અમરના હૃદયની અસ્થિરતા તેના દાસદાસીઓ ક્યાથી સમજી શકે? એ લોકો તો અમરને નિર્દોષ અને પત્ની વિયોગથી પ્રજળી રહેલો સાચો પ્રેમી માનતા હતા.

મણિદ્વીપ પહોચ્યા પહેલા એક વખતે દેવચદ્રે અમરકુમારને આશ્વાસન આપતા કહ્યું હતુ કે: "શેઠ, ભાગ્યમા જે થવાનુ હતુ તે થઈ ગયુ. હવે શોક કરવો ઉચિત નથી, કારણ કે શોકથી દુ ખ દૂર થતુ નથી. આપણે દેશના પહોચીશુ અને દેવી સુરસુંદરી જેવુ જ રત્ન મેળવી શકીશુ. ચિતા ન કરો."

પુરુષના ખજાને સ્રી રત્નની ખોટ પ્રાચીન કાળથી નહી હોય એમ લાગે છે અમરકુમાર મુનિમને એમ ન કહી શકયો કે, હુ હવે સ્રી રત્ન સાચવવા લાયક કયા રહ્યો છુ? રત્ન ન પારખનારા પશુને રત્ન શોભતું નથી એક રત્નનો તો મે યક્ષદ્વીપમા ત્યાગ કર્યો, બીજા રત્નને મેળવવાનો હવે મને કોઈ અધિકાર નથી

પશ્ચાત્તાપ ગમે તેટલો ઉગ્ર હોય, છતા તે હૃદય વચ્ચે છુપાવી રાખવામા આવે તે એક પાપ જ છે અમરને અ ત કરણમા નબળાઈ ને પશ્ચાત્તાપ સંઘરવામા કશી પણ અડચણ ન પડી તે મનમા ને મનમા સમ સમી રહ્યો અને મણિદ્વીપના કિનારે પગ મેલતા તેણે મન પણ વાળ્યું કે. 'સુરસુ દરીની આશા રાખવી હવે નકામી છે. એ તો યક્ષ અથવા હિંસક પ્રાણીના પ જામાં હોમાઈ ગઈ હશે'

અમરકુમાર! આવો તારો પ્રેમ! આવુ તારું સ્વામિત્વ? આવી તારી પત્ની ભક્તિ?

કોણ જાણે કયા પાપે પુરુષો આમ મન વાળી શકતા હશે? શુ પુરુષોના દોષ કોઈ પણ યુગમાં દૂર નહિ થયા હોય?

શ્રી રામચંદ્રજી જેવા મહાન્ તત્ત્વવેત્તા અને જગત્ પૂજ્ય પુરુષે પણ આ પ્રમાણે મન નહોતું વાળ્યુ. તેણે ય પોતાની પ્રિય પત્ની પાછળ ભેખ લીધો હતો શુ તેઓ કલ્પના ન કરી શકત કે રાવણના હાથમા સીતા મૃત્યુ પામી હશે, અયોધ્યા ગયા પછી મને બીજું રત્ન મળી રહેશે!

ના રામ તો પુરુષ વિશેષ હતા પત્ની ધર્મનો ભવ્ય આદર્શ વિશ્વ સમક્ષ રજુ કરવા તેમણે ભેખ લીધો હતો...રણસંગ્રામ રચ્યો હતો. પરંતુ રામના જીવનને જગત્ અપવાદ માને છે રાજમાર્ગ માનવા માટે સસારનુ મન કયા તૈયાર હતુ?

પુરુષની નિષ્ઠુરતા કોણે સર્જી હશે? પોતાના જીવન પર પ્રાણ પાથરનાર પત્નીની ખાખ આંસુથી ન ઠારતા નવી સ્ત્રીના લોહીથી શા માટે ઠારવામા આવતી હશે?

શુ અમર આટલો નિષ્ઠુર બનશે?



કોઈ સેતાનના સાણસામા સપડાયેલો સજ્જન મૂક્તિ માટે જે રીતે ઝંખના કરે, તે રીતે સુરસુંદરી વેશ્યાની જાળમાથી છટકવાના વિચારો કરી રહી હતી કેશવદત્ત જેવો માણસ પોતાના સ્વાર્થ ખાતર છૂપી રમત રમતો હશે, એવી કલ્પના સુરસુંદરીને આવી જ નહોતી. સંસારના મેદાન પર શેતરંજ ખેલતા મનુષ્યો પોતાના કાળા હૃદયને વાણીના શણગારથી છૂપાવી શકે છે, એ સત્ય સુરસુંદરીને બરાબર સમજાયું.

વસંતપ્રભાના પાપ મંદિરમાથી કેવી રીતે છટકવું, તે વિચારની આજ બીજી રાત છે પોતે જો કશો પ્રયત્ન નહિ કરી શકે અને નહિ છટકી શકે તો બે દિવસ પછી પોતાનું શું થશે?

આ પ્રશ્નની સાથે જ સુરસુંદરીના હૈયામા અંધકાર ઉભરાતો.

બાજુમાં એક શય્યા પર દાસી સૂઈ રહી હતી. નિદ્રાના અતિરેકથી એનું નાસિકા સંગીત શરૂ થયું હતુ. એ સંગીત કાનને કેવું કમ્પાવનારૂં અને અપ્રિય હોય છે તેનો ખ્યાલ જાગૃત વ્યક્તિ સિવાય

બીજાને ભાગ્યે જ આવી શકે, સુરસુંદરી પોતાની શય્યામાં વિચારમગ્ન ભાવે બેઠી હતી. માટે મધરાત જામતી હતી વાતાવરણ પોકારી રહ્યું હતુ: ' સુરસુંદરી! હવે ક્યાંથી વિચારો કરીશ? આ પાપમંદિરમાંથી નહિ છટકે તો તારું શું થશે? જરા કલ્પના તો કરી લે .....'

સુરસુંદરીના મનમા આવા વિચારો આવતા અને તેનું મન કંપી ઉઠતુ. મનથી તે અનંત વિચારોની સાંકળ ગોઠવતી, તોડતી અને સાંધતી.

આખરે મધરાતની શતઘ્નીનો અવાજ થયો. શતઘ્નીના અવાજથી ટેવાઈ ગયેલા નગરજનો કંઈ જાગૃત થાય તેમ નહોતા. મધરાતે આ રીતે અવાજ કરવાનો આશય એ હતો કે, ' નિશાચરો! સાવધાન! રાજસત્તા જાગૃત છે!'

સુરસુંદરીએ શતઘ્નીનો અવાજ સાંભળ્યો એવો જ ધડાકો એના હૈયા વચ્ચે થયો ઉઠ! હિંમત ધર!! વિચારોની દુનિયામાં ક્યાં સુધી ભટક્યા કરીશ? સાહસ કર અને તારુ શિયળ બચાવ! બે રાત વીતી જશે અને આવતી કાલે ત્રીજી રાત પણ ચાલી જશે. પછી?.. .. ઉઠ!

ધીરે ધીરે સુરસુંદરી ઊભી થઈ, વસંતપ્રભાના મહાલયમા બે દિવસથી તે રહેતી હોવાથી નીચે જવાના માર્ગની તેને ખબર હતી. નીચે ચોકીદારો હોય છે તે પણ તેની જાણમા હતુ. છતાં આ બધા ભય કરતા આ પાપમંદિરમા રહેવાનો ભય ઘણો ભયંકર હતો. હળવે પગલે તે આગળ વધી. કમરાનું બારણુ ખોલી બહાર આવી બારણા પાસે એક દાસી ઘોર નિદ્રામા જામી ગઈ હતી. એ બિચારીને ક્યાંથી ખબર હોય કે સપડાયેલુ પંખી ઉડવા માટે જ સપડાયુ છે.

સુરસુંદરી જરાપણુ પગરવ ન થાય તેવી સંભાળ સાથે આગળ વધી. સંગેમરમરના પત્થરનો સુંદર દાદર હતો...પરંતુ સુરસુંદરીના

પગને આજ જાણે દૃષ્ટિ મળી હતી દાદર પસાર કરીને છેક નીચે આવી પહોચી

દરવાજા પર ચોકિયાતો જાગતા જ હશે.. ત્યારે કયે રસ્તેથી જવુ ! આ પ્રશ્ન સુરસુંદરીના હૈયા સામે જાગૃત થયો નરત જ તેની નજર ઉપવન તરફ ગઈ ચારે તરફ જોઈને તે ઉપવન તરફ ચાલવા લાગી.

લતામંડપો અને છોડવાઓ સાથે તેના દેહનુ ઘર્ષણ થવાથી સહજ ખડખડાટ થતો, પરંતુ તે ભયાનક નીરવતાએ એવી શંકા સુરસુંદરીને ન આવી. એમને એમ તે ઉપવન વટાવીને દિવાલ સુધી પહોચી ગઈ. દિવાલ ઉંચી હતી. આ દિવાલ કેવી રીતે ટપી જવી એ વિચારનો અંત આવે તે પહેલા જ પાછળ કોઈના આગમનનો પદસંચાર સંભળાયો. હૈયામા ફાળ પડી કોઈ જોઈ જશે તો આવી બન્યુ. તેનુ હૃદય પોકારી ઉઠ્યુ " ઓ અરિહંત ! જિનેશ્વર પ્રભુ ! "

માનસિક પ્રાર્થના કરીને સુરસુંદરીએ જોયુ તો એક ચોકીઆત પોતા તરફ જ આવી રહ્યો હતો તરત તે નીચે બેસી ગઈ, ચોકિયાતની ચકોર દૃષ્ટિ આગળ આ ચાલાકી ન નભી શકી નજીક આવતા જ તેણે પડકાર કર્યો " કોણ છે ? "

" ભાઈ, હુ એક અભાગિની નારી છુ "

ચોકિયાત પારખી ગયો કે આ તો ભવિષ્યના નવાં બાઈજી છે તે બોલ્યો. " દેવી, અત્યારે આપ અહી શા માટે નીકળ્યા છો ? "

" ભાઈ, મારા પર દયા કરી શકશો ? " સુરસુંદરીની આંખમાં આંસુ હતા, શબ્દોમાં કરુણા હતી, હૈયામા વ્યથા હતી વૃદ્ધ ચોકિયાતના હૈયા પર વેદનાભરી આ વિનતિ અસર કરવા લાગી સુરસુંદરીએ કહ્યુ : " ભાઈ, તમે કોઈ સજ્જન જેવા દેખાઓ છો. એક બહેનના શિયળને બચાવવા સહાય કરો. એક અનાથ નારીને પાપ મંદિરમાંથી મુક્ત કરો. શાસન દેવ તમારુ કલ્યાણ કરશે. આ સમયે જો તમે મને

નહિ બચાવો તો આવતી કાલે મારી જીન્દગી નહિ હોય. આત્મહત્યા સિવાય મારા માટે અન્ય કોઈ માર્ગ નહિ રહે ભાઈ, આ જીવતા નર્કમાથી ઉગારવાની આ બહેનની ભીખ પૂરી કરો "

વૃદ્ધ હૃદય કંપ્યું. જે આસુ મોટા પહાડોને પણ ગાળી શકે છે, તે આંસુ શુ એક વૃધ્ધના હૃદયને ન પીગળાવી શકે? તે બોલ્યો : "બેન, હુ તમને શી સહાય કરી શકુ ? સવારે એ રાડ મારુ લોહી ચૂસી લ્યે .."

"ત્યારે પુરુષ થઈને મારા જેવી એક અબળાની ઈજ્જત લૂટાવા દેશો? આપ ક્યા વર્ણના છો ?"

"બેન, હું ક્ષત્રિય છુ . પણ .."

"ક્ષત્રિય! મારા વીર! હું પણ ક્ષત્રિય કન્યા છુ તમારો ધર્મ તમે બજાવો. હું અત્યારે સંપત્તિહીન છું, મારી પાસે સાતકોડી સિવાય કશું નથી ..પણ આ મુલ્યવાન મોતીની માળા તમે ઉપહાર તરીકે સ્વીકારો અને મને આ નરકાગારમાંથી છોડાવો." આ પ્રમાણે કહી સુરસુદરીએ ડોકમાંથી મોતીની માળા કાઢી અને ચોકીદાર સામે ધરી.

વૃદ્ધ ચોકીદારનુ હૃદય એક નારીની વ્યથા સાંભળીને પીગળી ગયુ હતું. તે બોલ્યો : "બેન, તમારી માળા મને ન ખપે. મારા ભાગ્યમાં હશે તો એવી ઘણી માળાઓ મળશે. પણ તમે આવી અંધારી રાતે ક્યા જશો ?"

"મારાં કર્મ મને જ્યાં દોરી જશે ત્યાં...એકવાર આ પાપ ગૃહમાંથી મારે છૂટવુ જોઇએ."

"બહુ સારુ ..આપ મારી પાછળ પાછળ ચાલો." કહી વૃધ્ધ ચોકીદાર આગળ થયો.

બને બાગની દિવાલના એક ખૂણા સુધી પહોંચ્યાં. ત્યાં એક

પત્થર પડયો હતો. તેના પર થઈને દિવાલ ઉપર ચડી શકાય તેમ હતું. ચોકીદારે કહ્યુ: "હું દિવાલ પર ચડીને તમને મારા હાથનો ટેકો આપુ છુ."

"સારુ." સુરસુંદરીના ઉત્સાહનો પાર નહોતો.

ચોકિયાતે પોતાના હાથનો ટેકો આપી સુરસુંદરીને ઉપર લઈ લીધી ત્યાર પછી બંને નીચે ઉતરી ગયાં

ચોકિયાતે પૂછ્યુ: "બેન, હવે કઈ તરફ જશો?"

"ભાઈ, ભગવાન તમારું મંગલ કરશે મને અન્ય કોઈ નગર તરફ જવાનો માર્ગ બતાવો એટલે હું ચાલી જાઈશ"

"ચાલો ત્યારે હું તમને ગામ બહાર પહોચાડી દઉ. કદાચ રસ્તામાં રાજના ચોકીદારો હેરાન કરે."

આડા અવળા રસ્તે થઈને બંને ગામ બહાર આવ્યા એક માર્ગ તરફ આગળી ચીધતાં ચોકિયાતે કહ્યું: "જુઓ બહેન, આ માર્ગે તમે તમારે ચાલ્યાં જજો. માર્ગ નિર્ભય છે...દશ ગાઉ જશો એટલે બીજા રાજ્યની હદ શરૂ થશે. ત્યાર પછી બે ત્રણ નહાના ગામડાઓ આવશે અને પછી એક મોટુ નગર આવશે."

સુરસુંદરીએ ચોકીદારને આશિર્વાદ આપ્યા, અને મધરાતના અંધકાર વચ્ચે પ્રવાસ શરૂ કર્યો.

ચોકીદાર ભીના નયને પાછો ફર્યો ગુલાબનુ સ્થાન કંટક વચ્ચે જ હોય છે. નિર્દયના સમૂહમા પણ એકાદ હૈયુ મમતાના ધબકાર કરતુ જાગતુ હોય છે.

સ્વામિના વિયોગથી દુભાયેલી, અનેક સંકટો વચ્ચે પોતાની જાતને અણુનમ રાખી રહેલી, દર્દ અને વ્યથાના બોજથી કચડાયેલી સુરસુંદરી ઉઘાડા પગે કોઈના સાથ વગર મધરાતના અંધકારમાં માનવ શૂન્ય વન વચ્ચે ચાલવા લાગી.

જીવનમાં કોઈ દિવસ ધરતી પર પગ સરખો યે જેણે મેલ્યો નથી, દુ ખ જેવા શબ્દો પણ જેના હૈયામાંથી દેશવટો ભોગવતા હતા, જેના પિતા પાસે અ ગ દેશ જેવી સમૃધ્ધિ હતી, જેના સ્વામિ પાસે અબજોની દોલત હતી, જેના જીવનમાં પવિત્રતા સિવાય કશું હતુ નહિ, તે સુરસુદરી આજે મધરાતના અ ધકારમા આસુડાં પાથરતી વનવિહાર કરી રહી છે.

શા માટે ?

ચારિત્ર્ય માટે, પ્રેમ માટે, માનવતાના રક્ષણ માટે નિર્માલ્ય અને વિકારી કલેજાઓની કસોટી હોય જ નહિ. કુદરત પોતાની સરાણ પર પોલાદ જેવા હૈયાને જ ચડાવે છે.

શિયળના સરક્ષણ ખાતર અપાર સ કટો સહન કરતી આર્ય-લલનાઓ શું વ દનીય નથી ?

ભારત વર્ષના એ મહાભાગ્ય છે કે આજ પણ આર્ય લલનાઓની કીર્તિકથાઓ ઇતિહાસના પાના પરથી નાબુદ નથી થઈ.



## પ્રકરણ ૨૯ મું ..... ..... .... ............... ..નવું સંકટ

કહેવત છે કે ગમે ત્યાં જઈએ પણ નશીબ બે ડગલાં આગળ જ હોય છે. આફત કોઈની પાછળ ખાઈપીને પડે છે, ત્યારે તે પોતાના શિકારને ક્યાય છટકવા દેતી નથી માણુસ છટકીને જાય, તો આફત તેની રાહ જોતી ઊભી હોય છે

આખી રાત સુધી ઉગ્ર વિહાર કરીને સુરસુંદરી સવારે એક નાના ગામડાને પાદર પહોંચી. પગમા થાક, હૈયે વેદના અને મસ્તકે ભય હોવા છતા પણ તેણે પોતાનો પ્રવાસ ચાલુ રાખ્યો. ગામમા જવાનો મનમા વિચાર થયો હતો, પણ રખે કોઈ આફત ઊભી થાય તો ? આ ભયથી તે આગળને આગળ ચાલવા લાગી.

ભૂખ, દુઃખ, થાક, ભય, શોક ચિંતા અને વેદના વચ્ચે વિંટળાયેલી સુરસુંદરી હૈયામાં નવકારમંત્રનું સ્મરણ કરતી અનિશ્ચિત પથે જઇ રહી હતી ઘણે દૂર જતા એક ગાડું તેની નજરે ચડયું. ગાડામા ગાડાખેડુ સિવાય કોઈ નહોતુ, તે પાચ ગાઉ છેટેના પોતાના ગામડે જઈ રહ્યો હતો ગાડું જોઇને સુરસુંદરીને પોતાનો થાક દેખાયો પણ કોઇના ગાડામા કેવી રીતે બેસી શકાય ?

મૌનભાવે તે ગાડા પાછળ ચાલવા લાગી. સુરસુંદરી પર ગાડા-ખેડુની નજર પડી તેના મનમાં થયુ દેવકન્યા જેવી રૂપવતી આ પગે ચાલીને ક્યા જતી હશે? તે બોલ્યો: "બેન, ક્યાં રહેવું?"

"ભાઈ, રહેવાનું એકેય સ્થાન નથી. અત્યારે તો દુઃખ વચ્ચે રહું છુ."

ગાડાવાળાના દિલમા દયા જન્મી. તેણે પૂછ્યુ: "ક્યાંથી આવો છો?"

"સોવનકુલ નગરથી"

"ઓહોહો, બાર ગાઉથી ચાલ્યાં આવો છો? બેન, મારા ગાડામા બેસી જાઓ.. તમે ખૂબ જ થાકી ગયા લાગો છો" કહી ગાડાખેડુએ ગાડુ ઊભુ રાખ્યુ ગાડામા બેસતા બેસતા સુરસુંદરી બોલી: "ભાઈ, ભગવાન તમારુ ભલુ કરશે"

ગાડામા વિસામો મળવાથી સુરસુંદરીનું ચિત્ત કંઈક સ્વસ્થ થયુ ગાડાવાળાએ પૂછ્યુ: "બેન, આમ ક્યાં સુધી જવું છે?"

"કોઈ મોટુ નગર આવે ત્યા સુધી."

"નગર તો અહીથી આઠ દશ ગાઉ દૂર છે"

"એતો હું ધીરે ધીરે ચાલી જઈશ."

"બેન, તો પછી આ ગરીબ ભાઈને ત્યા એકાદ રાત વિસામો લઈને જાઓ મારા ગામથી નગર છ ગાઉ છેટુ છે"

અજાણ્યા ખેડુની નિર્મળ ભાવના જોઈને સુરસુંદરીએ કહ્યુ: "સારૂ ...એમ કરીશ."

સાંજ પહેલા ગાડાવાળો પોતાના ઘેર પહોચી ગયો ગાડા ખેડુએ સુરસુંદરીને એક ઝુંપડી કાઢી આપી સુરસુંદરી ગરમ પાણીથી નાહી, ત્યાર પછી તે ખેડુના ઘરનુ પ્રીતિ ભર્યું ભોજન જમવા બેઠી.

જમીને શાંતિ મેળવ્યા પછી તે ખેડૂતના કુટુંબ સાથે વાતોમાં પડી ત્યારપછી તે ઝુંપડીમા ભાંગી તૂટી શય્યા પર સૂઈ ગઈ થાક અને સંતાપના કારણે તરત જ નિદ્રા આવી ગઈ.

પ્રાતઃકાળે ઉઠીને સુરસુંદરીએ નવકાર મંત્રનુ આરાધન કરી લીધુ. ત્યારપછી તે ખેડૂતની રજા લઈને વિદાય થઈ. ખેડૂતે બેચાર દિવસ રોકાઈ જવાનો ઘણો આગ્રહ કર્યો, પણ સુરસુંદરી ન રોકાણી

મધ્યાહ્ન સમયે સુરસુંદરીએ દૂર દૂર એક નગર જોયુ નગરના ભવ્ય રાજપ્રાસાદો દૂરથી દેખાવા માંડ્યા. સુરસુંદરીના હૃદયને કંઈક સંતોષ થયો તાપ અને થાકના લીધે તે તૃષાતુર થઇ ગઇ હતી આસપાસ કોઈ જળાશય હોય તો તપાસ કરવાનો સુરસુંદરીએ વિચાર કર્યો. ચારે તરફ નજર કરતાં થોડે દૂર કોઇ વિશાળ સરોવર હોય એવો ભાસ થયો. સુરસુંદરી સરોવર તરફ ગઇ સરોવર ઘણું વિશાળ હતુ નગરથી બે કોશ દૂર હોવાથી લોકોનો અવરજવર ઘણો ઓછો હતો

સરોવર પાસે પહોંચતા એક તરફના કિનારે આઠ દશ ઝુંપડાઓ દેખાયા. સુરસુંદરીએ માન્યુ કે આ ઝુંપડાઓ ધીવર લોકોના હશે

સરોવરની પાળે જઇ તેણે ઘડીભર વિસામો લીધો ત્યારપછી તે પાણી પીવા ઊભી થઈ જળપાન કર્યાં પછી તે પોતાના હાથપગ ધોવા સરોવરમાં ગઈ.

પાણી કંઈક મધુર લાગતાં તે જરા આગળ ગઈ.

પણ આ શુ ?

સુરસુંદરીએ કારમી ચીસ નાખી સુરસુંદરીએ ચીસ શા માટે પાડી ? શું બન્યું ?

અરે ! એતો સરોવરમા ખેંચાવા લાગી ! શુ ? પણ સુરસુંદરીને આ રીતે ખેંચે છે કોણ ? શું સરોવરમાં કોઇ ભૂત પ્રેત હશે ? કોઈ જળ દેવતા હશે ?

અરે, આતો એક જ પળમાં સુરસુંદરી જળમાં અદૃશ્ય થઈ ગઇ અને તે ઊભી હતી તે સ્થળે એક મોટા મચ્છનું પુચ્છ ઊંચુ થયુ એક ભીમકાય મચ્છ સડસડાટ આગળ વધ્યો. શું આ મચ્છ સુરસુંદરીને ગળી ગયો હશે?

પણ આ તરફડાટ શેનો થવા માંડયો? સરોવરમાં બાંધેલાં લાકડાંઓ શા માટે ડોલવા માંડયા? એતો ધીવરે સરોવરમા પાથરેલી જાળના લાકડા છે, કોઇ મચ્છ પકડાયો લાગે છે

થોડીવારે એક ભીમકાય વ્યક્તિ ઉઘાડા શરીરે આ સ્થળે આવી. તેના હાથમા એક રેશમની દોરી હતી. એની કમરે મોટી કટાર લટકતી હતી કિનારા પર કટાર મૂકીને તે સરોવરમા કૂદ્યો સરોવરમા ડોલતા લાકડા પાસે જઇ, બાંધેલી જાળ છોડીને તેણે ખેંચી પણ ખેંચાઈ નહિ તે મનથી બોલ્યો. 'આજ કોઇ મોટો શિકાર સપડાયો લાગે છે!"

વધારે બળ કરીને તેણે જાળ ખેંચી કિનારા પર લાવીને જોયું તો એક મોટો મચ્છ સપડાયો હતો; અને તરફડી રહ્યો હતો. મોટા મચ્છને જોઇને ધીવરને ખૂબ આનંદ થયો. થોડીવાર પછી મચ્છ મરી ગયો ધીરે જાળમાંથી મચ્છ બહાર કાઢી કટાર વડે તેનું પેટ ચીર્યું. પેટમા ચીરો પડતા જ ધીવર ચમકયો. મચ્છના પેટમાં કોઈ સ્ત્રી દેખાણી થોડી પળો પહેલાં અદૃશ્ય થયેલી સુરસુંદરી તો નહિ હોયને?

ધીવરે સાવચેતીથી સુરસુંદરીને જરા પણ ઇજા ન થાય તે રીતે બહાર કાઢી તે બેભાન હતી. મૃત્યુવશ નહોતી બની, જો વધારે સમય થયો હોત, તો તેનો જીવન પ્રદીપ બૂઝાઈ જાત.

ધીવર લોકોને વખતોવખત આવા અનુભવ થાય છે. આવા સમયે માનવ દેહ પર કેવા ઉપચાર કરવા જોઇએ તેનું પણ તેઓને પૂરતું જ્ઞાન હોય છે

સુરસુંદરીમાં જીવ છે એવી ખાત્રી કરીને ધીવરે આસપાસથી લાકડાઓ એકઠાં કર્યાં અને અગ્નિ પ્રગટાવ્યો. અગ્નિનો તાપ સુરસુંદરીના દેહ પર પડે એ રીતે વ્યવસ્થા કરી. ત્યારપછી તેણે પોતાના ઝુંપડાં તરફ નજર કરીને બૂમ મારી. "અલ્યા રામલા! દોડજે, દોડજે, અંબરનો દાબડો લઈને ઝટ આવજે..."

ઝુંપડીમાંથી એક છોકરો બહાર નીકળ્યો

ધીવરે ફરી કહ્યું. "અંબર લેતો આવ, અંબર!"

થોડીવાર પછી છોકરો દોડતો દોડતો અંબર લઈને આવી પહોંચ્યો. ધીવરે તરત જ ઉપચાર શરૂ કર્યો

થોડીવારમાં જ સુરસુંદરીને ચેતન આવવું શરૂ થયું. અર્ધ જાગૃતાવસ્થામાં તે બોલી. "અમર! પ્રભુ! અરિહંત!"

ધીવરની ખરબેલ ત્રાંબા જેવી આંખો આનંદથી ચમકી ઊઠી.



ધીવરનો ઉપચાર સફલ નીવડ્યો સુરસુંદરી સચેન થતાં જ બોલી ઊઠી : " ઓ પ્રભુ ! હુ ક્યા છુ ? "

ધીવરે કહ્યુ " બેન, ભગવાનની દયાથી તમે બચી ગયા છો "

પ્રચંડકાય ધીવર સામે સુરસુંદરી જોઈ રહી એના વસ્ત્રો મચ્છના મળથી બગડી ગયા હતા ધીવરે સુરસુંદરીને મચ્છના પેટમાથી કેવી રીતે કાઢી ને વાત કહી

સુરસુંદરીના દેહમા પૂર્ણ ચેતન આવ્યુ ત્યારે તે ઊભી થઈ અને ધીવર સાથે ગઈ

ઝુંપડામા પહોચ્યા પછી ધીવર પત્નીએ સુરસુંદરીને ઘી ચોળીને ખૂબ સારી રીતે નવરાવી. સુરસુંદરીના વસ્ત્રો બગડી ગયા હતા ધીવર પત્નીએ પોતાના જાડા વસ્ત્રો પહેરવા આપ્યા. સુરસુંદરીએ પોતાની સાત કોડીઓ છેડે બાધી લીધી. જે સાત કોડીથી આવી કરુણાજનક હાલત થઈ હતી, તે સાત કોડી સુરસુંદરી વિસરી નહોતી.

સુરસુંદરીએ ધીવરના ઝુંપડામા રાત વીતાવી પ્રભાતે વહેલા ઉઠી સ્નાનાદિ કરી નવકારમંત્રનુ આરાધન કર્યું ત્યાર પછી તેણે દૂધ પીધું સુરસુંદરી માસાહાર નહોતી કરતી એટલે બીજુ કશુ ન લીધુ.

ધીવરે કહ્યુ · " તમે મારી સાથે ચાલો "

" ક્યા ? ભાઈ ! "

"તમને યોગ્ય સ્થળે હુ પહોચાડી દઈશ ત્યાં તમને અનુકૂળતા આવશે"

સુરસુદરીએ કોઈ પરાધીન માફક ધીવરની વાત સ્વીકારી ધીવરના મનમાં હતુ કે આ રમણી રત્ન મહારાજાને ભેટ ધરવાથી સારુ ઈનામ મળશે

બંને નગરમાં ગયાં નગરની મધ્યમા મહારાજાનો રાજપ્રાસાદ હતો. પ્રાચીન કાળના રાજાઓ પ્રજાની વચ્ચે રહેવુ પસદ કરતા હતા.

સુરસુદરીને લઈને ધીવર રાજપ્રાસાદના દ્વારમા દાખલ થયો ત્યારે દ્વારપાળે પૂછ્યુ: "કોણ છો, ક્યા જાઓ છો?"

"મહારાજશ્રીના દર્શને જવુ છે ભાઈ, અદર કહેવરાવ કે ધનો ધીવર મળવા આવ્યો છે"

પૂર્વકાળમા રાજાઓની મુલાકાત માટે નૈવેદ્ય નહોતા કરવા પડતાં રાજા ગમે તે સમયે પોતાના પ્રજાજનને મળી શકતો હતો.

થોડીવાર પછી બીજો દરવાન આજ્ઞા મેળવીને આવી પહોચ્યો. બનેને લઈ ને તે રાજમહાલયના ઉપવન તરફ ગયો. ઉપવનમા એક વૃક્ષ નીચે મહારાજા બેઠા હતા મહારાજાને નિહાળતા જ ધીવર બોલી ઉઠયો· "ઘણી ખમ્મા મારા અન્નદાતાને ! ઘણું જીવો રત્નપુરના મહારાજા પ્રબળસેન !"

મહારાજા પ્રબળસેને ધીવર તથા સુરસુદરી પ્રત્યે પ્રેમભરી નજર કરી સુરસુદરીએ નમસ્કાર કર્યા તે સમજી હતી કે ધીવર મને રાજ-આશ્રયે મૂકી જવા લઈ આવ્યો છે.

ધીવરે નમસ્કાર કરતાં કહ્યું: "મહારાજ, આ રત્ન હું આપના ચરણમા અર્પણ કરુ છુ." કહી ધીવરે સુરસુદરીને કેવી રીતે મેળવી તે વાત કહી

મહારાજ પ્રસન્ન થયા અને પોતાની ડોકમાથી મોતીની માળા કાઢી ધીવરને આપતા બોલ્યા· "તે જે પરોપકાર કર્યો છે, તેનો

બદલો હોય જ નહિ પરંતુ તારા પરોપકારના સ્મરણ તરીકે આ માળાનો તું સ્વીકાર કર."

મોતીની માળા લઈ મહારાજને નમસ્કાર કરી ધીવર વિદાય થયો. મહારાજે સુરસુંદરી તરફ નજર કરીને પૂછ્યું : "બેન, તું ક્યાં રહે છે ?"

"મહારાજ, હું એક અભાગિની અબળા છું. રાજકુમારી હોવા છતાં આજ અસહાય બની છું મારા કર્મયોગે જ્યાં જાઉં છું ત્યાં દુઃખ ભોગવું છું"

આ પ્રમાણે કહી સુરસુંદરીએ પોતાના જીવન પર ઉછળતો સમયનો પ્રવાહ આંસુભર્યાં નયને અને દર્દભરી વાણીએ કહી સંભળાવ્યો.

દુઃખની કથા સાંભળવી સહેલી નથી સાંભળનાર વ્યક્તિને હૈયું હોય તો તે જરૂર રડી ઉઠે. રાજાના નયનો પણ ભીના થયાં. મહારાજાએ સમવેદના દર્શાવતા કહ્યું: "બેન, હવે તું ગભરાઈશ નહિ આ રાજ્ય તારું પોતાનું માનજે. મને તારો સગો ભાઈ માની સુખપૂર્વક અહીં રહેજે યોગ્ય સમયે હું તને ચંપાનગરી પહોંચાડી દઈશ"

ઘણા સમયે સુરસુંદરીને આજ સહાનુભૂતિ પ્રાપ્ત થઈ. તે રડી પડી

થોડીવાર પછી મહારાજાએ એક પરિચારિકાને બોલાવી

પરિચારિકા આવી એટલે મહારાજાએ કહ્યું : "આ બહેનને મારા દેવપૂજાના ખાસ કમરામાં લઈ જાઓ. એમના માટે સ્નાન, વસ્ત્રાલંકારો વગેરેની વ્યવસ્થા કરો અને એમની સેવામાં પાંચ દાસીઓને મૂકો આમને કોઈ પ્રકારની અગવડ ન આવવી જોઈએ."

અરિહંતનું સ્મરણ કરતી કરતી સુરસુંદરી પરિચારિકા સાથે રાજમહાલય તરફ ગઈ

શું સુરસુંદરીના દર્દનો અંત આવી જશે ? એની વ્યથા શાંત થશે કે ?

★

પ્રબળસેન મહારાજના રાજમહાલયમા સુરસુન્દરીને આશ્રય મળ્યો સુરસુન્દરીના હૃદયમા થયુ કે, હવે મારા કઠોર કર્મનો અંત આવ્યો લાગે છે એક ભલા અને માયાળુ રાજવીને ત્યા મને આશ્રય મળ્યો એ મારા પલટાતા દિવસની નિશાની છે

સંસારમા માનવી જેટલુ કલ્પે છે તેટલુ કદી બનતું નથી, છતાંય માનવ હૃદયની કલ્પનાઓ અસ્ખલિત વહેતી હોય છે શુ કલ્પનાનો પ્રવાહ અનંત નથી? સુરસુન્દરીના મનને નિરાત વળી તેના આત્માએ શાતિ નિહાળી તેની ચિત્તવૃત્તિ કલ્પના સાથે રમી રહી હતી કે, મારા દર્દનો અંત આવ્યો છે હવે હુ મારા પ્રાણાધાર અમરને–પ્રિયમતને પામી શકીશ, ચંપાનગરીમા સુખરૂપ પહોચી શકીશ, હવે મારા દિવસો સુખમા જશે, ધર્મશ્રદ્ધા અને પરમ કૃપાળુ પરમાત્મા શ્રી જિનેશ્વરદેવના પુણ્ય સ્મરણથી મારા કર્મ પરિતાપ શાંત થયા લાગે છે

સાગરમા તણાતો માનવી તરણાનો ઓથ શા માટે સ્વીકારતો હશે?

જ્યારે સુરસુન્દરી ઉપરના વિચારોથી આત્મશાંતિ માણી રહી છે, ત્યારે બાજુના એક વિશાળ ખંડમા નવી જ ચર્ચા ચાલી રહી છે.

પ્રબળસેન મહારાજની પટરાણી પોતાની એક દાસી સાથે કંઈક

ગુપ્ત વાત કરતાં હોય એવું જણાય છે. રાણીએ દાસીને પૂછ્યું “ હં , તે ધનો ધીવર મહારાજના ચરણોમાં આંસુ ઢાળી ગયો કેમ ?”

“ હા, મહાદેવી ”

“ તેનું નામ શું છે ? ”

“ સુરસુંદરી ”

રાણીએ ધીમેથી પૂછ્યું · “ એની ઉમ્મર કેટલી છે ? ”

દાસીએ કહ્યું · “ વીસેક વર્ષ થયાં હશે.”

“ હ……દેખાવડી છે કે પછી……” રાણી પ્રશ્ન પૂરો ન કરી શકી.

દાસીએ વચ્ચે જ ઉત્તર આપ્યો : “ બા એના રૂપની શી વાત કરું ? દેવલોકમાં પણ આવું રૂપ નહિ હોય ! રતનમણિ સમા તો એના નખ છે, એની આંખો તો એવી તેજોમય છે કે એના સામે એક પળવાર પણ જોઈ શકાય નહિ. વાણીની મધુરતા તો જાણે અમૃત જેવી ! શરદ્ પૂનમના ચંદ્રનું સત્વ કાઢીને જાણે વિધાતાએ તેનું ઘડતર કર્યું લાગે છે બા, એનું મોઢું તો જાણે ગુલાબની કળી જેવું છે ! એના રૂપની વાત મારાથી થઈ શકે તેમ નથી.”

દાસીને એ સમજ નહોતી કે સ્ત્રી સમક્ષ અન્ય સ્ત્રીના રૂપનું વર્ણન કરવાથી શું પરિણામ આવે છે ! કોયલાની પાંખ જેવું રૂપ લઈને વિચરતી નારી પણ બીજી સ્ત્રીનું રૂપ ભાગ્યે જ સાંખી શકે છે. રાણીના હૈયા પર સુરસુંદરીના રૂપની અવળી છાપ પડી. આમ થવું જરાયે અસ્વાભાવિક નહોતું. વખતે પટરાણીનું સિંહાસન ઉથલી પડે તો ? રાણીએ પૂછ્યું : “ તું કહેતી હતી ને કે એ બાઈ ઘણી દુઃખી છે…”

“ હા બા, મહારાજા પોતે એની વાત સાંભળીને રડી પડ્યા હતા.”

“ હં…હવે સમજાયું. એ કોઈ ભયંકર ધુતારી લાગે છે. દાસી તું સાચું કહેજે, તને શું લાગે છે ? ”

"શેમાં ?"

"તે અહીં આવી છે તેમાં."

"આપના કથનનો મર્મ મારાથી સમજી શકાયો નહિ" દાસીએ કહ્યું.

"હું તને એમ પુછું છું કે તે મારી વેરણ થવા તો નહિ આવી હોયને ? મારી શોક્ય તો નહિ થાયને ?"

"એ કેમ કહી શકાય ? મહારાજાએ તો અત્યારથી જ તેનાં માટે એક વિશાળ ખંડ કાઢી આપ્યો છે, અને પાચ દાસીઓ તેની સેવા માટે નિયુક્ત કરી દીધી છે."

"હ...કયો ખંડ કાઢી આપ્યો છે ?"

"પહેલા મહારાજ પોતે જે ખંડમાં શયન કરતા હતા તે..."

"બરાબર, હવે વાત નક્કી થઈ."

"શી વાત બા ?"

"તને યાદ નહિ હોય. એક વખત મેં મહારાજા પાસે એ ખંડની માગણી કરી હતી, ત્યારે તેઓએ મને કહ્યું હતું કે, એ ખંડ દેવ-પુજાનો છે, સ્ત્રીઓથી ત્યાં ન રહી શકાય."

"હવે કંઈક સાકળ મળી ખરી !" દાસીએ પણ રાણીના મનોભાવને ટેકો આપ્યો. દાસદાસીઓ જો પોતાના માલિકની હા એ હા ન કરે તો પછી દાસત્વનો અર્થ શું ! દાસત્વ કેટલુ નિર્માલ્ય છે તેની કલ્પના કોઈ પણ અધિકારીની ખુશામત કરવા ગુલામોને જોવાથી તત્કાળ સમજી શકાય છે.

રાણી અને દાસીની વાતચીત પૂરી થાય તે પહેલાં જ એક બીજી દાસીએ આવીને સમાચાર આપ્યાઃ "મહારાજશ્રી પધારે છે."

તરત રાણીશ્રી સ્વસ્થ થઇ ગયાં. દાસી એક તરફ વિનયમાં લિંગ્રઈને ઊભી રહી. દાર્શનિક વિનયનો બોધપાઠ શીખવો હોય તો

કોઈ પણ રાજદરબારમાં ઘૂસી જતુ. દાસદાસીઓની સંસ્થામાં એ પ્રથાનો હજી પણ લોપ નથી થયો.

મહારાજાએ ખંડમા પ્રવેશ કરતાં કહ્યું: "દેવી, આપણા આંગણે આજે એક અતિથિ આવેલ છે, તેના સત્કારનો સઘળો ભાર હું તમારા માથે મૂકુ છું. તમારે એને તમારાં બહેન માફક સાચવવાનાં છે"

મહારાજાના આ નિર્દોષ શબ્દોએ રાણીના શંકિત હૃદયમાં જૂદો જ ભાવ જન્મ્યો. હજી સુધી કોઈ મિમાંસકે શંકાની સંપૂર્ણ મિમાંસા કરી નથી, અને કોઈ ધનવંતરીએ એનું ઔષધ શોધ્યુ નથી.

રાણીએ અજાણપણે પૂછ્યુ: "અતિથિ? કોણ આવેલ છે?"

"એક સંસ્કારી રાજકન્યા છે. એના સબંધી સઘળી વાત હું તમને પછી કહીશ. અત્યારે રાજસભામાં જવાનો સમય થઈ ગયો છે." કહી ઉત્તરની અપેક્ષા રાખ્યા વગર મહારાજા ચાલ્યા ગયા.

રાણીએ દાસીને ઇશારો કરી પાછળ મોકલી. આંખની ભાષા અનેક પ્રકારની હોય છે. આંખના શબ્દોને પાંખ હોવાથી ઉડીને તરત જ સામાના હૈયામા સ્થાન લે છે.

દાસદાસીઓ આંખની ભાષાથી ટેવાયેલા હોય છે. દાસી તરત મહારાજા પાછળ ગઇ. રાણી આતુર હૃદયે દાસીના આગમનની પ્રતીક્ષા કરતી બેસી રહી.

થોડીવાર પછી દાસી પાછી આવી ગઈ. મહારાણીએ મૃદુ સ્વરે પૂછ્યુ: "કઈ તરફ ગયા હતા?"

દાસીએ ધીરેથી કહ્યું: "સુરસુંદરીવાળા ખંડમા."

"એમ? કશી વાતચીત સાભળી?"

"મહારાજાએ ખંડમાં જતાં જ કહ્યું હતુ કે, કોઈ પ્રકારનું દુઃખ ન માનશો. જે વસ્તુની જરૂર હોય તે વસ્તુ દાસીને કહીને

મંગાવજો. મારા ભવનને પરાયું માનશો નહિ એમ જ માનજો કે આ રાજ તમારું છે. આ પ્રમાણે મહારાજ બોલ્યા હતા."

"હં...પછી સુરસુંદરીએ શું કહ્યું ?"

"તે બહુ મૃદુ બોલતી હતી એટલે મારાથી બરાબર સંભળાયું નહિ; પણ તે રડી પડી હતી, અને મહારાજાએ તેની પીઠ પર વહાલથી હાથ ફેરવ્યો હતો ત્યાર પછી તેઓ રાજસભામા ચાલ્યા ગયા હતા."

"હાય ! મે આ શુ સાભળ્યું ? તું સાચું કહે છે, શું એની પીઠ પર મારા સ્વામિએ હાથ ફેરવ્યો હતો ?"

"હા.. હા...મેં સગી આંખે જોયું !"

"મારા સોગંદ ખા જોઉ..."

"તમારા સોગંદ ખા ! તમારી પાસે અસત્ય બોલવામાં મને શો લાભ ?"

"એ ધૂતારી શું બોલી હતી એ તેં ન સાંભળ્યુ ?"

"ક્ષમા કરો બા, એના ઝીણા ઝીણા બોલ મારાથી ન સંભળાયા"

"હં...હવે સમજાયું. મહારાજને મારી સાથે પૂરી વાત કરવાનો સમય નહોતો. મેં પૂછ્યુ, ત્યારે મને કહ્યું કે બધુ પછી કહીશ અને ત્યા જઈ તેની પીઠ પર હાથ ફેરવ્યો ! તેની સાથે વાતો કરી ! અહી તો રાજસભામા જવાની ઉતાવળ કરતા હતા !"

હૃદય વચ્ચે અગ્નિ પ્રગટાવવા કોઈ ઈંધણની જરૂર નથી પડતી. ત્યા તો કેવળ શંકાની એક જ ચિનગારી બસ થઈ પડે જેની આંખમાં ઈર્ષાનાં આછા આછા વિષ હોય, હૈયામા ઉંડે ઉંડે પણ ઈર્ષાના ઈંધણ હોય ત્યાં શંકાની એક જ ચિનગારી સંપૂર્ણપણે આગ ચેતાવે છે.

રાણીનુ હૃદય સળગવું શરૂ થયું. તેને એમ જ થયું કે, મારા મસ્તકે ઝળહળતો પટરાણીનો રાજમુકુટ રસ્તાની રખડનારીના માથા પર મૂકાશે. મારાં માન, મારો પ્રેમ, મારી સત્તા, મારા વ્રત બધું

એળે જશે. મારા ક્યા કર્મના પાપે તે રાંડ અહીં આવી ? હવે મારે તે બલાને કેવી રીતે દૂર કરવી ?

શકાનો મશાલો લઈને ઘૂમતા વિચારો ક્યાં જઈને સ્થિર થશે અને કેવી આગ ફેલાવશે તે કહી શકાતું નથી. રાણીના હૃદયમાં જ્વાલા ચેતી હૈયાની જ્વાળા એવી હોય છે કે ધાર્યું કાર્ય પૂર્ણ કર્યા સિવાય જંપતી નથી. મહારાણીને વિચારમાં ડૂબેલા જોઈ ચતુર દાસીએ કહ્યું "બા, આપની આજ્ઞા હોય તો એક સરસ ઉપાય બતાવું."

"તો તો મારો પાઠ માનું. તને જીવન પર્યંત યાદ કરું. એ બલાને અહીંથી દૂર કરવાનો જે ઉપાય હશે, તે આપણે કરીશું. કહો!" રાણીની બુદ્ધિએ દાસીની બુદ્ધિનો આશ્રય શોધ્યો.

દાસીએ કહ્યુઃ "જુઓ બા, સુરસુંદરી બહુ દુઃખીઆરી છે. તે આપને મળવા આવે ત્યારે આપે એની આગળ મહારાજાના જુલ્મો વર્ણવવા અને એના મન ઉપર એવી છાપ પાડવી કે તેનું શ્રેય અહીંથી ચાલ્યા જવામાં જ છે. પછી આપણે તેને છટકવાનો માર્ગ બતાવી દઈશું."

"વાહ, મારી વહાલી દાસી! તારી બુદ્ધિને ધન્ય છે. તે મારી પાસે આવે ત્યારે વાત!" મહારાણીનાં નયનો પ્રફુલ્લ બન્યાં.

દાસીને હર્ષ થયો. શા માટે ? વહાલી કહી તેથી ? બુદ્ધિ પર ધન્યવાદ આપ્યો માટે ? પરંતુ એનું દાસત્વ આથી ક્યાં ધોવાય તેમ હતું ? અને રાણીના હૈયામાં કોણ નાચી રહ્યું હતું ? હા...ઈર્ષા નાચી રહી હતી!

ઈર્ષા! ઈર્ષા!! તને તારા પ્રિય સ્વામિ પ્રત્યે પણ સદ્ભાવ નથી ? શું એક ભાઈ પોતાની બહેનની પીઠ પર હાથ ન ફેરવી શકે ? શું એક બાપ પોતાની દુઃખિની પુત્રીને વહાલથી ન પંપાળી શકે ? શું એક રાજવીના હૈયામાં વાત્સલ્ય ન હોય ? રાણી, તારા નાથને તું કઈ દૃષ્ટિએ નિહાળે છે ? રાણીની નજરે કે દાસીની નજરે ?

મધ્યાહ્ન પછી સુરસુંદરી મહારાણીને મળવા તૈયાર થઈ. મહારાજાએ મોકલેલા સાદાં વસ્ત્રો તેણે પહેરી લીધાં. સ્વામિએ આપેલી સાત કોડીઓ છેડે બાંધી હીરકવલય પહેર્યાં અને મોતીની માળા ધારણ કરી.

દાસી સાથે સુરસુંદરીએ મહારાણીના ખંડમાં પ્રવેશ કર્યો. મહારાણીએ માત્ર દાસીના મોઢેથી જ સુરસુંદરીના રૂપનું બ્યાન સાંભળ્યું હતું. પરંતુ નજરે નિહાળતાં તેને એમ જ લાગ્યું કે દાસીની વાણી હજી આ રૂપને વાસ્તવિક રીતે રજુ કરી શકી નથી દાસીએ કથેલાં વર્ણન કરતાં સો ગણું લાવણ્ય સુરસુંદરીએ પોતાના દેહમાં સંઘરી રાખ્યું હતું. પોતે તો સુરસુંદરીની મોજડીને પણ લાયક નથી! શા માટે મહારાજ આ રૂપ પ્રત્યે ન ખેંચાય? શા માટે આ રૂપને ન પંપાળે? કયો પુરુષ આ રૂપના ચરણે માથું ન નમાવે?

સુરસુંદરીએ મહારાણીને નમસ્કાર કર્યા.

મહારાણીએ પ્રતિ નમસ્કાર કરતાં ઉપરના વિચારો હૈયે સંઘરીને કહ્યું: "આવો બહેન!"

રાણીના આગ્રહથી સુરસુંદરી રાણીની બાજુમાં જ બેઠી અને વિનય ભર્યા સ્વરે બોલી: "મહાદેવી વિમળદેવીને મળતાં હું મને ભાગ્યશાળી માનું છું."

રાણી ચમકી, તેણે પૂછ્યું: "મારું નામ આપે કયાંથી જાણ્યું?"

"મહારાજશ્રીએ જ કહ્યું હતું."

"ઓહ!" રાણીએ પાછું હાસ્ય વેર્યું. પરંતુ એ હાસ્ય મોળું હતું. હાસ્યમાં ફૂલો અને કંટક બંને હોય છે. આ હાસ્ય કંટક ભર્યું હતું મહારાણીના મનમાં નક્કી થયું કે મહારાજાએ સઘળી વાત સુરસુંદરીને કહી લાગે છે.

ધીમે ધીમે બંને વચ્ચે વાતો શરૂ થઈ. સુરસુંદરીએ પોતાનો કંઈ ક ઇતિહાસ કહી સંભળાવ્યો. રાણીના દિલમાં દુઃખ તો થયું, પણ

એ દુઃખ આગળ પોતે કલ્પેલું દુઃખ અગાધ હતું. તેણે કહ્યું: "બેન, તમારા ચારિત્ર્ય પ્રેમ માટે હું તમને ધન્યવાદ આપું છું."

"આપનો આશીર્વાદ મારા શિયળનું સદાય રક્ષણ કરો .."

'પણ બહેન..." રાણીની જીભ અચકાણી.

"શું ?"

"તમને એક વાત કહું ?"

કહોને..." સુરસુંદરી કશું સમજી શકી નહિ

"તમારા શિયળ સાથે એક વાત સબંધ ધરાવતી હોવાથી મારું મન કહે છે કે મારે તમને ચેતવવા જોઈએ"

"હું આપનો ઉપકાર માનીશ"

"કહો, તમને ચારિત્ર્ય ખૂબ જ પ્રિય છે ને ?"

"ચારિત્ર્ય તો પ્રત્યેક આર્યનારીની પ્રિય સંપત્તિ છે."

"ત્યારે તમને અહીં કશો ભય નથી લાગતો ?"

"આપની છાયામાં શો ભય હોય ?"

"તમે સાવ ભોળા જ લાગો છો. મહારાજા મારા ઈશ્વર છે. છતાં ય તમારા શિયળના સંરક્ષણ ખાતર મારે કહેવું પડે છે કે તમે અહીં સહિસલામત નથી."

"એટલે શું દેવ જેવા મહારાજા..."

"હૃદય જૂદું ધરાવે છે..." રાણીના હૃદયને આ વાક્ય કહેતાં એમ પણ ન થયું કે તે પોતાના પ્રભુ પર ભયંકર આક્ષેપ કરી રહી છે...અન્યાય વર્ષાવી રહી છે. પોતાની માનવતા ગુમાવતાં શું એને જરા યે કંપ નહિ થતો હોય !

"દેવી, આપ આ શું કહો છો ?" સુરસુંદરીના સ્થિર હૃદયમાં આછો ભય ઊભો થયો.

"બેન, તમને અસત્ય કહેવામાં મારો કંઈ સ્વાર્થ ખરો ?

તમારું દુઃખ સાંભળીને મારા હૃદયમાં તમારા પ્રત્યે લાગણી ઉભરાય છે, તેથી જ મારે આજ મારી જાત તમને બતાવવી પડે છે."

સુરસુંદરીની આંખ આગળ અંધારાં છવાયાં. તે ક્ષણભર શૂન્ય રહી. ત્યાર પછી દર્દ ભર્યો સ્વરે બોલી : "બહેન, મારું અંતઃકરણ શા માટે શંકા કરતું હશે ?"

"કઈ બાબતમા ?"

"આપ કહો છો તેવા મહારાજ ન હોય"

"તમે હજી નહાનાં છો' સંસારનાં દર્શન તમે કર્યાં નથી. મહારાજના અંગત જીવનનો અનુભવ જેટલો મને હોય, તેટલો અન્યને તો ન જ હોયને ?"

"ઓહ્ ! હું આ શું સાંભળું છું ?" સુરસુંદરીનો પ્રાણ મૂંઝાવા માંડ્યો

"તમે જરા પણ ચિંતા ન કરશો તમારી ઇચ્છા હશે તો હું મહારાજથી ગુપ્ત રીતે સહાય કરી શકીશ '

"શી સહાય કરશો ?"

"તમારે તમારા ચારિત્ર્યને કલંકિત ન થવા દેવું હોય તો માર્ગ બતાવું."

"મહાદેવી, કઇ સ્ત્રીને પોતાનું ચારિત્ર્ય કલંકિત કરવું ગમે ? આપ કહો.. "

રાણીએ ગંભીર ભાવે કહ્યું "તમે આ વાત કોઇને કહેશો નહિ મહારાજ પણ ન જાણે હો !"

"બહેન, એ માટે મારા પર વિશ્વાસ રાખો"

"આજ રાતના તમે આ મહેલનો ત્યાગ કરીને ચાલ્યા જાઓ."

સુરસુંદરી રાણીનાં નયનો સામે સ્થિર નજરે જોઈ રહી.

રાણીએ કહ્યુ : "મારી વિશ્વાસુ દાસીની મદદથી આજ રાતે હું તમને ગામ બહાર મોકલાવીશ દાસી તમને માર્ગ બતાવશે."

સુરસુંદરીના મનમા પોકાર થયો, હાય નસીબ ! મને ક્યાં સુધી રઝળાવ્યા કરીશ ? સુરસુદરીના નયનો ભીના થયા.

રાણીએ સુરસુંદરીનાં આસુ સામે જોઈને કહ્યું : "બહેન, તમે ગભરાશો નહિ. આજ સુધી તમે ઘણા સંકટો સહન કર્યાં છે; તેવી જ ધીરજથી હજી પણ સહન કરી લો. તમારા દુઃખનો જરૂર અંત આવશે."

સુરસુદરીના હૈયામાથી એક સળગતો નિસાસો બહાર પડ્યો. તે બોલીઃ "બહેન હું આપનો ઉપકાર માનું છું."

યોજના નક્કી થઈ ગઈ. સુરસુદરીના શાંત થયેલા હૃદયમાં પુનઃ દર્દની વ્યથા થવા માંડી. વેદના ભર્યા હૈયે તે પોતાના કમરામાં ગઈ. તેના પગલે પગલે નિઃશ્વાસ હતા, દર્દના અંગારા હતા. આંસુભર્યા કાવ્ય હતાં.

રાણીએ સુખનો એક શ્વાસ લીધો.

ધિક્ ! રાણી ! ! તારા દેવ તુલ્ય સ્વામિની તુ આટલી અધમ કલ્પના કરે છે ? તારા પતિભક્તિના ગર્વ પર શું તારા હાથે જ કુહાડો મારે છે ? શું તારુ નૈતિક બળ આટલું જ છે ?

દાસીઓના દર્પણમા દેહનાં જ ભાન થાય, આત્માનાં નહિ. માનવી પોતાના દર્પણે જોતો હોય તો કેટલીયે માનસિક મૂંઝવણો વિલય પામે



કંગાલનાં નસિબ કંગાલ જ હોય છે. દર્દીઓના કપાળમાં વ્યથાની જ રેખાઓ અંકિત થયેલી હોય છે કચરાતાં, પીઠાતાં અને દુઃખી આત્માઓનો વિસામો કેવળ સહન કરવામાં જ સમાયો છે.

મધરાતને ઘણીવાર હતી. છતાંય રાજમહેલમાં નીરવતા છવાઈ હતી. શરાબ અને સુંદરીઓથી લપટાયેલા રાજવીનો મહેલ આખી રાત ગાજતો ગૂંજતો હોય છે...આતો એક સંસ્કારી રાજવીનો મહેલ હતો.

સુરસુંદરીના હૃદયમાં રાત્રિના જેવો જ અંધકાર ઉછળી રહ્યો હતો. ક્યાય પ્રકાશની આછી રેખા પણ નહોતી કળાતી હા...એક જ ચિનગારી ચમકતી હતી. તે પવિત્ર નવકારમંત્રનું આરાધન

ઘણી સંકટો પછી વિસામો સાંપડ્યો, ત્યાં આફતે આલબેલ પોકારી: "ઊભી થા; વિસામો લેવાનો સમય તારા ભાગ્યમા હજી નથી આવ્યો."

અત્યારે સુરસુંદરી પોતાના પ્રિયતમના વિચારો વચ્ચે દાસાના આગમનની પ્રતીક્ષા કરતી એક વિરામાસન પર બેઠી હતી. દુઃખી

આત્માઓ જગતમા જીવી રહ્યાં હોય, તો કોઈ પણ આશાના અવલંબનથી જ. છતાં ય દર્દીઓનો સહારો તો દર્દમા જ હોય છે, દર્દીઓની વાણીમાં અને વિચારમા પણ દુઃખનુ પ્રમાણુ વિશેષ હોય છે. અંતઃકરણુમાં ઉગતી સુખની આશા પણ દુઃખથી વિંટળાયેલી હોય છે

દુઃખથી વિંટળાયેલી આશા સાથે સુરસુંદરી આંસુ સારી રહી હતી. ત્યા કમરાના દ્વાર પર ત્રણ ટકોરા થયા.

એ ટકોરા શેના હતા? દર્દની ચિતામા ઝંપલાવવાનુ આહ્વાહન તો નહિ હોયને? દાસીના વેશમાં આફત આવીને ખડી હતી. સુરસુંદરીએ દ્વાર ખોલ્યું. દાસીએ હળવેથી પૂછ્યું: "કેમ બહેન, તૈયાર છોને?"

"હા...ચાલો!"

"કશું સાથે લેવાનું નથી?"

સુરસુંદરીએ દુઃખ વચ્ચે પણ હસીને કહ્યું: "જે લેવાનું હતું તે લૂટાઈ ગયું છે."

સુરસુંદરી બહાર નીકળી. આગળ દાસી અને પાછળ તે મહેલના દરવાજે બન્ને પહોચ્યાં. ત્યા ઊભેલા દરવાનને રાણીશ્રી તરફથી ક્યારનો આદેશ મળી ગયો હતો

દાસી તથા સુરસુંદરી સહીસલામત મહેલ બહાર નીકળી ગયાં. રાત્રિના અંધકાર સમા મૌન સહિત બન્ને નગર બહાર પહોચ્યા.

દાસીએ કહ્યું "બહેન, આ માર્ગેથી ચાલ્યા જજો. રસ્તો જરા વિકટ છે પણ મનુષ્યનો અવર જવર અલ્પ હોવાથી કશું વિઘ્ન નહિ આવે. મહારાણીશ્રીએ આ સુવર્ણ મુદ્રાની થેલી રસ્તામાં જરૂરી બાત પડે તે માટે આપને આપી છે." દાસીએ સુવર્ણ મુદ્રાની થેલી વાળો હાથ સુરસુંદરી તરફ લંબાવ્યો.

"બ્હેન, મહારાણીશ્રીને મારા આશિર્વાદ કહેજે. આ થેલીની મારે કશી આવશ્યકતા નથી. આ મુદ્રાઓ તુજ રાખજે. મારે આવી આફત શા માટે સાથે રાખવી જોઈએ?"

"પરંતુ આપને માર્ગમાં ઉપયોગી થઈ પડશે."

"સુરસુંદરીએ કહ્યુ: "બહેન, હુ તને હર્ષપૂર્વક ભેટ આપું છું. એક દુ:ખી બહેનની આટલી સ્મૃતિ સ્વીકારી લે"

દાસી વધુ આગ્રહ ન કરી શકી. રખે સોનામહોરો છટકી જાય તો?

સુરસુંદરીએ કહ્યુ: "મહારાણીને મારા નમસ્કાર કહેજે. મારા પ્રત્યેની તેમની લાગણી મને હંમેશ હૈયે રહેશે."

દાસીના હૃદયમા થયું, એક નિર્દોષ નારી પર અત્યાચાર થાય છે. પણ હવે કોઈ ઉપાય નથી રહ્યો

સુરસુદરી પોતાના રસ્તે પડી. દાસી રાજમહેલ તરફ વળી. રજનીના ભયંકર અધકાર વચ્ચે અદશ્ય બનેલા માર્ગ પર સુરસુંદરી ચાલવા લાગી. તેની સાથે સંતાપ, ભય અને થાક હતાં. આ સંપત્તિ શુ સહેલાઈથી છૂટી શકે તેમ હતી? ચાલતાં ચાલતાં લાખો વિચારો આવતા, કોને કહે? અપાર આંસુ ઉભરાતા, કોણ લૂંછે? કાળી ચીસ પણ નખાઈ જવાતી, કોણ સાંભળે? જીંદગીનો અંત આણવાની ઈચ્છા પણ થઈ જતી. અમરની નિષ્ઠુરતાથી હૃદયમાં અગ્નિ પણ સળગતો, કોણ બૂઝાવે? આવી અનેક કલ્પનાઓથી તેનો ગભરાટ વધવા લાગ્યો.

ભયંકર રાત, વિશ્વને ગળી જતો અધકાર અને ચારે ય દિશાએ ચચરાયેલું વન! આ બધું હોવા છતા ય માર્ગ વિકટ હતો. આથી સુરસુદરીના મનમાં મૂંઝવણ વધવા માંડી. તેના મનમા વિચાર આવ્યો,

"આવી કાળી રાતે મને નિરાધાર કરનાર માનવ હૈયાં કેટલાં કઠોર હશે?"

વેદના ભરેલા વિચારોથી મગજ અસ્થિર બન્યું ત્યારે તેણે ચાલતા ચાલતાં નવકારમંત્રનું સ્મરણ શરૂ કર્યું.

આમને આમ તે પાચ છ ગાઉ ચાલી ગઈ. રાત્રિ પણ વળવા માંડી. છતાંય અધકાર ન વળ્યો. આ અધકારમા પ્રકાશની રેખાઓ ક્યાય પણ દેખાતી હોય તો તે સુરસુદરીએ પહેરેલા હીરકવલયમાં. અંધકાર વચ્ચે વલયમાં જડેલા મુલ્યવાન વજ્રકણો તારાઓ માફક ચળકી રહ્યાં હતા. ચળકતી વસ્તુઓ કોઈ કોઈ સમય ભયનુ કારણ બની જાય છે—આફતને આમત્રણ આપે છે.

દૂર દૂર એક ઝાડીમા ચાર પાચ ધાડપાડુઓ હુક્કો પીતા બેઠા હતા. એ બધા ધાડની વાતોમા મશગુલ હતા. સુરસુદરી પોતાના ધ્યાનમા માર્ગ પર ચાલી રહી હતી. દૂર કોણ છે તે ખ્યાલ તેણે નહોતો રાખ્યો. પરતુ ધાડપાડુઓમાંથી એકની નજર માર્ગ પર ચાલી આવતી સુરસુદરી પ્રત્યે ગઈ. તેણે હીરકવલયનો ચળકાટ નિહાળ્યો. ચમકીને તે મૃદુ સ્વરે બોલ્યો : "અલ્યો, પણે સામે મારગે જુઓ તો ખરા; શુ ઝળકી રીયુ છે?"

મહામુલ્યવાન અને સૌભાગ્યનાં પ્રતિક સમા હીરકવલય ચળકતાં ખંજરો નિવડ્યા

સહુની દૃષ્ટિ માર્ગ તરફ દોડી, એકે કહ્યુ : "માળુ કોઈ માણસ આવતુ હોય એમ લાગે સે."

બીજો બોલી ઊઠ્યો : "એ પતો દીનોનાથ દયાળુ સે. આજ આપણે સાવ લુખા લખ જેવા થઈને બેઠા'તા તે ભગવાને સામે ચાલીને શિકાર મોકલ્યો."

"હવે બહુ વાતુ કરવી રેવા દીયો ને ઝટ રાબદા થઈ જાઓ..." એકે કહ્યું.

"અલ્યો, આતો કોઈ બાઈ માણુસ કળાય સે!"

"તો તો ઘરેણાં મળશે ..ઉઠો જટ ઉઠો!"

તરત પાંચે ય ધાડપાડુ ઊભા થયા અને એક વૃક્ષ આડા છૂપાયા. સુરસુંદરી નજીક આવી કે તરત તેના કાન પર મેઘ ગંભીર અવાજ અથડાયોઃ "ખબરદાર! કુણ સે?"

સુરસુંદરી ચમકી. છાતી થડકવા લાગી, ચારેય તરફ નજર દોડાવે તે પહેલા તો આ પાંચે ય પાડાઓ તેને ઘેરીને ઊભા રહ્યા. એકે પૂછ્યું, "અલી તું કુણુ સો!"

"ભાઈ, હું એક દુઃખી સ્ત્રી છું." દેહમાં કંપારી અને શબ્દોમાં વેદના હતી.

"તે આવે ટાણે કેમ નીકળી સો?"

"દુઃખની મારી .."

"માળી! બહુ સાલાક લાગેસે હોં" એક અડબંગ બોલી ઉઠયો.

"અલ્યા, એનું રૂપ તો જુઓ." બીજાએ કહ્યું.

"હાં, માળી લાગે સે તો કોક અવતાર શેકી! બોલ, બાઈ તારી પાસે શું સે?"

"ભાઈ, હું તો અનાથ છું. મારી પાસે શું હોય?" સુરસુંદરીએ કહ્યું.

"જુઠું બોલ છ? તારા હાથમાં આ શું સમકી રીયુ સે?"

"એ જોઈએ તો તમે લઇ લો" કહી સુરસુંદરીએ બંને હીરકવલય અને મોતીની માળા કાઢીને ધાડપાડુના હાથમાં મૂકયાં. ધાડપાડુએ તે વસ્તુઓ પોતાની ભેટમાં નાખી.

એક ધાડપાડુએ કહ્યું: "હવે આ બાયડીને ઉપાડો. આપણા સરદારની રાણી થાપશું."

"હા, હા, ઈ ઠીક સે સરદાર રાજીનો રેડ થઈ જશે."

તરત એક નિશાચારે હુકમ કર્યો : "એય-બાઇ, હાલ અમારી હારે..."

"ભાઈ, મને શા માટે હેરાન કરો છો ? મને મારા માર્ગે જવાદો ને...તમારે જે જોઇતું હતું તે તો મેં આપી દીધું છે."

"ઈ કાંઈ કામ ન આવે, તું તારે આમ આગળ થા." કહી એક ધાડપાડુએ તેનું કાંડું પકડયું.

સુરસુંદરીના દેહમાં ધ્રૂજારો થયો. તે હાથ છોડાવીને બોલી: "મારો હાથ પકડવાની જરૂર નથી. હું તમારી સાથે આવું છું."

સુરસુંદરીને લઇને પાચે ય ધાડપાડુઓ વનના કેડીઆળ રસ્તે વિદાય થયા. એ સમયે વનના કોઈ પ્રાણીએ ચીત્કાર કર્યો...આકાશમાંથી બે તારલાઓ ખરી પડ્યા. સુરસુંદરીના જીવન માટે એ બે ચળકતા અંજરો હતા તકદીર પર ક્રૂર હાસ્ય કરનારા એ બે તીર હતાં. આફતના હાસ્યના ચમકારા હતા.

સુરસુંદરી, તારા જીવન પર આજે સહુ હસે છે કાં ? તારા ભાગ્યને ભીસી નાખવા આજ સહુ તલસી રહ્યાં છે કાં ? સતીત્વના ગર્વને તું શા માટે નથી ફગાવી દેતી ? પવિત્રતાને શા માટે ધક્કો નથી મારતી ? તારા નવકાર આરાધનથી તને શું મળ્યુ ? ક્રૂર હૃદયની આફતે સુરસુંદરી સામે આવા પ્રશ્નો ખડા કરીને અટ્ટહાસ્ય કર્યું.

સુરસુંદરીની આત્મશક્તિ પોકારી ઉઠી : દૂર...દૂર...દૂર રહે પિશાચિની ! મારી પવિત્રતા આગળ સમગ્ર વિશ્વની સંપત્તિ ધૂળ સમાન છે, મારો પવિત્ર નવકાર આગળ તારા અનંત પ્રકોપો ધૂળ ચાટે છે...મારું ગમે તે થાય, મારા દેહની ભલે ખાખ થઇ જાય... પરંતુ નારીનો ગર્વ માથું નહિ નમાવે...મારા જીવનની સિદ્ધિ કદી પણ ચલાયમાન નહિ બને...મારું મન કોઈપણ સંયોગોમાં અભડાશે નહિ.



**ભયાનક અટવી**

પહાડો, ટેકરાઓ, ખીણો, ગુહાઓ, વૃક્ષો વગેરેથી વન ભારે વિકરાળ દેખાતુ હતું વન અતિ વિશાળ અને હિંસક પ્રાણીઓથી ભરેલું હોવાથી મનુષ્યો માટે ભારે જોખમી હતુ. આ વિકટ વનમાં સપડાયેલો મુસાફર પુણ્ય પ્રતાપે જ સહી સલામત રહી શકતો હતો.

આ અરણ્યના એક ભાગમા કેટલીક ટેકરીઓ વચ્ચે એક સુંદર મેદાન આવેલું હતુ. આ મેદાનમાં ૨૦થી ૨૫ ઝુંપડાઓ શોભી રહ્યાં હતા: બાજુમા એક નિર્મળ નદી વહેતી હતી. આસપાસ સુંદર વૃક્ષોની ઘટાઓ હતી

સૂર્યોદય થઈ ગયો હતો. નદીના નિર્મળ જળ સાથે સૂર્યકિરણો ગેલ કરી રહ્યા હતા કેટલાંક ભિલ્લ બાળકો નદીના પટ પરની રેતીમાં રમી રહ્યા હતા આઠદસ ભિલ્લ સ્ત્રીઓ નદીના તીરે જળ ભરી રહી હતી ઝુંપડાંઓ વચ્ચેના ચોકમા કેટલાક ભિલ્લો ખાટલા ઢાળીને બેઠા હતા આ બધા ભીલોમા એક અતિ બળવાન કદાવર હતો. એની આખમા ખુન્નસ અને શૌર્યનો ભાસ થતો હતો એક જુદા ખાટલા પર તે એકલો બેઠો હતો. આ કદાવર ભીલ સહુનો સરદાર હશે, તેમ કલ્પી શકાતુ હતુ. તેના હાથમા રૂપાના બે કડાં હતા. ડોકમા રૂપાની સાકળીઓ, શંખલા, કોડીઓ, ચણોઠી અને ચળકતા પત્થરોની માળા હતી. બાવડાના મધ્યભાગમા કોઈ દેવનું એક તાવીજ હતુ.

વારાફરતી સહુ હુક્કો ગડગડાવતા અને વાતોના ફડાકા મારતા

હતા. ત્યાં દૂરથી કોઈનો પગરવ સહુને સંભળાયો. ભિલ્લરાજે બૂમ મારી: "અલ્યા, કુણ આવે સે ?"

"ભેમો ને બધા આવતા હશે !" કહીને એક ભીલે દૂર નજર કરી.

ત્યા તો પાચે ધાડપાડુઓ દેખાણા. ભીલ બોલી ઉઠ્યો : "ભેમો જ આવેસે. ભેગો કોઇ શિકાર લાગેસે હો .."

"એમ ?" સહુના ચહેરા પર હર્ષ છવાયો.

"હા, હા, જુઓ કોક બાયડી કળાયસે."

"હા માળી, કોક અંદરની અપસરા રોકી લાગે સે."

ત્યા તો થોડે દૂરથી જ ભીમાએ સહુને રામરામ કર્યાં અને સહુએ રામરામ ઝીલ્યા.

બધા નજીક આવી ગયા પહાડો, પત્થરો, આડા માર્ગો અને કાટાવાળા રસ્તાઓ પર ચાલી ચાલીને સુરસુંદરીના કોમળ પગ પર છાલાં પડી ગયા હતા આખે રસ્તે તેણે આંસુ વેર્યાં હતાં, છતાં યે આંસુનો સાગર ઉણો નહોતો થયો. શું આસુ એ દુ:ખનુ ઔષધ હશે ?

ભિલ્લરાજે પૂછ્યુ: "ભેમા, આ અપસરાને ક્યાથી ઉપાડી લાવ્યો ?"

"વરડીના મારગે એકલી મધરાતના સમે હાલી આવતી તી...તે તમારે માટે લેતા આવ્યા."

સુરસુંદરી નીચી નજરે ઊભી હતી. તેને થાક ઘણો લાગ્યો હતો, પણ બેસવું કયા ? ભીમાએ મોતીની માળા તથા બંને હીરકવલય ભિલ્લરાજના હાથમા મૂકયા. ત્યાર પછી સુરસુંદરી તરફ નજર કરીને બોલ્યો "જો આ અમારા સરદાર સે ..ને તુ આજથી એની ઘરવાળી સો, ને અમારી સહુની રાણી સો."

"ભાઈ, રસ્તામાં હુ ખૂબ જ હેરાન થઇ છું...ભગવાનનો તો જરા ડર રાખો." સુરસુંદરીના શબ્દો પાછળ હૈયાનો ઉકળાટ હતો.

"ઓહો હો ..લટકો ભારે આવડતો લાગે સે...હવે આમ ઘરમા હાલ્ય .." આ પ્રમાણે બોલતો ભિલ્લરાજ ઊભો થયો અને

સુરસુંદરી તરફ આવ્યો. સુરસુંદરીના મનમાં થયું કે આ લોકો જીવતા યમદૂત જેવા છે. આ સ્થળે મૃત્યુ અથવા વિજય સિવાય કોઇ માર્ગ નથી. મન સાથે પોતાનો નિર્ણય કરીને બોલીઃ "ભાઇ, તું ત્યાં રહેજે. તું મારો ભાઈ છો ..મારા માટે મનમાં કોઈ પ્રકારનો વિચાર કરીશ નહિ."

"વાહ રે, વચાર વાળાની દીકરી નો જોઇ હોય તો?" કહી ભિલ્લરાજે તેનું કાંડુ પકડયું. સુરસુંદરીએ આ રાક્ષસના પંજામાંથી એક જ ઝટકે પોતાનો હાથ છોડાવી લઇ તેજસ્વી સ્વરે કહ્યું: "ખબરદાર! મારા અંગને સ્પર્શ કરીશ નહિ, બાયલો છે કે પુરુષ છે?"

"ઓહો, કાંઇ બળુકીની સોકરી" કહી ભિલ્લરાજે ફરીથી તેનું કાંડુ પકડયું. સઘળા ભીલો આ રસાકસી જોઇ રહ્યા હતા. સુરસુંદરીએ ભિલ્લરાજના જડબા પર બળથી એક ધોલ ધરી દીધી. તે હવે જીવન મરણના નિર્ણય પર આવી ગઇ હતી. તેનાં નયનોમાંથી ક્ષાત્ર તેજના અંગારા વરસી રહ્યા હતા. સુરસુંદરીના હાથની એક જ અડબોથ લાગતા ભિલ્લરાજ દસ કદમ દૂર ખસી ગયો. સુરસુંદરીએ ગંભીર સ્વરે કહ્યું. "મારી પાસે આવવાનું જરાયે સાહસ ન કરીશ"

નારીના હાથનો તમાચો વનવગડાના માનવીથી કેમ સહન થાય? ભિલ્લરાજ બેચાર ગાળો ભાડતો ભાડતો બોલ્યો: "રાંડ મારા જેવા બળવાન બહાદુર સામે તે હાથ ઉગામ્યો? તારા ઈ હાથના કટકા કરું તો જ હું મરદનો દિકરો! હમણા જ તને બતાવું છું ..." કહી તેણે ભીમા તરફ નજર કરતાં કહ્યું: "ભીમા, મારા ઝુંપડામાથી મારી તલવાર લઈ આવ."

ભીમો તલવાર લેવા દોડ્યો. સુરસુંદરી લાલ નેત્રે બોલી "તારામાં તાકાત હોય તેટલા જોરથી મારા દેહ પર તારી તલવાર ચલાવ."

આટલા શબ્દો કહી તેણે આંખો બંધ કરી મેઘ ગંભીર સ્વરે તેણે નવકાર મંત્રનો પ્રારંભ કર્યો.

મંત્ર શબ્દોના પરમાણુઓ સમગ્ર વિશ્વમાં જાણે વિસ્તરવા માંડ્યાં. વાયુ થંભી ગયો. દિશાઓ કંપવા માંડી. પ્રકૃતિ સ્થિર બની ગઈ. એક

નારીના હૈયાની શ્રધ્ધા, ભક્તિ અને ચારિત્ર્ય જાગૃતિ મંત્રના અક્ષરો સાથે મળીને સમગ્ર બ્રહ્માંડમાં જાણે ઘૂમવા માંડી.

ભીમો ખડ્ગ લઈને આવી પહોચ્યો. ભિલરાજે ખડ્ગ મ્યાન-મુક્ત કર્યું. સુરસુંદરી સામે નજર કરીને કોપાયમાન બનેલો ભિલ્લરાજ સુરસુંદરીનો વધ કરવા તૈયાર થયો.

સુરસુંદરી અચળ હતી. તેના વદન મંડળ પર ચારિત્ર્યનો પ્રકાશ ઝળહળી રહ્યો હતો હૈયામા રમી રહેલો મંત્ર લોકાલોકમાં ઘૂમી રહ્યો હતો. જાણે મંત્રના અક્ષરોએ સુરસુંદરી ફરતુ અદૃશ્ય કવચ ઊભું કર્યું.

ભિલ્લરાજે તલવાર વાળો હાથ ઉચો કર્યો પણ સહુના આશ્ચર્ય વચ્ચે એ હાથ ઉંચો ને ઉંચો જ રહ્યો. નીચો નમ્યો જ નહિ. ભિલ્લરાજે જોર કરવામા મણા ન રાખી. એનુ શરીર પરસેવાથી તરબોળ બની ગયુ.

સુરસુંદરીનો પ્રાણ મહા પ્રભાવિક નવકાર મંત્રના આરાધનમાં ઓતપ્રોત બની ગયો હતો. સુ-સુંદરીએ પોતાની ભાવના, સર્વશ્રદ્ધા અને સર્વશક્તિ નવકાર મંત્રમા સ્થાપી દીધી હતી.

ભિલ્લરાજના પગ ધ્રૂજવા માંડયા. તેની છાતી થડકવા માંડી. તેના નયનો ચકળ વકળ થવા માંડયાં. તેની જીભ થોથરાવા લાગી. તેની શક્તિ પામર બની ગઈ. તે હતાશ બની ગયો. તેની તલવાર કંપવા માંડી.

જોઈ રહેલા બધા ભીલો થરથરવા માંડયા. સહુના મનમાં થયું, આ કોઈ માનવ સ્ત્રી નથી પણ સાક્ષાત દેવી છે; જગતજનની મહામાયા છે હમણા આપણા પર કોપાયમાન થશે અને આપણને સહુને બાળીને ભસ્મ કરી નાખશે

સઘળા ભીલો ધ્રૂજતા ધ્રૂજતા સુરસુંદરીના ચરણકમળમાં ઢળી પડયા અને બોલ્યા : " હે દેવી, હે જોગમાયા, હે માવડી ! અમે તારાં સોકરાં છઈ અમારા પર કોપ કરીસ માં...કીરપા કર. અમારી મા

અમારા પર દયા કર! અમે તને ઓળખી શક્યા નઇ...અમારો અનો માફ કર...!"

ભિલ્લરાજનો હાથ પણ એની એ સ્થિતિમાં ઉંચો જ હતો. સૂકી વેલડી માફક તેની કાયા કંપી રહી હતી. તેનામાં એક શબ્દ બોલવાની શક્તિ નહોતી રહી. સુરસુંદરીએ આંખ ખોલી ભિલ્લરાજ તરફ નજર કરતા કહ્યું : "કોની રાહ જોઈ રહ્યો છે? તારું કાર્ય પૂરું કર..."

"મા, મારા પર દયા કરો...હું તમારી ગાવડી છું.. મોઢે ખાસડું લઉં છું; પણ માડી! અમારા ઉપર કોપ કરશો માં!"

નવકારમંત્રના પ્રભાવનું પ્રત્યક્ષ દર્શન કરીને સુરસુંદરીનો પ્રાણ પુલકિત બન્યો મનમાંને મનમા તે ભગવાન શ્રીજિનેશ્વર દેવને વારંવાર પ્રણિપાત કરવા લાગી. તેનું હૃદય અદ્‌ભૂત શાંતિ અનુભવવા લાગ્યુ.

સઘળા ભીલો વારવાર સુરસુંદરીને નમસ્કાર કરવા લાગ્યા

ભિલ્લરાજે ખડ્ગ એક તરફ ફેંકી દઈ સુરસુંદરીના ચરણમાં મસ્તક ઝુકાવ્યું.

થોડીવારમા તો સઘળા ભીલો, ભીલ બાળકો અને સ્ત્રીઓ વગેર એકઠાં થઈ ગયાં અને સુરસુંદરીના પગ આગળ આળોટવા માંડયાં. સુરસુંદરી ભારે આશ્ચર્ય સહિત ઊભી રહી ભીલલોકો સુરસુંદરીના ફરતું કુંડાળુ કરીને નાચવા લાગ્યા ત્યારપછી આદરપૂર્વક એક ઝુંપડીમાં સુરસુંદરીને સ્થાન આપ્યુ

ભિલ્લરાજે બંને હીરકવલય અને મોતીની માળા પાછી આપી દીધી. દરેક ભીલો ભક્તિભાવ પૂર્વક ફળફૂલ લાવીને સુરસુંદરીના પગમાં મૂકવા માંડ્યા.



ભીલોના આંગણે સુરસુંદરીએ આઠ દહાડા વિશ્રાન્તિ લીધી. આ આઠ દહાડામાં તેણે ભીલોના જીવનમા સસ્કાર રેડયા. કોઈપણ વટેમાર્ગુને ન લૂટવાની, દારૂ ન પીવાની, ચોરી ન કરવાની, પરાઈ સ્ત્રી પર કુદૃષ્ટિ ન કરવાની વગેરે પ્રતિજ્ઞાઓ લેવરાવી પશુપખીનો વધ કરવાથી દેવી કે કોઈ ભગવાન પ્રસન્ન નથી થતાં એ તત્ત્વ સમજાવી નિરામિષ આહાર લેવાનો બોધપાઠ આપ્યો. ભીલોને માનવતાના આ મંત્રો ખૂબ જ ગમી ગયા. તેઓ પોતાની જાતને ધન્ય માનવા લાગ્યા

નવમે દિવસે પ્રાત કાળે સુરસુંદરી કોઈને કહ્યા વગર, કોઈને સાથે લીધા વગર વનમા ચાલી ગઈ. કારણ કે ભીલ લોકો તેને દેવી તરીકે માનતા હતા. અને સહેલાઈથી જવા દે તેમ નહોતા. જ્યારે સૂર્યોદય થયો ત્યારે ભીલોએ જાણ્યુ, દેવી અદૃશ્ય થઈ ગયાં છે. સર્વ ભીલોએ આકાશ સામે દૃષ્ટિ રાખી પ્રણિપાત કર્યો. સહુનાં નયનો શોકાશ્રુથી ભીનાં થયાં.

સૂર્યોદય સમયે સુરસુંદરી ઘણે દૂર નીકળી ગઈ હતી. વિકટ વનનો માર્ગ અજાણ્યો હોવાથી તે ધોરી રસ્તો ન શોધી શકી વનમાં ભૂલી પડી.

આ મહાઅટવી સામાન્ય નહોતી. એક દિશાએ હાથીનાં ટોળાઓ નીકળે તો બીજી દિશાએ સિંહ વાઘના દળ કટક ઘૂમતાં હોય. એક તરફ હરણાઓ ફાળ ભરતા હોય, તો બીજી તરફ વરાહના ત્રાસથી વન કંપતુ હોય. કોઈ સ્થળે ભયાનક સર્પ ફુંફાડા મારતા હોય, કોઈ ઠેકાણે વનના વિચિત્ર પંખીઓ ઉડતા હોય. અનેક પ્રકારનાં વાનરો ચારે તરફ ઘૂમતા હોય અને વિકરાળ રીંછ પણ કાળા રાક્ષસ માફક વિચરતા હોય. આવી વિકટ અટવીમા સુરસુંદરીને ધોરી માર્ગ ક્યાથી મળે ? એ તો પોતાના પ્રિયતમના અને પોતાના પવિત્ર મંત્રના સ્મરણ સાથે દિશા શૂન્ય બનીને ચાલી રહી હતી. જ્યા માનવ પ્રાણીનુ એક પણ પગલુ નથી, જ્યાં માર્ગનુ ચિહ્ન નથી, જ્યા કેવળ ભયાનકતા અને મૃત્યુની ગંભીરતા જ છે ત્યા સુરસુંદરી પવિત્ર નવકાર મંત્રના સ્મરણ સાથે પોતાના ભાવિને હોડમા મૂકીને જવા લાગી.

ચાલતાં ચાલતા સૂર્યનારાયણ સાથે આવ્યા. પેટમાં ક્ષુધા–તૃષાનો અગ્નિ પ્રગટયો શુ ખાવુ ને શુ પીવુ ? આવા દિવસો તેણે સ્વપ્નમાં કે કલ્પનામાં કદી યે કલ્પ્યા નહોતા.

વિકટ માર્ગે ખાડા ટેકરાઓ પાર કરતી તે જઈ રહી હતી. રસ્તામા અનેક પ્રકારનાં વનપશુ ભેટતા, ગમે તે ઉપાયે બચીને તે આગળ ને આગળ ધપી રહી હતી. શુ આ મહા અટવીનો અંત આવશે જ નહિ ? ભૂખ કરતાં તૃષાથી તે ખૂબ જ પીડાઈ રહી હતી પ્રાણ જાણે કંઠે આવ્યો હતો. શું આવા મહાવનમા કોઈ જળાશય નહિ હોય ?

તે ખૂબ દૂર નીકળી ગઈ દૂરથી કોઈ વિશાળ સરોવર હોવાનો

ભાસ થયો તેના હૈયામાં આશાનું કિરણ પ્રગટયું. તે હર્ષભેર સરોવર તરફ દોડી પગમાં ચેતન નહોતું, પ્રાણ તૃષાથી તડફડી રહ્યો હતો, છાતી ફફડી રહી હતી, આંખે અંધારા આવતા હતા, છતા તૃષાતુર હૈયું આશાની પાંખે ઉડવા માંડયું.

સુરસુંદરી સરોવર પાસે પહોંચી સરોવર ઘણું વિશાળ હતું. જળ અતિ સ્વચ્છ હતું કિનારા પર અનેક પ્રકારનાં સુંદર વૃક્ષો હતા. કેટલાક વૃક્ષો તો જૂદી જૂદી જાતનાં ફળોથી શોભી રહ્યાં હતા.

કિનારે આવીને સુરસુંદરીએ તરત જળપાન ન કરતા ઘડિક વિસામો લીધો. ત્યારપછી હાથ મુખ ધોઈ સ્વચ્છ જળનું પાન કર્યું. થોડીવાર વિસામો લઇ કિનારા પરના વૃક્ષો પરથી થોડાક ફળો તોડીને ખાધાં. ભૂખ અને તૃષા શાંત થઇ; પરંતુ ચાલવાનો શ્રમ ઘણો લાગ્યો હતો. સંધ્યાને બહુ વાર નહોતી પંખીઓ હર્ષભર્યા હૃદયે પોત-પોતાના માળા તરફ આવી રહ્યા હતા. મંદમંદ વાયુ વિહરી રહ્યો હતો ચારે દિશાઓ અપૂર્વ શાંતિમા સમાઈ ગઈ હતી મહા અટવીની ભયાનકતા જાણે અદૃશ્ય થઇ ગઈ હતી.

સુરસુંદરીએ આ સ્થળે રાત્રિ રહેવાનો નિર્ણય કર્યો

એક વૃક્ષ નીચે જગ્યા સ્વચ્છ કરી તેણે નવકારનું આરાધન શરૂ કર્યું.

રાત્રિ શરૂ થઈ. પ્રકાશના કાવ્ય સમા તારલાઓ ઝમકવા માંડયા. સરોવરનું હળવું સંગીત, વાયુનો ગુંજાર અને વૃક્ષોની સુગંધી વાતાવરણને દિવ્ય બનાવવા લાગી

રાત્રિના પ્રથમ પહર પર્યંત મંત્ર સ્મરણ કરીને સુરસુંદરી એક પત્થરને ઓશીકે માથું રાખી સૂઈ ગઈ

થાકેલા આત્માને નિદ્રા સિવાય પરમ સુખ કોણ આપે? સુરસુંદરીના દેહ પર નિદ્રાએ પોતાની મુલાયમ ચાદર બિછાવી દીધી.

મહા અટવી વચ્ચે તે વસઘસાટ ઉંઘી ગઈ

★

## પ્રકરણ ૩૫ મું........................ભયંકર આફત ..!

ઉષારાણીનો પાલવ સરોવરના રૂપેરી જળ ઉપર પથરાઈ ગયો છે. પ્રાતઃકાળનો મૃદુ મધુર વાયુ ચારે દિશાઓમા નવુ જીવન ભરી રહ્યો છે. પખીઓ પ્રાતઃગીત ગાઈ રહ્યા છે. થાકેલી સુરસુદરી હજી પણ નિદ્રાને ખોળે સર્વ દુઃખ વિસારે પાઠીને સૂતી છે દુખમાં પીડાયેલી હોવા છતાં અત્યારે તેના વદન પર શાતિનો આભાસ દેખાઈ રહ્યો હતો. તેની સુકોમળ દેહલતા આ જનશૂન્ય સ્થળે સ્વર્ગ સોહામણી દેખાતી હતી. તેનુ ઉત્તરીય મદ મદ લહરીઓ સાથે રમી રહ્યુ હતુ. હીરકવલયનાં તેજ કિરણો ઉષા સાથે ગેલ કરી રહ્યા હતાં

આફતના હૈયે કોઈ દિવસ દયા સાભળી છે ? આફતના મનમા એવો સદ્‌ભાવ ક્યાંથી થાય કે, આ બિચારી પતિ વિયોગીની નારી અત્યારે સપૂર્ણ વિશ્રામ લઈ રહી છે તેના પર મારુ ક્રૂર હાસ્ય ન વર્ષાવુ.

નિર્દય રાજસત્તાને હૈયુ નથી હોતુ, આફતને પણ નથી હોતુ. નિર્દય રાજસત્તા પોતાની રંકપ્રજાને સુખે જંપવા ન દે તેમ આફત

પણ પોતાના શિકારને શાંતિનો શ્વાસ લેવા ન દે શું આ બંને તત્ત્વો સમાન હશે?

સુરસુંદરીને પ્રાપ્ત થયેલી વિશ્રાંતિની આ સુખદ પળો આફતથી સહન ન થઈ. એક વ્યોમવાસી મહાકાય પક્ષી એક ભેખડ માફક ગગનમાંથી આવીને સરોવર કિનારે ઉતર્યું.

આ મહાકાય પક્ષીનું નામ 'ભારંડ' પક્ષી આ પંખી આકાશમાં જ વિચરે; આકાશમા જ રહે; મોટા હાથીઓનો શિકાર કરે, હાથીને ઉપાડીને દૂર દૂર ગગનમાં ચાલ્યું જાય. આકાશમા તે એટલુ દૂર રહે છે કે માનવીની દષ્ટિ ત્યા પહોચી શકે જ નહિ. માનવ લોકનુ કોઈપણ પ્રાણી આ ભારંડરાજને ન પકડી શકે કે ન નમાવી શકે. આ પક્ષીરાજ ખૂબ જ બળવાન હોય છે

ભારંડરાજ સરોવરના કિનારેથી સરોવરમાં કૂદયુ. સારા યે સરોવરમા તેણે મસ્તી શરૂ કરી જળચર પ્રાણીઓ ત્રાસી ઉઠયા. થોડી પળોમા તો ભારંડરાજે સરોવરને ચગડોળે ચડાવી મૂકયું. ત્યારપછી તે કિનારે આવ્યુ વિશાળ પાખો ફફડાવી તેણે ચારે તરફ સર્વગ્રાહી દષ્ટિ કરી. અચાનક તેની નજર નિદ્રિત સુરસુંદરી પર પડી. ભારંડ પંખી જીવિત મનુષ્યનો શિકાર ભાગ્યે જ કરે છે. આ પંખીના મનમા થયું, કોઈ મનુષ્યનો મૃતદેહ વૃક્ષ નીચે પડયો છે.

તરત તે ઘરઘરાટ કરતુ વૃક્ષ નીચેની સુરસુંદરીના દેહને પોતાના પંજામા ફૂલ માફક ઉઠાવી ગગનમાં ઉડયુ. એની વિશાળ પાંખોના ફફડાટથી વૃક્ષો કંપી ઉઠયા.

કોઈ સુખદ સ્વપ્નમા તન્મય બનેલી સુરસુંદરી ચમકી આ શું? કોઈ વિમાન હશે કે ભયાનક રાક્ષસ? કયાં સરોવર, કયા વન, કયાં વૃક્ષ કયાં પોતે, આ બધું આખના પલકારમા શુ બની ગયુ? જોત જોતામાં તો એ ભારંડરાજ માનવીની દષ્ટિ ન પહોચી શકે તેટલે અદ્ધર પહોંચી ગયુ સુરસુંદરીને હવે સમજાયુ કે પોતે કોઈ વ્યોમવિહાર

કરતા પખીના પંજામાં સપડાયેલી છે હવે બચવાનો કોઈ ઉપાય નથી રહ્યો.

ભારંડ પખી તો દૂર દૂરના સૂર્ય લોક તરફ ઉડી રહ્યું હતુ સુરસુંદરીથી વાતાવરણ સહી શકાતું નહોતું વાયુની ગતિ અતિ મંદ બની ગઈ હતી શ્વાસ લેવામાં ભારે મૂશ્કેલી પડતી હતી ઉષ્મા એટલી બધી જણાતી હતી કે હમણા પ્રાણ નીકળી જશે.

સુરસુંદરીએ ધરતી તરફ દૃષ્ટિ કરી. કશું દેખાતુ નહોતું. ત્યારે શુ પોતે કોઈ નવી દુનિયા તરફ જઈ રહી છે? ઓહ્! આ આફત ક્યાથી આવી?

ભારંડરાજ તો તીર વેગે જઈ રહ્યુ હતું. શું આકાશને પેલે પાર એને જવુ હશે?

સુરસુંદરીથી એક કારમી ચીસ નખાઈ ગઈ. ચીસ સાંભળીને ભારંડના કાન ચમક્યા કારણ કે તે કદી યે જીવતા જાગતા માનવીનો શિકાર કરતુ નહોતુ.

સુરસુંદરીની ચીસ અને દેહના હલન ચલનથી ભારંડને ભાન થયુ કે આ કોઈ જીવતુ માનવી છે અને તે ત્યાજ્ય છે તરત જ તેણે પોતાના પંજામાથી સુરસુંદરીને છોડી દીધી

અને... ..?

આકાશમાથી કોઈ બરફનુ ચોસલુ ધરતી તરફ ધસવા માંડે તે રીતે સુરસુંદરી ગોથા ખાતી ખાતી ધરતી તરફ ધસવા માડી

શુ ભયંકર આફત સુરસુંદરીના જીવનનો અંત લાવશે? ત્યારે તે ક્યા જઈને પટકાશે? કોઈ પહાડ પર કે કોઈ સાગરમા?

જુલ્મગાર આફત પોતાનો નિર્ણય નક્કી કરે તે પહેલા જ એક વિદ્યાધર દેવ, વિમાન વાટે આ માર્ગેથી જઈ રહ્યો હતો એકાએક તેની નજર ઉંચે ગોથા ખાતી સુરસુંદરી પર પડી તે ચમક્યો.

તેણે મંત્ર શક્તિથી પોતાના વિમાનને સ્થિર કર્યું.

સુરસુંદરી તો બેભાન બની ગઈ હતી. વિદ્યાધરે મંત્રશક્તિ વડે સુરસુંદરીને આકર્ષિત કરીને પોતાના વિમાનમાં ઝીલી લીધી. સુરસુંદરી બેભાન હતી. તેનો પ્રાણ રૂંધાઈ રહ્યો હતો. દેહભાન કે આત્મભાન જેવું કશું તેનામાં નહોતું, પરંતુ અંત:કરણ વચ્ચે ઝગમગતી ચેતના હજી લુપ્ત નહોતી બની.

વિદ્યાધરે સુરસુંદરીના દેહની પરીક્ષા કરી. વિમાનમા રહેલા પાણીની એક અંજલી ભરી કંઈક મંત્રોચ્ચાર કરીને સુરસુંદરીના દેહ પર છાંટી.

વિમાન સ્થિર હતું.

પ્રકૃતિ શાંત હતી.

સુરસુંદરી નીરવ હતી. એનું શું થશે?

શું આ મહા આફતમાથી તે ખરેખર બચી જશે?



સુરસુંદરીના શરીર પર મંત્રજળની અંજલી પડતા થોડી વારે તેણે આંખો ઉઘાડી ચારે તરફ તેણે દૃષ્ટિ કરી તો પોતે એક સુવર્ણના વિમાન વચ્ચે સુતી હતી.

વિદ્યાધરે કહ્યું. "બહેન, તુ જરાયે ગભરાઈશ નહિ તારુ આયુષ્ય બળવાન લાગે છે હવે તુ સંપૂર્ણ નિર્ભય છે"

"મારુ આયુષ્ય બળવાન છે? ભાઈ, મૃત્યુ સિવાયનઃ પ્રત્યેક સ્થાન મારા માટે ભયરૂપ છે મારી આશા, મારું સુખ, મારું સર્વસ્વ હવે મૃત્યુમા જ સમાયુ છે. આપે મારા પર જે ઉપકાર કર્યો છે તે બદલ હુ આપનો હાર્દિક આભાર માનુ છુ પરંતુ મારા માટે મૃત્યુ એજ રહ્યો વિસામો છે" કહેતા કહેતા સુરસુંદરીના નયનકિનારે અશ્રુ ઉભરાઈ પડયા હવે તે પોતા પર પડતા સંકટોથી ખૂબ જ પરેશાન થઈ ગઈ હતી સહન શક્તિ પણ મર્યાદા ધરાવે છે.

વિદ્યાધરે કહ્યું "બહેન, આવુ નબળુ ન બોલીશ. મૃત્યુ

મૂલ્યવાન છે, માગ્યુ કદી મળે નહિ, એમને એમ મૃત્યુ માગવામા આત્માનુ જરાયે કલ્યાણ નથી."

"ભાઈ, આપ દેવ સમા લાગો છો. આટલી દયા દેવ હૃદયમા જ સભવે પરંતુ મારા જીવનદર્દનો અત મારા દેહના અત સાથે જ સર્જાયો છે હુ આપને વિનતિ કરુ છુ, મને અહિથી પડવા દો" સુરસુદરીએ બેઠા થવાનો પ્રયત્ન કર્યો

વિદ્યાધરે જાણ્યુ કે આ દુખી નારી જરૂર પડતુ મૂકશે તેણે નમ્રસ્વરે કહ્યુ "બહેન, આવા નિર્બળ વિચારો ન કરીશ, મે તારા દેહપરનો સર્પ [illegible] મત્રબળથી દૂર કર્યો છે શુ તને એવો કશો અનુભવ નથી થતો?"

"મારો સઘળો થાક દૂર થયો લાગે છે. મારા શરીરમા નવુ બળ આવ્યુ છે પણ મારુ દુખ દેહનુ નથી...હૃદયનુ છે. એનો અત મૃત્યુની સાથે જ હોઈ શકે"

"શુ મૃત્યુથી દુખનો અત આવશે?"

"ત્યારે.....?" સુરસુદરી ભીના નયને વિદ્યાધર સામે જોઈ રહી

"બેન, સ્વહસ્તે મૃત્યુને વરેલો કોઈપણ જીવ દુ:ખ મુક્ત થઈ શકતો જ નથી. આવતા જન્મે એ જીવને પુન. અધૂરાં રહેલા કર્મ ભોગવવા પડે છે મૃત્યુથી કોઈ કાળે સકટો દૂર થતા નથી તેથી જ જ્ઞાની પુરુષોએ સકટો સામે ધૈર્યથી ઝઝૂમી લેવાના ધર્મ દર્શાવ્યો છે. સકટોને જીત્યા વગર સુખ મેળવી શકાતુ નથી"

સુરસુદરીએ મધુર સ્વરે કહ્યું: "ભાઈ, એ બધુ હુ માનુ છુ. પણ મારુ દુખ અપાર છે. સહન કરી કરીને હુ હતાશ થઈ ગઈ છુ જીવવાની મમતા રહી નથી, જીવનમા આનદ રહ્યો નથી, હૈયામા

બળ નથી રહ્યું, મનમા કશી ઉર્મિઓ ટકી શકતી નથી . આત્મા સાવ નિર્બળ બની ગયો છે ”

“ બહેન, તુ અહી જ ભૂલે છે આત્મા કોઈ દિવસ નિર્બળ બનતો નથી, આત્મા તો અનત શક્તિનો સ્વામી છે આત્મા ફરતા કર્મના થર પુરુષાર્થથી દૂર કરીએ તો જ અનત સુખના માર્ગે જઈ શકીએ છીએ તુ જરાયે નિરાશ ન થઈશ હુ તને મારે ત્યાં આશ્રય આપીશ, તારા સકટોનુ નિવારણ કરવાનો પ્રયત્ન કરીશ મને આશ્ચર્ય એ વાતનું થાય છે કે તુ આટલે અદ્ધરથી પડી કેવી રીતે? માનવલોકનુ પ્રાણી આટલે ઉચે આવ્યુ કેવી રીતે ? ”

“ ભાઈ, હુ કોઈ અજાણ્યા વનમા સરોવરના કિનારે સૂતી હતી. ત્યા કોઈ પક્ષીએ મને ઉઠાવી આખ ઉઘાડીને મે જોયુ તો હુ પખીના પંજામા પકડાયેલી હતી અને ગગન તરફ જઈ રહી હતી. ઘણી વાર સુધી તો આશ્ચર્યમા સાવ અવશ બની ગઈ મને પહેલા તો એમ જ થયુ કે આ સ્વપ્ન હશે કે સત્ય ! પછી હુ આકાશનુ હવામાન સહી શકી નહી. મારાથી ચીસ નખાઇ ગઇ. વિશાળકાય પક્ષીરાજે તરત જ મારો ત્યાગ કર્યો મારા દેહનો અત આવે તે પહેલા જ આપે મને બચાવી લીધા.. ”

“ બહેન, તારા પુણ્ય યોગે હુ આ માર્ગેથી જઇ રહ્યો હતો, એકાએક મારી દષ્ટિ તારા પર પડી, વિમાન સ્થિર કરીને મે તને મત્રશક્તિ વડે મારા વિમાનમા ખેચી લીધી ”

“ ભાઈ, મારા પુણ્યયોગ તો પૂરા થઈ ગયા છે ”

‘ બહેન, સસારના પ્રત્યેક જીવો કઇ સુખના શિખર પર બેસી શકતા નથી દુઃખ એનો આત્માને પ્રકાશ પાનારો પ્રાણ વાયુ છે દુઃખ એ એવો ઉપકારક અગ્નિ છે, જેની જ્વાળામા આત્માને સઘળો કચરો સળગીને ખાખ થઈ જાય તુ જરાયે નિરાશ થઇશ કહે, તારુ નામ શુ ? ”

"મારુ નામ સુરસુંદરી." કહી સુરસુંદરીએ પોતાનો સઘળો ઇતિહાસ કહી સંભળાવ્યો.

આ દર્દકથા સાંભળીને વિદ્યાધરનું હૃદય પણ રડી પડ્યું. તે બોલ્યો. "બહેન, આવાં કારમા સંકટો કોઈથી સહન ન થાય. ખરેખર તમે કોઇ દિવ્ય આત્મા લાગો છો. મને વિશ્વાસ છે કે હવે તમારા સંકટોનો અંત આવ્યો લાગે છે."

"ભાઇ, આપનું આશ્વાસન મારા માટે અમૃત સમાન છે. આપનો પરિચય આપવા કૃપા કરશો?"

"જરૂર.. ઉત્તર શ્રેણિ નામનો એક રસભરપૂર પ્રદેશ છે. જ્યા દેવો અને વિદ્યાધરો જ રહી શકે છે અમારી સહાય વગર મનુષ્યો ત્યા ભાગ્યે જ જઇ શકે છે એવા ઉત્તરશ્રેણિ પ્રદેશના મહારાજા શ્રી મણિશંખ અને મહારાણી હેમચુલાદેવીનો હું એકનો એક પુત્ર છુ. મારુ નામ રત્નજટી છે મારાં પુજ્ય માતાપિતા મને ઉત્તરશ્રેણિની રાજગાદી સોપી નંદીશ્વર દ્વીપ ચાલ્યા ગયા છે અને ત્યાં જઇ તેઓએ મોક્ષમાર્ગદાયિની પરમ કલ્યાણકારી ભગવતી પ્રવ્રજ્યા ગ્રહણ કરી છે. અત્યારે તેઓ આત્મકલ્યાણ અર્થે ત્રિલોકના સ્વામી શ્રી જિનેશ્વર પ્રભુનાં પરમ કલ્યાણમય વચનોને મન, વચન અને કાયાએ કરીને આરાધી રહ્યા છે. હું મારા માતાપિતાને વંદન કરવા અને શ્રી નંદીશ્વર દ્વીપની કીર્તિ સમા બાવન જીનાલયનાં દર્શન કરવા ગયો હતો. વળતાં એક બહેનને તેડવા ગાંધર્વ લોકમા ગયો હતો. પરંતુ મારી બહેન મને ત્યાં ન મળી. હું નિરાશ હૃદયે પાછો ફર્યો પરંતુ પુણ્યયોગ માર્ગમાં તમે મને મળી ગયાં. હવે તો તમે જ મારાં બહેન છો. મારા રાજભવનમાં હુ તમારો અપૂર્વ સત્કાર કરીશ. મારી ચાર સુંદર અને પ્રેમાળ પત્નીઓ તમને જોઇને ખૂબ જ આનંદ પામશે... તમારું ભાવભર્યું સન્માન કરશે. બહેન, હવે તમે કોઇ પ્રકારનાં સંકટોની ભીતિ રાખશો નહિ મને તમારો પ્રિયબંધુ માનજો."

વિદ્યાધર રત્નજટીનાં આવા સ્નેહભર્યાં વચનો સાંભળીને સુરસુંદરીના હૃદયના દુઃખનો ભાર કંઇક હળવો થયો. તેનાં નયનમાંથી હર્ષનાં બે આંસુ આભાર સાથે ઢળી પડયાં. થોડીવાર પછી સુરસુંદરીએ પૂછ્યું: "ભાઈ નંદીશ્વર દ્વીપ અહીંથી કેટલો દૂર હશે?"

"કેમ હતું?"

"છેલ્લા કેટલાક સમયથી હુ મારાં દુઃખ વચ્ચે એવી સપડાઇ ગઇ છું કે શ્રી જિનેશ્વર પ્રભુના દર્શનનો ક્યાય લાભ મેળવી શકી નથી. જો આપ મને ત્યાં લઈ જશો તો મારા આત્માનું કલ્યાણ થશે. વીતરાગના દર્શનથી મારું મન સ્વચ્છ બનશે અને મને પૂરી હૃદયની શાંતિ મળશે."

"ભલે બહેન, તમારી ઇચ્છા એવી હોય તો હું તમને ત્યાં લઇ જઉં. શ્રી નંદીશ્વર દ્વીપનાં દર્શન કર્યા પછી આપણે ઉત્તરશ્રેણિ તરફ જઇશું." આ પ્રમાણે કહી વિદ્યાધર રત્નજટીએ વિમાનને ગતિમાન કર્યું. વિમાન તીરવેગે વિરહવા લાગ્યું.



અનંત રૂપ અને સમૃદ્ધિથી ઝળહળી રહેલા નંદીશ્વર દ્વીપ તરફ રત્નજટીનું વિમાન કેટલાય સાગર ઉપસાગર ઓળંગતું જઈ રહ્યું હતુ. સૃષ્ટિનું વિપુલ સૌન્દર્ય નિહાળવામા મસ્ત બનેલી સુરસુંદરી આ સમયે પોતાનુ માનસિક દર્દ વિસરી ગઈ હતી. વિમાનમાં બેઠે બેઠે સૃષ્ટિની અપાર શોભા અવલોકી રહી હતી.

મહાન પર્વતો, વિશાળ નદીઓ, ભયંકર વનો, ભવ્ય સરોવરો અને અંગાધ સમુદ્રો કુદરતની મીઠી રમતો સમી સુરસુંદરીને દેખાઈ રહ્યા હતા. જે પર્વતો પર ચઢવા માટે માનવને પોતાની શક્તિ પર વિશ્વાસ પણ ન રહે તેવા વિરાટ પર્વતો એક ટેકરા સમા કળાતા હતા. નદીઓ તો સર્પની આકૃતિનો નમુનો બની જતી. પૃથ્વી પરનુ સૌન્દર્ય નિહાળવામા તલ્લીન બનેલી સુરસુંદરીને વિદ્યાધર રત્નજટીએ કહ્યું: "કેમ બહેન, આનંદ આવે છે ને?"

"બહુ જ. નંદીશ્વર દ્વીપ હજી કેટલો દૂર હશે?"

રત્નજટીએ કહ્યું: "જો હું તમને બરાબર સમજાવું. તમારા

માનવલોકના જ્યારે ચારસો યોજન થાય, ત્યારે દેવલોકનો એક યોજન થાય. એવા એક લાખ દેવ યોજનનો જંબુ દ્વીપ છે. નંદીશ્વર દ્વીપ તો એથી જુદો. હજી આપણે જંબુ દ્વીપમા ભરતખંડના સિમાડા પર છીએ જંબુદ્વીપ પાર કર્યો પછી આપણે નંદીશ્વર દ્વીપ પહોચી શકીશુ."

સુરસુંદરી મૌન રહી.

રત્નજટીએ કહ્યું. "આ વિમાન આત્મ પ્રેરણાથી ઉડી રહ્યું છે આપણે જેટલા સમયમા ધારીએ તેટલા સમયમાં જઈ શકીએ. હવે હુ ગતિ વધારુ છુ.. ભરતખંડ પૂરો થયો. પૂર્વ તરફ દેખાય તે હેમકૂટ પર્વત..! એ આખો પર્વત સુવર્ણનો જ છે."

સુરસુંદરી હેમકૂટ પર્વત તરફ જોઈ રહી

અને સમુદ્રો, મહાવનો, અગમ્ય પ્રદેશો વગેરે વટાવીને રત્નજટીનુ વિમાન નંદીશ્વર દ્વીપમા પહોચી ગયુ

નંદીશ્વર દ્વીપની શોભા અપાર હતી ત્યાનુ લલિત સૌન્દર્ય, ત્યાની ભવ્ય સમૃદ્ધિ, ત્યાના પ્રદેશોની રમણીયતા, ત્યા વસતા દેવોનાં વિશાળ ભવનોની કલા વગેરે માનવીની કલ્પનામા પણ ન વસી શકે. અને ત્યાના બાવન જિનાલયની રચના તો અનોખી હતી. આ દેવ પ્રતિષ્ઠિત મંદિરના દર્શન માત્રથી જીવનમા આત્મકલ્યાણની પ્રબળ જ્યોત જાગે મૂલ્યવાન રત્નો અને મણિઓના જડતરથી શોભી રહેલાં જિનાલયો સૂર્યની પ્રતિભાને પણ ઝાખી પાડી રહ્યા હતા તેમાં પ શ્રી જિનેશ્વર પ્રભુની શાત અને ભવ્ય પ્રતિમા જોઈને એમજ થતુ કે વિશ્વની શાંતિ, વિશ્વનુ રૂપ અને વિશ્વની કલા આ પ્રતિમામા જ કેન્દ્રિત કરેલ હશે

આવા ત્રિભોવન તારક અરિહંતના દર્શન કરીને સુરસુંદરીનુ હૃદય શ્રધ્ધા, ભક્તિ અને સંતોષથી ડોલી ઉઠ્યું. પ્રભુનાં નિર્મળ ચરણો

સમક્ષ તેણે હર્ષનાં આંસુ વેર્યાં. મનુષ્યના ભાગ્યમાં આ દિન ક્વચિત જ આવતો જ નથી. પોતે કેટલી ભાગ્યશાલિની છે કે શ્રી વિતરાગના દર્શન થયાં.

દર્શનાદિ કાર્ય પૂર્ણ કરીને સુરસુંદરી રત્નજટી સાથે વિમાનમાં બેઠી. રત્નજટીએ નંદીશ્વર દ્વીપના એક અન્ય પ્રદેશમાં વિમાન ઉતાર્યું.

એક અતિથિગૃહમા બંનેએ રાત વિતાવી. સવારે એક ભવ્ય જિન મંદિરના દર્શન પૂજન કરી બંને બહાર નીકળ્યા. ત્યા તેમને સમાચાર પ્રાપ્ત થયાં કે એક મુનિરાજ વિહાર કરતા કરતા અહીં પધાર્યા છે. બંને મુનિને વાંદવા ગયા.

મુનિશ્રી એક વાટિકામાં બેઠા હતા. બંનેએ ત્યાં જઈ વિધિપૂર્વક નમસ્કાર કર્યા. મુનિશ્રીએ ધર્મલાભ આપી કહ્યું. "બહેન વિશ્વમાં સતીત્વનો મહિમા ઘણો મહાન છે. જે નારી સતીત્વને જાળવી ધર્મમા સ્થિર રહે છે તે અવશ્ય ભગવાન જિનેશ્વરના કલ્યાણમય માર્ગને ધારી શકે છે સતીત્વ, શિયળ, ધર્મશ્રદ્ધા અને ત્યાગ એ સ્ત્રી-જાતિનુ ભૂષણ છે."

"મુનિરાજ, હુ એક પ્રશ્ન પૂછી શકું છું?" સુરસુંદરીએ વિનય-પૂર્વક કહ્યું.

મુનિશ્રીએ શાંત ભાવે કહ્યું: "પૂછો બહેન."

"દયાળુ, મારા પર આટઆટલાં સંકટો પડવા છતાં, શું મને મારા સ્વામિનો મેળાપ નહિ થાય?"

મુનિશ્રીએ નિર્મળ હાસ્ય વેરતાં કહ્યું: "બહેન, તારા પૂર્વ કર્મના દોષ હવે પૂરા થાય છે. મહામંત્ર શ્રી નવકારના આરાધન પ્રત્યેની તારી અચળ શ્રદ્ધાએ તારાં જીવનનો મળ દૂર કર્યો છે. થોડા જ સમયમાં તારા સામે સુખનો માર્ગ ખુલ્લો થશે. તારો સ્વામી તને 'બેનાતટ' નામના નગરમાં મળશે. તું ધૈર્ય રાખજે...અશુભ કર્મો

પૂરા થયાં છે. શુભ કર્મનો ઉદય શરૂ થયો છે. સંસારીઓ જેને સુખ માને છે તે સુખ કરતાં ય અનંત સુખ તારી આંખ સામે જાગૃત થશે શ્રી અરિહંત પ્રભુનું સ્મરણ ગુમાવીશ નહિ એ તારકને નિરંતર યાદ કરજે. જે પવિત્ર સ્મરણના પ્રભાવે તુ દુઃખનો દરિયો તરી શકી છે. તે પવિત્ર સ્મરણનો આશ્રય કાયમ રાખીશ તો સુખનો સાગર પણ તરી શકીશ અને જ્યાં સુખદુઃખ, જન્મમરણ, પાપપુણ્ય વગેરે કશું નથી એવા મહાસુખના ધામમાં તું જઈ શકીશ. પ્રભુના ત્યાગ માર્ગને કદી ભૂલીશ નહિ."

મુનિમહારાજની નિર્મળ વાણી સાંભળીને સુરસુંદરીના હૃદયમાં ઉત્સાહ પ્રગટ્યો; પરમ ઉલ્લાસ જન્મ્યો.

મુનિશ્રીને પુન. વદના કરી, રત્નજટી અને સુરસુંદરી વિમાન વાટે ઉત્તરશ્રેણિ તરફ વિદાય થયાં.



## પ્રકરણ ૩૮ મુ ........................ .....ઉત્તરશ્રેણિમાં

ભારત વર્ષના અતિ પ્રાચીન ઈતિહાસમાં ઉત્તરશ્રેણિ નામનો પ્રદેશ ઘણુ મહત્ત્વનું સ્થાન લે છે. જંબુદ્વીપમાં આવેલો આ પ્રદેશ દેવો, વિદ્યાધરો, ગાંધર્વો અને કિન્નરોથી ગૌરવવંત બનેલો છે. વિદ્યાધરોએ ઉત્તરશ્રેણિના આગણે એક ભવ્ય શારદાવન બનાવ્યું છે. સુંદર નદીઓ, હીમથી આચ્છાદિત રહેતા મનોહર પહાડો, રસ, રૂપ અને સૌરભથી લચી પડતા વન-ઉપવનો, શાંત અને ભવ્ય નગરો વગેરેથી ઉત્તરશ્રેણિનો પ્રદેશ ખૂબ જ નયન-મોહક બનેલો છે.

દેવો માટે આ પર્યટનનુ સ્થાન મનાય છે, કારણ કે આ પ્રદેશમા પ્રકૃતિની અનંત કૃપા છે આ પ્રદેશમા કોઈ ને દુઃખ નથી, સર્વ સુખી છે.

વિદ્યાધરોએ ઉત્તરશ્રેણિમા એક ભવ્ય શારદા મંદિર બનાવ્યું છે. આ મંદિરની રચના નિહાળવા માટે દેવતાઓને અહી આવવુ પડે છે. કારણ કે સર્વ વિદ્યાધરો શારદાના પૂજારી છે અને પૂજારીએ મંદિરની રચના ઘણી ભવ્ય કરી છે.

વિદ્યાધરોમાંનો મોટો ભાગ સમકિતી હોવાથી ઠેર ઠેર ભવ્ય જિન પ્રાસાદો સ્થાપવામાં આવ્યા છે. પ્રત્યેક જિન પ્રાસાદની રચના પાછળ વિદ્યાધરોએ પોતાની સર્વ કલા અને ભક્તિનો ઉપયોગ કર્યો છે.

ઉત્તરશ્રેણિના રાજપ્રાસાદમા રત્નજટીની ચારે ય પ્રિય રાણીઓ સ્વામીના આગમનની પ્રતીક્ષા છેલ્લા બે દિવસથી કરી રહેલ છે. એક જ દહાડામા આવવાનુ કહીને ગયેલા સ્વામીને આજ ત્રીજો દિવસ કેમ થયો હશે? માર્ગમા કઈ વિઘ્ન તો નહિ નડયું હોય ને? આવા પ્રશ્નો ચારે ય રાણીઓના મનમા જાગી રહ્યા હતા. દેવ હો કે માનવ હો પણ નારીના હૈયામા પતિ પ્રેમનો પ્રદીપ તો અમર જ રહેવાનો!

દિવસના બીજા પ્રહરનો સમય છે ચારેય રાણીઓ વિશ્રાંતિ ભવનમા પતિના આગમનની રાહ જોતી બેઠેલ છે ચારેયના મનમા કઈ ઉદાસીનતા છવાઈ હોય તેમ લાગ્યા કરે છે. દાસ દાસીઓએ રાણીઓને રીઝવવા માટે સંગીતની યોજના કરી હતી, પરતુ ચારે ય રાણીઓ એથી વધારે વિરક્ત બની હતી.

ચારે રાણીઓ વિચારમાં બેઠી હતી ત્યાં એક પરિચારિકાએ પ્રવેશ કરી નમસ્કાર કરતાં કહ્યું: "મહારાણીશ્રીનો જય હો! મહારાજશ્રી હમણા જ પધાર્યા છે. એમની સાથે કોઈ રૂપવતી સ્ત્રી છે"

"શુ મહારાજ આવી ગયા? ચાલો આપણે તેમનુ સ્વાગત કરવા જઈએ" પટ્ટરાણી બોલી ઊઠી.

"નહિ પ્રિયે, સ્વાગતની કશી આવશ્યક્તા નથી. હુ જ સેવામા હાજર થઉ છુ." આ પ્રમાણે કહેતા કહેતાં રત્નજટી વિશ્રાંતિ ભવનમા આવ્યો. રત્નજટીના વદન પર તરતના ખિલેલા રક્તકમળ જેવો આનદ હતો.

"આર્યપુત્ર, માત્ર એક જ દિવસમાં પાછા ફરવાનું વચન આપીને આપે અમને ત્રણ ત્રણ દિવસનો વિયોગ આપ્યો એ શું યોગ્ય કર્યું છે?" એક રાણીએ કહ્યું.

"તમે જ્યારે સઘળી વાત સાંભળશો, ત્યારે એમ જ કહેશો કે જે કંઈ થયું છે તે ઉચિત જ થયું છે." રત્નજટીનુ વાક્ય પૂરુ થયું અને સુરસુંદરી ખંડમાં દાખલ થઈ. તેણે સર્વને નમસ્કાર કર્યા. રાણીઓએ પણ પ્રતિ નમસ્કાર કરી આવકાર આપ્યો.

રત્નજટીએ કહ્યું: "દેવી, આ મારી ધર્મ ભગિની છે તમે સહુ એમની સેવાના તત્પર રહેજો. સુરસુંદરી બહેન તમારી સમક્ષ સઘળી વાત કહેશે. હુ રાજસત્તામા જઈને થોડી જ વારમાં આવી પહોચીશ." ત્યાર પછી રત્નજટીએ સુરસુંદરી સામે જોઈને કહ્યું: "બહેન, મારી પ્રિય પત્નીઓ સમક્ષ તમે સંકોચ વગર રહેજો."

રત્નજટી રાજસભામાં ચાલ્યો ગયો.

સુરસુંદરીએ પોતાની સઘળી વીતક કથા ચારે ય રાણીઓને કહી સંભળાવી, સ્વર્ગીય સુખ અને વિલાસમાં રહેતી રાણીઓ સુરસુંદરીની દર્દકથા સાભળીને અવાક્ થઈ ગઈ. એક રાણીએ કહ્યું: "બહેન, સંકટો સહવામા માનવજાતિ મહાન છે. તમે જે દુઃખ ભોગવ્યું છે, તે દુઃખની કલ્પના પણ અમારા પ્રાણને વલોવી નાખે છે"

બીજી રાણીએ કહ્યું "આવું દુઃખ સહન કરવું એ સામાન્ય વાત નથી."

થોડીવારના પરિચયમાં સુરસુંદરી પ્રત્યે ચારે ય રાણીઓની મમતા વધી પડી. પાંચે ય સમાન વયની હોવાથી સહજ ભાવે મૈત્રી થઈ ગઈ. પછી તો હાસ્ય આનંદની વાતો થવા લાગી.

એક સાંજે સહુ શ્રી જિન મંદિરે દર્શનાર્થે ગયાં. ઉત્તરશ્રેણિનુ પ્રખ્યાત શારદામંદિર પણ સુરસુંદરીને દેખાડ્યું. આ બધાં દેવરચિત

દસ્યો. જોઈને સુરસુંદરીનું માનસિક દુઃખ કંઈક શાંત થયું. જાણે તેના જીવનમાં નવો આનંદ પ્રગટ્યો ! નવું ચેતન જન્મ્યું ! નવો યુગ શરૂ થયો !

શ્રી જિનમંદિર, શ્રી શારદામંદિર વગેરે નિહાળીને ચારે ય રાણીઓ તથા સુરસુંદરી શાગ્દાવનમાં ગયાં. એ સામાન્ય વન નહોતું, પરંતુ પ્રકૃતિનો ભવ્ય ખજાનો હતો નંદનવન સમી જ એક રચના હતી. ભાતભાતનાં વિવિધ ફૂલોની સૌરભ ચારે દિશાઓને પ્રફુલ્લ બનાવી રહી હતી. વનની વચ્ચે એક નહાનું સરોવર બાંધવામાં આવ્યું હતું. એ સરોવરની પાળ પર પાંચે ય બહેનપણીઓએ બેઠક લીધી.

એક રાણીએ આછા હાસ્ય સહ કહ્યું. "બહેન, આ સ્થળે તમે જરાય ભય ન રાખશો. અહીંથી તમને કોઈ ભારંડ પંખી નહિ ઉઠાવી જાય."

"અને જો આવા વખતે કોઈ ભારંડ આવીને ઉઠાવી જાય તો બહેનને સીધા અમરકુમારનાં ચરણો આગળ જ મૂકી દે." બીજી રાણીએ વિનોદ શરુ કર્યો.

"એ તો ઠીક...પણ બહેનના સંકટો જ્યારે અમરકુમાર સાંભળશે ત્યારે...?" ત્રીજી રાણીએ નવો જ પ્રશ્ન વહેતો મૂક્યો.

ચોથી રાણીએ હાસ્ય પાથરતાં કહ્યું: "એ સમયે બહેનના આંસુ અમરકુમાર લૂછતા હશે અને અમરકુમારના આંસુ બહેન લૂછતા હશે."

કોઈ કોઈ સમયે પરિહાસ બહુ મીઠો લાગે છે. સુરસુંદરીના હૃદયમાં એ પરિહાસ એક ચિત્ર જેવો વસ્યો. છતાં ય તેણે વાતનો પ્રવાહ અન્ય દિશાએ વાળવા એક સુવર્ણરંગી પંખી તરફ દૃષ્ટિ કરતાં કહ્યું: "અરે બહેન, આવા સુવર્ણરંગી પંખીને શું કહેતા હશે?"

"ઓહ, કેટલું મનોહર છે?"

"જોયું, બહેન કેટલાં ચતુર છે ! આપણી પરિહાસ ભરી મીઠી

વાતો ગમે છે છતાં નથી ગમતી એવું બતાવવા કેવી યુક્તિ રચી ? જુઓ બહેન, એ પંખીનું નામ અમરકુમાર પાડ્યું છે પોતાની પ્રિયતમાથી વિખૂટું પડીને અહીં ચાલ્યું આવ્યું છે...બિચારૂં વિરહ-વ્યથામાં ઝૂરી રહ્યું છે...પણ પ્રિયતમા મળતી નથી .." રાણીએ વિનોદને ચગાવ્યો.

"ત્યારે તો એ પંખીની પત્નીનું નામ પણ કંઈક મને મળતું જ હશે!" સુરસુંદરીએ હસીને કહ્યું

મળતું નહિ પણ તમારા નામે જ નામ છે. હવે તો એ બિચારા પખીનાં કર્મ કંઈક દયા કરે તો જ સુખી થાય. વિયોગની વેદના આપણે ક્યાંથી સમજી શકીએ ? બિચારા પંખી પાસે વાણી પણ નથી રહી...નહિ તો સર્વ સ્થળે પોતાની પ્રિયાના નામનો પોકાર જરૂર કર્યા કરત" એક રાણીએ કૃત્રિમ ગાંભીર્યથી કહ્યું

"હુ ધારૂં છું કે અમારા કર્મોની સાથે જ એ પખીનાં કર્મોની સાંકળ જોડાઈ હશે એટલે મને જે દિવસે અમરકુમાર મળશે, તે દિવસે પખીને સુરસુદરી મળશે" સુરસુંદરીએ આ વિનોદ ઝીલી લીધો.

"હવે તમારા મનમાં સત્ય સમજાયું" કહી બધી રાણીઓ હસી પડી.

આ વિનોદ અપૂર્વ હતો ઘણા સમયથી હાસ્ય વિહોણી બનેલી સુરસુદરી આજ સારી રીતે હસી. હાસ્ય એ તો વ્યથાનુ ઔષધ છે.

સુરસુદરીના ગુલાબી વદન પર ચળકેલી મધુર રેખાઓ જોઈ ને એક રાણીએ તેના ગાલ પર ટાપલી મારતા કહ્યુ : " ચાલો બહેન, નહિ તો આ લાવણ્ય જોઈને બિચારુ સરોવર પાગલ બની જશે."

સહુ ઉઠયાં અને રાજપ્રાસાદ તરફ ગયા.

❦

મસ્તીનું માધુર્ય તો તે જ માણી શકે, જેને હૈયે સ્નેહનાં ઘેન વસ્યા હોય ! સ્નેહનાં રસઘેન સંસારની હસ્તી ભૂલાવે અને જીવન વ્યવહાર પરની શ્રદ્ધાને પણ ડગાવે.. તેમ સંગીતમાં ઘેન પણ જીવનમા અમૃત સિંચે સંગીત એ આત્માનુ દિવ્ય સ્ફુરણુ છે. સંગીતકાર જ્યારે રસધૂનમા મસ્ત હોય, સંગીતકારનો આત્મા રાગ અને લયના સ્વરૂપમા ચગતો હોય, ત્યારે સાંભળનારના પ્રાણ–મન પર પરવશતા આવી પડે છે એ પરવશતા મીઠી છે. જંજીર હોવા છતા યે મૂક્તિની મોજ છે.

આવો સુખદ સુવર્ણયુગ ભારત વર્ષે જેવો ભોગવ્યો છે, તેવો વિશ્વના કોઈપણ પ્રદેશે નથી ભોગવ્યો ભારતીય સંગીત દેવદુર્લભ ગણાતુ, ભારતીય સંગીતકારો દેવને પણ પોતાની સ્વર સાધના વડે બાંધી શકતા

પ્રભાતનો સમય છે.

રાજપ્રાસાદના સુંદર ઉપવનમા એક પ્રાકૃતિક ઝરણ પાસે વીણા લઈને સુરસુંદરી બેઠી છે સુરસુંદરી સંગીત કલાના ખૂબ જ પ્રવીણ

હતી. છેલ્લા કેટલાક સમયથી આપત્તિ વચ્ચે સપડાયેલ હોવાથી સંગીતનો રસાસ્વાદ લેવાનો અવસર પ્રાપ્ત થઈ શકયો નહોતો. હૈયું જ્યારે દુઃખભારથી હળવુ હોય ત્યારે જ સંગીત સ્ફુરેને ?

ઝરણાના કિનારે બેસીને વીણાવાદન સાથે તે ગાઈ રહી હતીઃ—

"છે પ્રેમનો પંથ કરાલ મહા,
તલવારની ધાર પરે જાવું;
ઉરમા ઉછળે અતિ આસુ છતા,
મુખ હાસ્ય ધરી સંગીત ગાવુ."

અમર અને સુરસુંદરીનો પ્રેમ આવો જ હતો. તે આજ સંકટ રૂપી તલવાર પર ચાલી રહી હતી. સુરસુંદરીની હૃદય ભાવના સંગીત દ્વારા રેલાઈ રહી હતી, અને એ સુર રાજમહેલની અટારી સુધી અથડાવા લાગ્યા.

અટારીએ એક વ્યક્તિ ઊભી હતી. તેના મનોમંદિરમાં આ સુર અથડાયો. તેણે આતુર નયને આસપાસ દૃષ્ટિ કરી. એ દૃષ્ટિ સુરસુંદરીના વદન પર સ્થિર થઈ. રાજકુમારી સુરસુંદરી તો પોતાની વેદના સંગીત દ્વારા વ્યક્ત કરી રહી હતી—

"એ પથ પરે જાનાર બધા,
સુખ શાંતિ સદાની ગુમાવે છે;
ને ઉરમા પ્રેમની જ્યોત રચી,
રસ જીવન-રંગ દીપાવે છે."

સુખશાંતિનો એકાદ નિ:શ્વાસ પણ સુરસુંદરી પામી શકતી નહોતી. છતાય તેનો પ્રેમ જીવનરંગને ઓપ આપી રહ્યો હતો. એ ઓપ વીણાના સ્વદર્શનમા વણાઈ જતો. આસપાસનાં વૃક્ષો પર પ્રભાત ગાન ગાતાં પંખીઓ પણ સ્થિર થયા. સુરસુંદરીનો દર્દભર્યો અવાજ આગળ વધ્યો :—

"એ પ્રેમીના નયને—વદને,
ઉર નીર ઉમંગે ઉછળે છે;
ને પ્રેમની મધુરી આગમહીં,
હસતા હૃદયે એ પ્રજળે છે."

સુરસુંદરીનું હૃદય એ મધુરી આગમાં જલી રહ્યું હતું. હૈયાની વાણી આગળ વધી:—

"ઉર પ્રેમને ખાતર પ્રેમીજનો,
બલિદાન જીવનનું આપે છે;
એ પ્રેમીરૂપી તલવાર તળે,
નિજ મસ્તક હર્ષથી કાપે છે."

સુરસુંદરીના જીવનમાં બીજું શું હતું ? પતિ પ્રત્યેના વિશુદ્ધ પ્રેમ ખાતર તે પોતાના જીવનનું બલિદાન આપવામાં જરાયે કચાશ રાખે તેમ નહોતી. વીણાની અને હૈયાની ધૂન આગળ વધી:—

"એ પ્રેમીસુનો નિજ સ્વાર્થ તણો,
એ યજ્ઞ મહીં ભડકો કરતા;
ને ઉરની ધગતી આગ મહીં,
હસતા, કૂદતા, પડતા, મરતા."

વીણાના તાર પણ એ આગમાં કૂદી પડવા ધ્રૂજી રહ્યા હતા. દૂર અટારીએ ઊભેલું એક હૃદય પણ કંપી રહ્યું હતું. સુરસુંદરી તો પોતાની ધૂનમાં ગાવા લાગી:—

"જગ બંધન દૂર કરી સઘળા,
સંસાર સડેલો કાપે છે;
વ્યવહાર બધા પગથી કચરી,
ઉર પ્રેમનાં બંધન સ્થાપે છે."

સુરસુંદરીએ તો જીવનનાં અને જગતના બંધનો ક્યારના તોડ્યાં

હતી. એ તો કેવળ અમર અને જીવનમંત્રને જ પોકારી રહી હતી. બીજા કોઈ વ્યવહારો તેને રૂચતા જ નહિ, કેવળ પ્રેમ બંધનમાં જ તે બધાયેલી હતી. દૂર ઊભેલું એક મૃગ પણ સ્થિર બન્યું હતું. સુરસુંદરીનો સૂર રેલાયો :—

"શુદ્ધ સ્નેહને ખાતર સ્નેહી બધા,
અર્પણ નિજનું સઘળું કરતા;
ને આત્મભોગની તરણીથી,
શુદ્ધ પ્રેમનો સાગર તે તરતા"

સુરસુંદરી પોતાના આત્મભોગની તરણીથી જ પ્રેમનો સાગર તરવા મથતી હતી...તેણે વારંવાર આ કડી ગાઈ. અટારીએ ઊભેલી વ્યક્તિના પ્રાણમા સંગીત અને સ્નેહના ઘેન ઉભરાયા. તે વ્યક્તિ વિશ્વને ભૂલી ગઈ—પોતાની જાતને પણ ભૂલી ગઈ.

સુરસુંદરીનો વિશ્વ વિમોહન રાગ સમગ્ર ઉપવનને ડોલાવી રહ્યો હતો.



## પ્રકરણ ૪૦ મું........ ............... .. .. ...દેવનો વિકાર

સૌન્દર્ય પૂજ્ય છે એના ચરણે તો ઉરભાવનાના ફૂલ શોભે. છતાયે સૌન્દર્યની સાકાર પ્રતિમાને નિહાળી કેટલાયે હૃદય પોતાના ઉરમંડાણમા વિકાર સંઘરી રહ્યા હશે. માણસ જ્યારે સૌન્દર્યનો પૂજારી મટી લૂટારો બને છે, ત્યારે ભક્તિ અને શ્રદ્ધાના સ્થળે કંદર્પ આવીને વસે છે સૌમ્યતા ઓસરે છે અને જીવનમા અતૃપ્તિની ચીનગારીઓ ઉછળે છે

અટારીએ જે વ્યક્તિ સુરસુંદરીના સંગીતનું રસપાન કરી રહી હતી, તે અન્ય કોઇ નહિ પણ ઉત્તરશ્રેણિનો યુવાન અધિપતિ વિદ્યાધર રત્નજટી હતો સંગીન અને સૌન્દર્ય પર તેની દૃષ્ટિ એકતાર થતા તેના હૃદયમા તોફાન જાગ્યું. તે પોતાની રાગ ચાર સુંદર જીવન સહચરીઓને પળ માટે સાવ વિસરી ગયો હૃદય પટ પર ભક્તિ અને વિકારની ગેનર ૧૪ શરૂ થઈ. કંદર્પનું સૈન્ય સફળતા મેળવવા લાગ્યુ. ભક્તિ અને ફરજના પ્યાદાઓ ઘેરાવા માંડ્યાં. રત્નજટીની હૃદયતંત્રી ઝણઝણી ઉઠી. તેના હૃદય–મન પર કંદર્પની સત્તાનો

નશે ચડવા માંડયો તેના મનમાં થયું, આવું દેવદુર્લભ માનવ-રૂપ આંગણે આવ્યુ છે તો શા માટે જતુ કરવુ ?

આ વિચારની સામે બીજો વિચાર પણ અથડાવા માંડયો, પણ પરિબળ કંદર્પનુ હતું. કંદર્પના પ્રવાહમાં તે તણાવા લાગ્યો. તેની દેવી શક્તિ કચરાવા-માંડી વિદ્યાવંત તરીકેનો ગર્વ ઘવાયેલા સર્પ માફક ધરતી પર પછડાવા લાગ્યો

અટારીએથી તે નીચે આવ્યો ધીરે ધીરે તે સુરસુંદરી બેઠી હતી તેની સામે એક લતા મંડપમા આવ્યો અહીથી સુરસુંદરીનું અપ્રતિમ રૂપ-લાવણ્ય બરાબર નિહાળી શકાતું હતુ તે આતુર-વ્યાકુળ નયને નિહાળવા લાગ્યો.

સુરસુંદરીએ એક બીજુ ગીત શરૂ કર્યું. એ ગીતમા કોઈ ઘવાયેલા પ્રાણનો પોકાર હતો. રત્નજટીનુ દેવહૃદય દુર્બળ બનવા માડયું...તે પરવશ બન્યો. પરંતુ હજી ધર્મ અને વિકારની શેતરંજ પૂરી નહોતી થઈ અચાનક હૃદયમા કંદર્પના તોફાન સામે બળવો ઉઠયો : " હુ કોણુ ? એક વિદ્યાધર, સુરસુંદરી તો મારી ધર્મ ભગિની છે...એ નિરાધાર નારીને મે આશ્રય આપ્યો છે. અને મારા હૈયામા આવા પૈશાચિક વિચારો ? રત્નજટી ! રત્નજટી !! શુ વિદ્યાનો ગર્વ અને દેવત્વની મગરૂબી આટલી જ છે ? શુ માનવી આગળ દેવ બિચારો રાંક છે ? ઓહ, તારી આંખો સળગીને ખાખ શા માટે નથી થઈ જતી ? ચાર ચાર યૌવનવતી રમણીઓનો તુ સ્વામી છે, દૈવી સંપત્તિનો એકાકી અધીશ્વર છે; ઉત્તરશ્રેણિ સમા મહારાજ્યનો પાલનહાર છે, અને તારા પ્રાણ વચ્ચે આવા દુષ્ટ વિચારો પ્રગટે ..? તારા આ પાપથી વિશ્વ સમક્ષ દેવનાં કોઈ સન્માન નહિ રહે; જગત દેવનાં પૂતળાઓ પર લાત મારશે...તારી ડૂબી રહેલી દેવશક્તિને બચાવી લે...તું જૈન છે.. વિજેતા છે ત્યાગ અને સંયમની બે પાંખો તને વારસામાં પ્રાપ્ત-થઈ છે. તારા માતાપિતા ભગવાન શ્રી જિનેશ્વર

દેવના માર્ગે વિચરી રહ્યાં છે અને તુ આટલો પામર બને છે? તારા દેવ હૃદયને અભડાવીશ નહિ ..તારી શોભા તારા દેવત્વને બચાવી લેવામા છે! એક વાર તારુ દેવત્વ રઝળી પડશે, તો અનંત ભવ સુધી તારો કોઈ આરો નહિ આવે! રત્નજટી ! રત્નજટી !! સુરસુંદરી પોતાની માનવતાને પ્રાણુ કરતા ય અધિક સાચવી શકી છે, તો શુ તારું દેવત્વ આટલું ક્ષણભંગુર છે કે એક માનવરૂપ આગળ ભાગીને ભૂક્કો થઈ જાય! તારી શોભા, તારુ ગૌરવ, તારી વિદ્યા, તારુ દેવત્વ અને તારી સમૃદ્ધિ રસાતલમા જાય તે પહેલાં વિચારી લે"

કંદર્પના દાવાનળ પર વિવેક બુદ્ધિએ પાણી છાંટયુ અણનમ રહેવા મથતો વિકાર પરાજય પામ્યો રત્નજટીના હૈયામા પોતે સેવેલા પાપ બદલ પશ્ચાતાપ શરુ થયો તે ગભરાયો રત્નજટી વિદ્યાવંત હતો, ગુણવાન હતો યુવાન હતો અને ધર્મપ્રેમી હતો તેણે હૈયાના પ્રલય મચાવતા કાળને વિચારોના બળથી પરાજીત કર્યો

નિર્દોષ સુરસુંદરીને કલ્પના પણ ક્યાથી આવે કે એક ભા અત્યારે હૈયામા અધર્મ અને અન્યાય સામે યુદ્ધ ખેલી રહ્યો છે! તે તો વીણાવાદનમા મસ્ત બની ગઈ હતી

ઘણીવાર સુધી રત્નજટી આને આ વિચારો વચ્ચે ઊભો રહ્યો. આખરે મનમા પ્રગટેલી લાલસા પર સંપૂર્ણ વિજય પ્રાપ્ત કરવા તે સુરસુંદરી પાસે ગયો અને નમસ્કાર કરી કરુણ સ્વરે બોલ્યોઃ "બહેન, મને ક્ષમા આપ!"

સુરસુંદરી ચમકી! રત્નજટીના સ્વરમા આટલી વેદના શા માટે? ક્ષમા યાચવાનુ કારણ શુ હશે? વીણા એક તરફ મૂકતા તે બોલી: "કા ભાઈ, શુ બન્યુ છે?"

"બહેન, મારા હૃદયમા તારા પ્રત્યે ભયંકર અન્યાય થઈ ગયો છે. તારા ચરણો સમક્ષ હુ દોષપાત્ર બન્યો છુ."

' આપ દોષપાત્ર...મારા પ્રત્યે અન્યાય? ભાઈ, હુ કશુ માની શકતી નથી, આપ મને લજ્જિત ન કરો!"

"બહેન, હું ખરૂ કહુ છુ તમારૂં રૂપ અને સંગીત. મારા દુર્બળ હૈયામા ન પચી શકયુ. મારા પ્રાણમાં તમારા રૂપની પિપાસા જાગી. હુ મારો ધર્મ ભૂલી ગયો બહેન, મને ક્ષમા કર.. ક્ષમા કર! મારા હૈયામા ક્ષણભર માટે જાગેલી મલિન પિપાસાને તારી ક્ષમા વડે પવિત્ર બનાવી દે. ..."

સુરસુંદરી રત્નજટીના પવિત્ર ચહેરા સામે જોઈ હસતાં હસતાં બોલી "મારી ક્ષમા કરતા તમને થયેલો પશ્ચાતાપ ઘણો બળવાન છે કંદર્પ જેવા કાળને તમે તમારા મનોબળ વડે જીતી શક્યા તે ઓછી વાત નથી તમારૂ હૃદય સ્ફટિક જેવુ પવિત્ર બની ગયુ હવે તમારા નિર્મળ મનને કોઈ દિવસ આવી લાલસાઓ છછેડશે નહિ. તમે તમારી પ્રતિષ્ઠાને બરાબર સાચવી લીધી છે"

"છતાં પણ તારે ક્ષમાનુ દાન આપવુ જ પડશે" રત્નજટીએ સ્થિર સ્વરે કહ્યું.

"એમ કરવાથી તમને આત્મસંતોષ થતો હોય, તો એક વાર નહિ પણ સો વાર ક્ષમા આપુ છુ"

હર્ષ પ્રફુલ્લ બનીને રત્નજટી બોલ્યો "બહેન, તુ મનુષ્ય હોવા છતા દેવ કરતા યે મહાન છે. તારુ શીલ ત્રિભુવનમાં વંદનીય ગણાશે લોકો તારા આદર્શને હંમેશા યાદ કરતા રહેશે. બહેન, હું તને ફરીવાર નમસ્કાર કરૂ છુ" કહી રત્નજટીએ માથુ ઝુકાવ્યું.

સુરસુંદરીએ તેનો હાથ પકડી લેતા કહ્યું "ભાઈ મને શરમાવો નહિ નમન કરવાનો ધર્મ મારો છે"

થોડીવાર પછી બંને વાતો કરતા કરતા મહાલયમા ગયા.

આજની ઘટના રત્નજટીએ પોતાની ચારે ય પત્નીઓ સમક્ષ કહી સંભળાવી.

સ્વામિના પ્રાણની નિર્મળ ભાવના પ્રત્યે ચારેય નારીઓનાં હૃદયમા હર્ષ પ્રગટ્યો.

સુરસુંદરી પ્રત્યે સહુના હૃદયમા પૂજ્યભાવ ઉત્પન્ન થયો

☆

ઉત્તરશ્રેણિના સૌમ્ય વાતાવરણમાં સુરસુંદરીના દિવસો આનંદ પૂર્વક વીતી રહ્યા હતા.

એક દિવસ વિશ્રાન્તિગૃહમાં રત્નજટીની ચારે ય રાણીઓ સુરસુંદરી સાથે વાર્તાલાપ કરી રહી હતી જેમ જેમ વાતો થતી જતી તેમ તેમ નવી વાતોના પ્રસંગ ઊભા થતા જતા સ્નેહીઓની વાતો અણખૂટ ધારા જેવી હોય છે.

વાતોના પ્રસંગમાં મંત્ર બળનો પ્રસંગ આવ્યો ત્યારે સુરસુંદરીએ કહ્યું : "બહેન, તમે તો વિદ્યાધર રહ્યા, તમારી પાસે તો વિદ્યાનો ભંડાર હોય પરંતુ અમારા માનવલોકમાં ય એક એવો ચમત્કાર હજી વિદ્યમાન છે."

"મંત્રનો ચમત્કાર ?"

"હા ....."

"એ કયો મંત્ર છે ?" એક રાણીએ પૂછ્યું.

"એ છે સર્વ વિજયી મહામંત્ર ? જેના પ્રભાવથી અનંત

ભવસાગર તરી શકાય છે, અચળ સંપત્તિ ભોગવી શકાય છે, સર્વ પ્રકારના સંકટો દૂર કરી શકાય છે અને શાશ્વત સુખ પ્રાપ્ત કરી શકાય છે" સુરસુંદરીએ કહ્યું

"એ અજેય મંત્રનું નામ?" બીજી રાણીએ પ્રશ્ન કર્યો.

"નવકાર મંત્ર!" સુરસુંદરીએ કહ્યું.

"સાચું. અમે પણ એ મંત્રને જીવનનો મહામંત્ર માનીયે છીએ હ, પણ બહેન; તમે અમારા અતિથિ બન્યાં અને અહીંથી કોઈ વિદ્યા ન શીખો એ તો ખોટું કહેવાય"

'એ બાબતમાં મારો ક્યાં વિરોધ હતો! તમે શિખવો ત્યારે જ મારાથી પ્રાપ્ત કરી શકાય ને?" મૃદુ મધુર હાસ્ય સહિત સુરસુંદરીએ કહ્યું.

"તો પછી તમારા ભાઈને કહોને, તેઓ જરૂર શિખવશે." પટ્ટરાણીએ કહ્યું

"હું કહું એ કરતા તમે કહો તે વધારે ઉચિત ગણાય. બહેન કરતાં પત્નીનું મહત્વ વિશેષ હોય છે. હૃદય-સિંહાસનની રાજરાણી પત્ની જ હોય છે ને?" સુરસુંદરી વિનોદ ખાતર બોલી.

"તમારા ભાઈ તમારી વાત પહેલા સ્વીકારશે"

"કારણ?" સુરસુંદરીએ ત્રાસી નજરે રાણી સામે જોયું.

"એ 'કારણ'નો ઈતિહાસ તમારા ભાઈએ એમને સમજાવ્યો નથી." કહી એક રાણી હસી પડી.

આ હાસ્યમા સહુએ સાથ આપ્યો બરાબર આ સમયે રત્નજટીએ ખંડમા પ્રવેશ કર્યો. સહુને હસતા જોઈ તે બોલ્યો : "તમારા હાસ્યનું પાત્ર હું તો નથી ને?"

"એમ હોય તો અસંભવિત નથી" એક રાણીએ નયનો રમાડતા કહ્યું.

"સ્ત્રીઓ આગળ પુરુષ હાસ્યનું જ પાત્ર બને છે..." કહી રત્નજટી એક આસન પર બેઠો

"ના ભાઈ, એવું કશુ નહોતુ. અમે સહુ સ્વાભાવિક હસતાં હતાં." સુરસુંદરીએ કહ્યું.

બીજી રાણીએ સુરસુંદરી સામે જોઇને કહ્યુ : "હમણાં જે વાત થઇ તે તો કહો..."

"તમારા અધિકાર પર હુ શા માટે તરાપ મારુ ?" સુરસુંદરીએ હસીને કહ્યુ

"શી વાત છે ?" તમારી આ ગૂઢ ભાષા મારાથી સમજાતી નથી. શું કહેવાનુ છે ?" રત્નજટીએ સર્વ સામે દૃષ્ટિ ફેરવતાં પૂછ્યુ.

"એવી કોઈ ખાસ વાત નથી તમારા બહેનને મંત્રવિદ્યા શીખવાની હોંશ થઇ છે." રાણીએ કહ્યુ

"ના ભાઈ, એમ નથી મને તો આ કશી કલ્પના જ નહોતી ચારે ભાભીઓએ મળીને આ હોંશ પ્રગટાવી છે" સુરસુંદરીએ જણાવ્યુ

"વાત બહુ સારી છે. અને યોગ્ય અવસરે નીકળી છે, આવતી કાલે શારદા મંદિરમા શારદોત્સવ છે તે સમયે ઘણા વિદ્યાધરો એકઠા થશે અને અધ્યયન કરશે. હું બહેનને આવતીકાલે પાચ વિદ્યાઓ અર્પણ કરીશ" રત્નજટીએ કહ્યું

સહુના મનમા હર્ષ થયો. સહુ આ સંબધી વાતોમાં ગૂંથાયાં.

બીજે દિવસે ઉત્તરશ્રેણિના વિદ્યાધરોનો ભવ્ય શારદોત્સવ શરૂ

થયો રત્નજટીના પ્રમુખપણા નીચે હજારો વિદ્યાધરો અને વિદ્યાધરીઓ શારદામંદિરમાં ગયા દેવલોકમાંથી ઘણા દેવદેવીઓ આ ઉત્સવમાં ભાગ લેવા આવ્યા અનેક પ્રકારનાં સુગંધિત પુષ્પો વડે મંદિર શણુ-ગારવામાં આવ્યુ મંદિરના પ્રાંગણમા રત્નોના ચોક પૂરવામાં આવ્યા કિન્નરો અને ગાંધર્વોએ નૃત્ય—ગીત શરૂ કર્યાં. રત્નજટી અને અન્ય વિદ્યાધરોએ વિદ્યાઓનુ અધ્યયન શરૂ કર્યું.

રત્નજટીની ચાર રાણીઓં સાથે સુરસુંદરી પણ આ ઉત્સવમાં આવી હતી મંત્રોચ્ચારના મંગળધ્વનિથી વાતાવરણ પુનિત બની ગયુ હતુ.

અધ્યયન પૂરુ થયા પછી રત્નજટીએ સુરસુંદરીને બોલાવી કહ્યુ: "બહેન, આજના મંગળ દિવસે હું તને પાંચ મંત્રવિદ્યા અર્પણ કરુ છું. એકનુ નામ છે 'રૂપપરાવર્તિની,' આ વિદ્યાના બળથી તું ઇચ્છા મુજબ રૂપ ધારણ કરી શકીશ. બીજી વિદ્યાનું નામ છે 'દોષહર્તિની,' આ વિદ્યાના પ્રભાવથી સર્વ પ્રકારના દોષનો વિનાશ કરી શકાશે. ત્રીજી મંત્રવિદ્યાનું નામ છે 'અદૃષ્ટિકરણ,' આ વિદ્યાના ઉપયોગથી તુ જ્યારે ઇચ્છીશ ત્યારે અદૃશ્ય થઇ શકીશ. ચોથી વિદ્યાનુ નામ છે 'કષ્ટ સંરક્ષણ,' આ વિદ્યાના પ્રતાપથી ગમે તેવાં સંકટોમાં તુ તારી જાતનો બચાવ કરી શકીશ અને પાચમી વિદ્યાનુ નામ છે 'પરવિદ્યા-છેદિની,' આ વિદ્યાનુ સામર્થ્ય ઘણુ છે, કોઈ પણ માંત્રિક તારા સામે પોતાની વિદ્યાનો ઉપયોગ કરવા પ્રયત્ન કરે ત્યારે આ વિદ્યાના પ્રભાવથી તેની વિદ્યાનો છેદ કરી શકાશે. આ પાંચ વિદ્યાઓ ભગવતી શારદાની સાક્ષીએ હું તને અર્પણ કરુ છુ."

સર્વ વિદ્યાધરોએ રત્નજટીનો જયનાદ કર્યો.

ઉપરોક્ત પાંચેય વિદ્યાઓ ગ્રહણ કરીને સુરસુંદરીએ ભગવતી સરસ્વતીની સૌમ્ય પ્રતિમાનું પૂજન કર્યું.

ત્યાર પછી રત્નજટીના કહેવા પ્રમાણે સુરસુંદરીએ પાંચેય મંત્રોની સાધના શરૂ કરી. વિદ્યાધરો અને દેવોના આશિર્વાદથી પાંચ વિદ્યાઓ સુરસુંદરીને સાધ્ય થઈ ગઈ

સંધ્યા સમયે સહુ રાજભવનમાં આવ્યા ત્યારે રત્નજટીની રાણીઓએ સુરસુંદરીને ' દેવીપંખો ' બનાવવાની વિદ્યા અર્પણ કરી. આ દેવીપંખો કોઈ પણ કાળે કરમાય નહિ અને આ પંખાના વાયુ વડે સર્વ રોગ દૂર થાય. સુરસુંદરીએ હર્ષપૂર્વક આ વિદ્યા સ્વીકારી.

સુરસુંદરીને ઉપરોક્ત પાંચે વિદ્યાઓ સાધ્ય થઈ ગઈ રત્નજટીના કહેલા વિધિ પ્રમાણે એકવીસ દિવસ પર્યંત સુરસુંદરીએ શારદામંદિરમાં આ પાંચેય વિદ્યાઓનું અધ્યયન શરૂ કર્યું



સ્ત્રી પોતાના પ્રિયતમને સ્વપ્નમાં પણ ભૂલી શકતી નથી, સંપૂર્ણ સુખ વચ્ચે વસવા છતાં સ્ત્રીના પ્રાણમાં સ્વામિની સ્મૃતિ હરપળે આવ્યા કરે છે. સ્વામિ વિયોગિની સ્ત્રીને એ બધાં સુખો કંટક સમા જ લાગે છે રત્નજટીને ત્યાં દૈવી સુખ વચ્ચે વસવા છતાં સુરસુંદરી પોતાના પ્રાણાધિકને પળ માટે ય ભૂલી શકતી નહોતી.

મંત્રસાધના પૂર્ણ થઈ ગયા પછી એક દિવસ સુરસુંદરીએ રત્નજટીને વિનંતિ કરીઃ "ભાઈ, હવે મને હર્ષપૂર્વક વિદાયદાન આપો."

"બહેન, મારા ઘેર તને કોઈ પ્રકારનું દુઃખ તો નથી ને? હું તારો ભાઈ છું, મારું જે કંઈ છે તે તારું જ છે. તું જરાયે ભેદ ભાવ ન રાખીશ અહીં આનંદપૂર્વક રહે"

"મને તમારા આશ્રયે કોઈ પ્રકારનું દુઃખ નથી તમારા પ્રતાપે તો મને અલભ્ય લાભ મળ્યો છે પણ મારો ધર્મ છે કે મારે મારા સ્વામિને મેળવવાનો પ્રયત્ન કરવો જોઈએ. તમારે ત્યાં કોઈ પ્રકારની ખોટ નથી, પણ પતિ વગરના સુખ સ્ત્રીને શોભે ખરાં?"

"બહેન, તારી ઈચ્છા વચ્ચે મારાથી અંતરાય ન નાખી શકાય. તું તારો ધર્મ બજાવે એમાં તો મારી સહાય હોય. કહે, તારે ક્યારે જવું છે?"

"આપને અનુકૂળ હોય તે દિવસે."

"ચંપાનગરીમાં જવું છે ને?"

"ના, નદીશ્વર દ્વીપમા મુનિ મહારાજાએ કહેલું ભવિષ્ય ભૂલી ગયા? બેનાતટ નગરીમા જ મને અમરકુમાર મળશે"

"બરાબર...ચાર છ દિવસમાં હુ તને બેનાતટે મૂકી જઈશ."

"બહુ સારુ..."

"બ્હેન, તારા ગયા પછી અમારો આનદ કરમાઈ જશે. તારી ભાભીઓને તારા વગર એક પળ પણ નહિ ગમે" રત્નજટીના શબ્દોમા દર્દ હતુ ..પ્રેમ હતો.

"હુ એ સમજું છું. અહિથી જતાં મને પણ દુખ થશે, પરતુ આ સિવાય મારા માટે બીજો કોઈ ઉપાય નથી. તમારી કરુણા, તમારી લાગણી અને તમારી મમતા હુ કદી પણ નહિ ભૂલી શકુ. તમારો પરિચય મારા જીવનમા ચિર–સ્મૃતિ સમો રહેશે."

"બહેન, અમને તારો વિયોગ સદાયે સાલ્યા કરવાનો. હું ખરું કહું છુ, તારા વગરનુ આ રાજભવન અમને સાવ સૂનુ લાગશે. તારી ભાભીઓ તો તને સંભારી સભારીને આંસુ સારશે."

સુરસુદરી કશો ઉત્તર ન આપી શકી. નીચી નજરે મૌન ભાવે ઊભી રહી. રત્નજટીએ કહ્યુ: "આ બધું સહન કરીને પણ હું તને જરૂર બેચાર દિવસમાં વિદાય દાન આપીશ"

સુરસુદરીના નયનો સજળ થયા. તે બોલી: "ભાઈ, તમારી વિશુદ્ધ લાગણી હું જન્મભર નહિ ભૂલું"

સુરસુદરી અને રત્નજટી આ પ્રમાણે વાતો કરી રહ્યાં હતાં ત્યાં રત્નજટીની એક રાણી આ ખંડમા આવી. પત્નીને જોઈને રત્નજટી બોલ્યો: "દેવી, બહેન તો બેચાર દિવસમા વિદાય લે છે."

"ક્યા જવા માટે?"

"બેનાપુર નગરમાં."

"એમ કંઈ જવાતું હશે.–હું બહેનને બરાબર સમજાવીશ." કહી રાણી એક આસન પર બેઠી.

સુરસુંદરી સામે જોઈને રત્નજટી બોલ્યો : " બહેન હું તો તને વિદાય આપી ચૂક્યો છુ. તારી ભાભીઓને સમજાવવાનો ભાર તારા માથે છે."

રત્નજટી ચાલ્યો ગયો.

રાણીએ સુરસુંદરીની પીઠ પર વહાલથી હાથ ફેરવતાં કહ્યું: " તમે જાઓ પછી અમારી શી સ્થિતિ ? અમારે શું આંસુ પાડ્યા કરવા ? જો આમ થવાનુ હોત તો અમે તમારી સાથે આટલો પરિચય ન કરત."

" ભાભી, તમે તો સ્ત્રી છો. સ્ત્રીના પ્રાણમાં સ્વામિ વગરનો અંધકાર કેવો હોય તે તમે સમજી શકો છો ..હુ આ બાબતમાં તમને વધારે શું કહુ ? " સુરસુંદરીએ રાણી સામે વેદનાભરી દૃષ્ટિ સ્થાપી.

" મારે તમારુ તત્ત્વજ્ઞાન નથી સાંભળવુ સાચી વાત એક જ છે કે તમારાથી જઈ શકાશે નહિ " રાણીએ સુરસુંદરીનો હાથ પકડ્યો.

" મારા ભાઈ બહાર ગયા હોય ત્યારે તમારા પ્રાણમા કેવો ઉત્પાત મચે છે ? પતિનો વિરહ કેટલો વેદનાભર્યો હોય છે, તે હુ તમને કેવી રીતે સમજાવી શકુ ? "

રાણી મૌન રહી

સુરસુંદરીએ કહ્યુ : " ભાભી, અમારો વિયોગ દીર્ઘકાળનો થયો છે તે ક્યા ને હુ ક્યા? હૈયુ ક્યાં સુધી ધૈર્ય રાખી શકે? મારી અંતર વ્યથા તમારાથી ક્યા અજાણી છે? સ્ત્રીના હૃદયનુ દર્દ સ્ત્રી જ સમજી શકે છે તમારે તો મને શુભાશિષ આપીને વહેલી વિદાય કરવી જોઈએ."

રાણી કશુ ન બોલી

સુરસુંદરીએ કહ્યુ : " સંસારમા કઠણ અને દુષ્ટ બંધન કોઈ પણ હોય તો તે માત્ર સ્નેહનુ જ બંધન છે ! એ સ્નેહથી મારું

હૃદય પણ ચીરાઈ જાય છે. પણ માગ માટે બીજો કોઈ માર્ગ રહ્યો નથી. ”

રાણી પ્રેમથી સુરસુંદરીને ભેટી પડી. તેના નયનો સજલ બન્યા અંતે સુરસુંદરીને જવાનું નક્કી થયું.

પાચ દિવસ પછી.

પ્રસ્થાનના દિવસે શ્રી જિનમંદિરે અને શ્રી શારદા મંદિરે દર્શન કરીને સુરસુંદરી તૈયાર થઇ ગઇ. રત્નજટીએ પોતા તરફથી એક રત્નમાળા ભેટ આપી સુરસુંદરી આ પ્રેમોપહાર પાછો ન ઠેલી શકી. રત્નજટીની ચારેય રાણીઓએ પણ જૂદા જૂદા અલંકારો ભેટ આપ્યા.

વિમાન તૈયાર હતુ આસુભરી આખે સુરસુંદરી વિમાનમા બેઠી. ચારે ય રાણીઓનાં હૃદય ગળગળા થઈ ગયા. આંસુના આવરણથી કોઈ કશું બોલી શક્યુ નહિ સુરસુંદરીએ ગળગળા સ્વરે કહ્યું “ આ ગરીબ બહેનને ભૂલશો નહિ ..તમારા સહુનું સ્મરણ મારા પ્રાણમા જડાયેલુ જ રહેશે. ”

રત્નજટી વિમાનમા બેઠો. આત્મપ્રેરણાથી ચાલતુ વિમાન ગતિમાન બન્યુ. દૃષ્ટિ મર્યાદાથી વિમાન દૂર થયું, ત્યાં સુધી રત્નજટીની ચારે ય રાણીઓ સ્થિર નજરે નિહાળતી ઊભી રહી.

બેનાપુરના પાદરમા પહોચતાં મધ્યાહ્ન થઈ ગયો વિમાન નીચે ઉતારીને રત્નજટીએ કહ્યું. “ જો બહેન, સામે જે નગર દેખાય છે, તે બેનાપુર. નગરમા પ્રવેશ કરતા પહેલા તું એક કાર્ય અહીં જ કરી લેજે...રૂપપરાવર્તિની વિદ્યા વડે પુરુષ વેષ ધારણ કરીને તું ગામમા જજે...જેથી તું નિર્ભય રહી શકીશ ”

“ તમે આ ઠીક યાદ કર્યું. ” કહી સુરસુંદરી વિમાનમાથી બહાર નીકળી. એક વૃક્ષ પાછળ જઈ તેણે રૂપપરાવર્તિની વિદ્યાનુ આરાધન કર્યું. થોડીવારમા તે વીસ વર્ષના નવયુવક સમી બની ગઇ.

વિમાન પાસે આવી હસતા હસતા તે બોલી: "ભાઈ, બરાબર છે ને! કહો, મારું નામ શું રાખું?"

સુરસુંદરી સામે સ્થિર નજરે જોઈને રત્નજટી હસતાં હસતાં બોલ્યો: "વાહ, તું તો કોઈ રસિક નવજવાન લાગે છે. હં.. તારું નામ.. બરાબર છે...'વિમળયશ' રાખ. તારો યશ અતિ વિમળ અને પવિત્ર છે; એટલે આ નામ ઉચિત ગણાશે."

"એ તો મારા હાથે જ મારી પ્રસંશા કરી ગણાશે."

"નારે ના. આ તો કેવળ અર્થ સૂચક થાય છે...વિશેષણ નથી!"

"સારું...ભાઈ, હવે આપ વિદાય લ્યો. મારા ભાભીઓને જરાય ગમતું નહિ હોય. હુ અહીંથી ચાલી જઈશ નગર બહાર કોઈ બાગના આરામિકને ત્યા હુ ઉતરીશ."

રત્નજટીએ નમસ્કાર કરતા કહ્યું: "બહેન, આ ભાઈને કોઈ સમયે યાદ કરજે...મને આશિર્વાદ આપ, પછી હું વિદાય થઉં."

"ભાઈ, તમારું કલ્યાણ થાઓ. મારાં ભાભીઓને મારા સ્નેહ ભર્યાં નમન કહેજો. તમે મને જે પવિત્ર તિર્થની યાત્રા કરાવી છે તે હુ કદી નહિ ભૂલી શકુ મારા હૈયામા તમારા પવિત્ર નામની યાદ જીવંત રહેશે" સુરસુંદરીના નયનો સજળ બન્યા.

"ઠીક બહેન, હું રજા લઉ છુ." કહી રત્નજટી વિમાનમા બેઠો તેના નયનો ભીના હતા તે સુરસુંદરી જોઈ શકી. વિમાન ગગન મંડળ તરફ વિદાય થયુ.

થોડીવાર પછી તે ગામ બહારના એક બાગમાં ગઈ. ત્યાના આરામિકને ઘેર તેણે ઉતારો કર્યો. આરામિક (માળી) ને પોતે એક શ્રેષ્ઠી પુત્ર છે એવો પરિચય આપ્યો.

આપણે હવે સુરસુંદરીને 'વિમળયશ' ના નામથી જ ઓળખીશું.



બાગનો આરામિક વયોવૃદ્ધ હતો. સંતાનમાં એક પુત્રી સિવાય કશું યે નહોતું. પત્ની પરલોક ચાલી ગઈ હતી. એકની એક જુવાન કન્યા અમુલાં હજી કુવારી હતી. બાપ દીકરી બંને આ બાગનાં માલીક હતા. રાજમહેલમાં તથા સાગ સારા કુટુંબોમાં ફૂલ પહોંચતાં કરીને પોતાનો ઉદર નિર્વાહ ચલાવતા વિમળયશે આ સ્થળે આશ્રરો લીધો. વૃદ્ધ માળીને થોડા દિવસોથી તાવ આવતો હતો તેથી તે શય્યાવશ હતો. અમુલાએ વિમળયશને એક ઓરડો કાઢી આપ્યો; અને અન્ય સગવડતાઓ કરી આપી.

અમુલા જ્યારે પાણીનું ઠામ મૂકવા આવી ત્યારે વિમળયશે પૂછ્યું. "આ નગરનુ નામ બેનાપુર છે ને ?"

"જી હા..." માળી કન્યાના વદન પર યૌવન રમી રહ્યુ હતુ.

"નગર કેવુંક છે ?" વિમળયશે બીજો પ્રશ્ન કર્યો

"ઘણુ રળીયામણુ છે અહીં કરોડપતિ શ્રીમંતો વસે છે. અહીના રાજવી મહાપરાક્રમી અને ઉદાર છે."

"રાજાનું નામ શું છે ?"

"એમનુ નામ ગુણપાળ છે...પણ વિજયસેનના નામથી પ્રખ્યાત થયા છે."

"આ રાજ્યના મહામંત્રીનું નામ જાણો છો ?"

"જી, હા ..મંત્રીશ્વરનું નામ છે ચંદ્રહાસ." અમુલાં વિમળયશના ચહેરા સામે જોઈ શક્તી નહોતી.

વિમળયશે પ્રશ્ન પૂછવાનુ ચાલુ રાખ્યું : "રાજાને કુંવર કેટલા છે?"

"એક કન્યા સિવાય સંતાનમા કશું નથી."

"કર્મની ગતિ! હં. રાજકન્યાનું નામ શું ?"

"ગુણમંજરી..."

"વાહ ..નામ તો ઘણુ સરસ! હં...તમારા નગરમા બજાર ક્યારે ભરાય છે?"

"દર સોમવારે બજાર ભરાય છે. આવતી કાલે જ સોમવાર છે." અમુલાએ વિમળયશ સામે હળવી નજર કરી

"સારુ ત્યારે. આવતી કાલે સવારે સૂર્યોદય પહેલાં મને સારામાં સારા ફૂલોનો એક ટોપલો આપી જજે."

"જેવી આજ્ઞા." અમુલાંના મનને આનંદ થયો.

"જો અમુલા, હું સાદો અને સાત્વિક આહાર લઉ છું. મારા માટે સાદી રસોઈ જે તૈયાર કરજે." વિમળયશના રૂપે સુરસુંદરીએ કહ્યું.

"સારુ." કહી અમુલા ચાલી ગઈ. અમુલાંના મનમાં આ સુરુપ નવજવાન સ્થાન લઈ રહ્યો હતો.

વિમળયશ પોતાના પુરુષવેષ સામે જોતો બેસી રહ્યો. આ નગરમાં અમરકુમાર મળશે એ આશાથી તેનું મન પ્રફુલ્લ બન્યું હતું.

બીજે દિવસે પ્રાતઃકાળે સુંદર પુષ્પો ચૂંટીને અમુલાએ વિમળયશ સામે મૂક્યા વિમળયશે કહ્યુ. "જો અમુલા હું એક વિંઝણો ગૂંથી આપીશ તે લઈ ને તું બજારમા વેચવા જઈ શકીશ ?"

"જી હા ..જરૂર જઈશ."

"વારૂ ત્યારે ..કાર્ય પૂરુ થઈ રહ્યા પછી હું તને બોલાવીશ"
અમુલા ચાલી ગઈ.

વિમળયશે ફૂલની ટોપલીમાંથી સારાં ફૂલો તારવી લઈ ખપાટ-

માથી છોઈ તૈયારી કરી અને વિંઝણો ગૂંથવો શરૂ કર્યો. વિંઝણો તૈયાર થઈ ગયા પછી તેના પર મંત્રોચ્ચાર કરી જળની ત્રણ અંજલીઓ છાટી વિંઝણામાના પુષ્પો એકદમ મહેંકી ઉઠ્યા. તરત તેણે વિંઝણો ઉત્તર દિશામાં મૂકી મંત્રોચ્ચાર કરી ત્રણ ફૂંકો મારી આ વિધિ પૂરો થઇ ગયા પછી વિમળયશે અમુલાને બોલાવી.

અમુલા આવી એટલે વિમળયશે કહ્યું. "જો આ વિંઝણો બજારમા લઈ જઇ વેચવાનો છે. જે ગૃહસ્થ સવાલાખ મુદ્રાઓ આપી શકે તેને જ આ વિંઝણો આપજે. સવાલાખ મુદ્રાઓથી એક કોડી પણ ઓછી લેવાની નથી. આ દૈવી પંખામા એવી શક્તિ છે કે તે વરસો સુધી કરમાતો નથી. અને ગમે તેવી શારીરિક બિમારી આ પંખાના વાયુથી દૂર થઇ જાય છે. દરદી નવું જીવન પ્રાપ્ત કરે છે."

આ ચમત્કાર સાંભળીને અમુલા તો અવાક્ બની ગઈ. આશ્ચર્ય સહિત તેણે પૂછ્યુ "શુ આપ સાચું કહો છો?"

"હા...મનમાથી શંકા દૂર કરીને તુ બજારમાં જા."

"મારા પિતાશ્રી ઘણા સમયથી બિમાર છે...તમે આજ્ઞા આપો તો આ પંખા વડે .." અમુલાએ પ્રશ્નભરી નજરે જોયું. તે વાક્ય પૂરું ન કરી શકી.

હસીને વિમળયશે કહ્યુ: "તારા બાપુ ઉપર આ પંખાનો પ્રયોગ કરી જો. તારો સંશય દૂર થશે...તારા બાપુનો રોગ ચાલ્યો જશે. આટલી ખાત્રી કર્યા પછી તુ બજારમા જજે."

"સારું." કહી અમુલાં પંખો લઇને પોતાના બાપુ પાસે ગઈ. પંખાની દૈવી શક્તિથી પોતાના પિતાને વાકેફ કરી તેણે પવન નાખવો શરૂ કર્યો. આશ્ચર્ય વચ્ચે માળીના દેહમાં બળનો સંચાર શરૂ થયો તેનો જ્વર ચાલ્યો ગયો. દેહમા નવું ચેતન પ્રગટ્યુ. અમુલાના આનંદનો પાર ન રહ્યો મનમાં વિમળયશની પ્રસંશા કરતી તે પંખો લઇને બજારમા જવા વિદાય થઈ.

બેનાપુરમાં દર સોમવારે બજાર ભરાતી. અનેક પ્રકારની કલા-કારીગીરીનુ ત્યાં પ્રદર્શન થતું. બેનાપુરના શ્રીમંતો અને ગરીબો આ બજારમાં આવીને માલ ખરીદતા, અમુલાં પણ ગોઠ તરફ વિંઝણો લઈને ઊભી રહી. વિંઝણાની મનોહરતા જોઈ એક માણસે પૂછ્યું : "બાઈ, આ પંખાની શી કિંમત છે?"

"સવા લાખ મુદ્રા !"

તે બિચારો ચમકી જ ગયો દશબાર કોડીની કિંમતના પંખાનું મૂલ્ય શું સવાલાખ મુદ્રા ? માલણ દિવાની તો નહિ બની ગઈ હોય ને ? આવી આકરી કિંમત સાંભળીને લોકોનું ટોળુ અમુલાં ફરતું જમા થયુ. અમુલાએ પંખાની દૈવી શક્તિનુ વર્ણન કર્યું સહુના આશ્ચર્યનો પાર ન રહ્યો પણ આવો મહામૂલો પંખો ખરીદે કોણ ?

બેનાપુરના નગરશેઠ અબજપતિ હતા. તેઓ પોતાના પરિજન વર્ગ સાથે એક પાલખીમાં બેસીને બજારમા નીકળ્યા હતા. લોકોએ તેમને દૈવી પંખાની વાત કરી. તેઓ પંખાવાળી પાસે આવ્યા. નગરશેઠને જોઈને લોકો દૂર ખસી ગયા નગરશેઠે અમુલાંને કહ્યું. "બાઈ, તારા પંખાની હકિકત મે હમણાં જ સાંભળી પંખાની કિંમત ઘણી છે ..છતા એક શરતે હુ તમારો પંખો ખરીદુ ... "

"શેઠજી આપની શરત શી છે?"

"મારો એકનો એક પુત્ર ચાર પાચ વર્ષથી બિમાર છે મેં ઉપચાર કરવામા મણા નથી રાખી, પણ તેને સારુ થતુ જ ન હોવાથી, જો તારા કહેવા પ્રમાણે આ પંખાની દૈવી શક્તિ વડે આરામ થાય તો હુ તને સવાલાખ મુદ્રાઓ આપીશ."

"આપની શરત મને કબૂલ છે"

"તો પછી ચાલ મારી સાથે."

નગરશેઠની પાલખી વિદાય થઈ. અમુલા પણ પંખા સાથે

એમની પાછળ ગઈ. પોતાની હવેલીએ પહોંચ્યા પછી નગરશેઠે અમુલાં પાસેથી પંખો લીધો અને તેઓ પોતાના બિમાર પુત્રની શય્યા પાસે ગયા. ધીરે ધીરે તેમણે પંખા વડે વાયુ નાખવો શરૂ કર્યો થોડી જ વારમા બિમારના દેહમાં પરિવર્તન થવુ શરૂ થયુ દરદીએ આંખો ખોલી. અશક્તિ દૂર થતી હોય તેવાં ચિહ્ન દેખાવા લાગ્યાં. છેલ્લા કેટલાક સમયથી પથારીવશ પડેલો યુવાન દરદી શય્યામાંથી બેઠો થવા ગયો. આ ચમત્કાર જોઈને નગરશેઠના આશ્ચર્યની સીમા ન રહી. તરત તેમણે સવાલાખ મુદ્રાઓ માલણને આપી દેવાની મુનિમને આજ્ઞા કરી અને તેના માણસો સાથે માલણને ત્યાં પહોંચતી કરવાનું કહ્યું

અમુલાં શેઠના માણસો સાથે સવાલાખ મુદ્રાઓ લઈને બગીચા તરફ ગઈ શેઠના હૃદયમાં ભારે આનંદ થયો.

અમુલાંએ વિમળયશ આગળ સવાલાખ મુદ્રાઓની થેલીઓ મૂકાવી થેલીઓ મૂકીને શેઠના નોકરો વિદાય થયા. વિમળયશે એ મુદ્રાઓમાંથી દસ હજાર મુદ્રાઓ અમુલાંને અર્પણ કરી. વિમળયશની દૈવી શક્તિ પ્રત્યે અમુલાં આકર્ષાઈ હતી એટલુ જ નહિ પણ વિમળયશનું રૂપ અમુલાંના પ્રાણમાં છપાઈ ગયું હતુ. અમુલાંનાં નયનમાં સ્નેહનો પ્રકાશ જોઈને વિમળયશ આછું હસ્યો.

અમુલાંએ દસ હજાર મુદ્રાઓ પોતાના પિતાશ્રીને આપતા કહ્યુ: "બાપુ, આ જુવાન તો દૈવી શક્તિવાળો લાગે છે."

"શક્તિ વગર ઉદારતા હોય નહિ દીકરી!"

બાપ દીકરીના મનમાં સંતોષ પ્રગટ્યો. વિમળયશ પ્રત્યે બંનેના હૃદયમા શ્રદ્ધા પ્રગટી.



દૈવી પંખાના પ્રભાવથી માત્ર એક જ સપ્તાહમાં નગરશેઠનો જુવાન પુત્ર સંપૂર્ણ રોગ મુક્ત થઇ ગયો. આ ખુશાલીમાં નગરશેઠે ગામમાં સાકર વહેંચી, ગરીબોને જમાડયા અને ધાર્મિક સંસ્થાઓમાં છૂટે હાથે દાન આપ્યુ.

ત્યાર પછી એક દિવસ તેઓ દૈવીપંખો લઈને મહારાજા ગુણપાલ પાસે ગયા. મહારાજાએ નગરશેઠનો સત્કાર કરી આસન પર બેસાડીને પૂછ્યુ: "કહો, નગરશેઠ, આપના પુત્રને હવે કેમ રહે છે?"

"મહારાજ, મારા પુત્રને ઘણું સારુ છે. એક ચમત્કારિક વસ્તુથી મારો પુત્ર મૃત્યુના મુખમાંથી બચી ગયો છે."

"એવી ચમત્કારિક વસ્તુ કઈ છે?" મહારાજાએ કુતૂહલથી પ્રશ્ન કર્યો.

"એ ચમત્કારિક વસ્તુ આ રહી" કહી શેઠે ખેસમાં બાંધેલો દૈવી પંખો બહાર કાઢયો. કહ્યું: "આ એક દૈવીપંખો છે. સવાલક્ષ

મુદ્રાઓ આપીને મે ખરીદ કર્યો છે આ પખાના વાયુ સેવનથી સર્વ ..ના તત્કાળ વિનાશ થાય છે. ખાસ વિશિષ્ટતા તો એ છે કે અ તકાળ સુધી આ પખાના ફૂલો કરમાતાં નથી."

"વાહ ..આશ્ચર્યકારક વાત!" કહી મહારાજાએ તે પંખો હાથમાં લીધો અને સુગધ લઇને કહ્યું: "ઓહ, ઘણી દિવ્ય સુગધ છે. આ પખાનો સર્જક કોઇ મહાન વિદ્યાવત હોવો જોઇએ."

"મહારાજ, આ પખાનો સર્જક કોણ છે, એ તો હુ નથી જાણતો પરતુ આવી અમુલ્ય વસ્તુ આપના રાજદરબારમાં શોભે એમ ધારીને હુ આપને ભેટ દેવા આવ્યો છુ"

"આભાર સહિત હું આ દુર્લભ ભેટ સ્વીકારું છું આપની આવી લાગણી બદલ હુ મને ભાગ્યશાળી માનું છુ. છેલ્લા બે મહિનાથી રાજકુમારી બિમાર છે એ તો આપ જાણો છો. આ પંખો ખરેખર ઉપયોગી થઇ પડશે."

"જી હા. પંખાનો ચમત્કાર ભારે છે" નગરશેઠે મહારાજા સામે લાગણી ભરી નજર કરી.

"હું...પણ આ પંખો આપે કોની પાસેથી ખરીદ્યો?" મહારાજાએ પ્રશ્ન કર્યો

"નગરની પૂર્વે આવેલા બાગમા દેવો આરામિક રહે છે, તેની કન્યા પાસેથી મે લીધો છે."

"ત્યારે તો આવા સમર્થ વિદ્યાવંતને રાજ તરફથી સન્માન આપવુ જ જોઇએ" એટલું કહી મહારાજાએ એક સેવકને બોલાવ્યો.

પરિચારક આવ્યો એટલે મહારાજાએ કહ્યુ: "નગરની પૂર્વદિશાએ આવેલા એક બગીચામાં દેવો આરામિક રહે છે. તેની પાસે જઇ આ પખો કોણે બનાવ્યો છે તે જાણી લ્યો અને પખો બનાવનાર ત્યા હોય તો આવતી કાલે મને મળવાનું આમંત્રણ આપતા આવો."

" કૃપાવંતની જેવી આજ્ઞા." સેવક શિર ઝૂકાવી ર > ગયો. નગરશેઠ તથા મહારાજ અન્ય વાતોમાં ગૂંથાયા

થોડી વાર પછી નગરશેઠે વિદાય માગી. મહારાજા દ્વાર સુધી નગરશેઠને વળાવવા ગયા નગરશેઠના ગયા પછી મહારાજા દિવ્ય પંખો લઈને પોતાની કન્યા પાસે ગયા. મહારાણી કન્યાની શય્યા સામે જ બેઠા હતાં. તેમણે પૂછ્યું : " આપ આ શુ લાવ્યા છો ? "

" આ એક ચમત્કારિક પંખો છે." કહી મહારાજાએ દૈવી પંખાનો સઘળો ઈતિહાસ કહ્યો. ત્યાર પછી મહારાજાએ સ્વહસ્તે પોતાની કન્યાને આ પંખા વડે વાયુ નાખ્યો. થોડાજ સમયમાં રાજકુમારી ગુણમંજરી નિરોગી થઇ ગઈ. મહારાજાએ આશ્ચર્ય સહ આ પંખાના સર્જકની પ્રશંસા કરી

કુમારીના સુકુમાર દેહમાં નવુ ચેતન પ્રગટયુ.



## પ્રકરણ ૪૫ મું.............................................સમય પલટો

મૃત્યુના પટ પાછળ નૂતન જીવનનો પ્રકાશ રહેલો છે, તેમ સંકટના અંતે સુખ અને શાંતિ વસેલા છે. આત્મ ધૈર્યથી સહન થતી આફત આખરે પરાજય પામીને હમેશ માટે અદૃશ્ય થાય છે. આવા પરિવર્તન કાળને આપણે સમય પલટો કહીએ છીએ પરંતુ સંકટ સમયે આત્મ ધૈર્ય ધારણ કરનારા માનવો બહુ ઓછા હોય છે. વિપત્તિમા સ્થિર રહેવુ એજ જીવનની કઠોર તપશ્ચર્યા છે. દરેકને તે સાધ્ય હોતી નથી આત્મ ધૈર્યનો અજેય મંત્ર પ્રત્યેક માનવીના હૈયે વસ્યો હોત, તો સંસારમાં અશાંતિ કે ઉલ્કાપાત જેવુ કશું હોત જ નહિ.

કલાપ્રિય મહારાજા વિજયસેને "વી પંખાના સર્જક વિમળયશને માનસહિત પોતાના મહેલ પર બોલાવ્યો રાજતરફથી મોકલવામાં આવેલી પાલખીમાં બેસીને જ્યારે વિમળયશ રાજમહાલયના દ્વાર પર આવ્યો, ત્યારે મહારાજાએ જાતે આવીને તેનું સ્વાગત કર્યું. ગુણીજનની પૂજા કરવી એ આર્યોનો ધર્મ ગણાતો હતો. વિમળયશે મહારાજને

નમસ્કાર ક્ર્યો. મહારાજા તેનો હાથ પકડીને અંદરના ખંડમાં લઈ ગયા.

એક આસન પર બેઠક આપતા મહારાજાએ કહ્યુઃ "આપની દૈવી કલા નિહાળી હૂં પ્રસન્ન થયો છુ આપ સમા વિદ્યાવંત પુરુષો ધન્યવાદને પાત્ર છે "

"આપનું હૃદય ગુણુ પૂજક છે મારા જેવા એક દુખી યુવકને આપશ્રીએ જે સન્માન આપ્યું છે. તે જોઈને આપની કલાપ્રિયતા અને ઉદારતાનો મને પરિચય મળ્યો છે. ખરેખર આપ આદર્શ રાજવી છો." વિમળયશે વિનયભર્યો સ્વરે કહ્યું.

મહારાજાએ કહ્યુ: "મને આપનો પરિચયનો લાભ મળશે?"

"કૃપાવત, મારો પરિચય દુઃખથી છલોછલ ભરેલો છે. હું આપને મારો પરિચય જરૂર આપીશ પણ હમણાં નહિ. અત્યારે તો આ વિમળયશ આપ સમા આદર્શ રાજવીનો સેવક છે. આથી વિશેષ પરિચય પછી આપીશ. હું આપને અત્યારથી જ પિતા તુલ્ય માનુ છુ "

"વિમળયશ, આટલા પરિચયથી મારા હૃદયને જરા પણ સતોષ નથી થતો. પરંતુ તમે જ્યારે પરિચય આપશો ત્યારે હું જાણીશ. ત્યા સુધી મારી જીજ્ઞાસા દબાવી રાખીશ "

"મહારાજ, મને ક્ષમા કરજો, જરૂર હુ અત્યારે જ મારા જીવનની દર્દકથા આપના ચરણોમા રજુ કરત, પરતુ મારા જીવનની એક અધૂરી આશા ફલીભૂત નથી થઈ. થોડા સમયમા એ આશા ફળશે એટલે હું સકોચ વગર મારી હકીકત જણાવીશ મારા હૃદયને વિશ્વાસ છે કે મારા જીવનની અધૂરી આશા અહીં જ પૂરી થશે."

મહારાજ વિચારમા પડ્યા. થોડીક પળો મૌનમાં વ્યતિત થયા પછી તેઓ બોલ્યા "વિમળયશ, હુ એક નમ્ર માગણી કરૂ?

"ખુશીથી મહારાજ! માગણી નહિ પણ આજ્ઞા કરો..."

"આપના જીવનની અધૂરી આશા પૂર્ણ કરવામા હુ મારો

સાથ આપી શકુ છું? મારી એકની એક કન્યાના રોગનું નિવારણ આપના દિવ્ય પંખાથી થયું છે. એના સ્મૃતિ ચિહ્ન તરિકે હુ આપ ઈચ્છો તે રીતે સહાય આપવા તૈયાર છું."

"મહારાજ, આપની કૃપાદૃષ્ટિ હમેશા મારા પર વર્ષતી રહે એ જ મારી પ્રાર્થના છે."

"છતા પણ તમારા કોઈપણ કાર્યમાં મારી સહાયની જરૂર જણાય તો મને મિત્ર માનીને કહેજો"

"કૃપાવંત આપની લાગણી અને આપની ઉદારતા મારા મોટે અખૂટ સંપત્તિ સમાન છે. આપના આગ્રહને માન આપીને હુ એક નમ્ર માગણી કરવા લલચાઉ છુ..." વિમળયશે સ્થિર સ્વરે કહ્યુ.

"કહો, કહો, હુ અવશ્ય પૂર્ણ કરીશ. મારુ આપને વચન છે."

"મહારાજ, બની શકે તો આપના જકાત ખાતાનો વહિવટ મારા હાથમા સોપો. આથી મારુ કાર્ય ઘણુ સરલ થશે."

"આપનું શુ કાર્ય છે તે જાણવાની જરાયે ઈચ્છા રાખ્યા વગર હું તમને મારા જકાત ખાતાનો વહિવટ વિશ્વાસ પૂર્વક સુપ્રત કરીશ કહો આથી કઈ વધારે જોઈએ?"

"મને આ ઘણું મળે છે. આથી વધારે કશું ન જોઈએ." વિમળના ચહેરા પર આશાની રેખાઓ હસવા માડી.

"તો આપની જ્યારે ઈચ્છા થાય ત્યારે કહેજો એટલે જકાત ખાતાનો વહિવટ તમારા હાથમા મૂકી દઈશ."

"આ કાર્ય મને જેમ બને તેમ વહેલું મળે એમ હું અંતઃકરણથી ઈચ્છું છુ."

"સારુ, જકાત ખાતાનો વહિવટ રાજ્યના હાથમા છે એટલે તમને ગમે ત્યારે સોપી શકાય તેમ છે આ સંબધી હું આજે જ આજ્ઞા કરીશ. તમે રાજસચિવને મળી જકાતના સઘળા નિયમો

જાણી લેજો. જકાત ખાતાના મુખ્ય અધિકારી તરીકે તમારી નિમણુક હુ કરીશ."

"આપે એક અપરિચિત પ્રત્યે જે લાગણી વ્યક્ત કરી છે, તે બદલ હું આપનો હાર્દિક આભાર માનું છું. આપ મારા માટે પૂજ્ય છો "

"આભાર-ઉપકારની જરૂર નથી. આપણે મિત્રો છીએ. તમને રહેવા માટે આવતી કાલે જ વ્યવસ્થા થઇ જશે. સાગર કિનારે મારો એક ચદ્રમહેલ છે. ત્યા તમે સકોચ વગર રહી શકશો. તમારી સેવામા દાસદાસીઓ પણ આવી જશે." મહારાજાએ ઉદારતાનો અપૂર્વ પરિચય આપ્યો.

વિમળયશ મહારાજના ભવ્ય વદને સામે જોઈ રહ્યો.

બે પરિચારિકાઓએ આવીને દૂધના પાત્ર મૂક્યાં અને ખાદ્ય દ્રવ્યોનો થાળ મૂકયો. મહારાજાએ અને વિમળયશે સાથે બેસીને ભોજન કર્યું.

ત્યારપછી વિમળયશ વદન કરીને વિદાય થયો મહારાજાએ ચદ્રમહેલ સાફસુફ કરવાની આજ્ઞા આપી.

ત્રણચાર દિવસ પછી વિમળયશના હાથમા જકાતખાતાનુ સુકાન આવ્યુ. આ પ્રદેશની રાજધાની બેનાપુરમાં હતી એટલે વેપારઉદ્યોગનો વિકાસ ઘણો હતો. તેમજ બંદર હોવાથી આવતા જતાં વહાણોને અહીં જકાત ચૂકવવી પડતી. આ વિશાળ નગરમા આયાત નિકાસનું પ્રમાણ ઘણું હતુ.

વિમળયશે પોતાનો સરસામાન સાગર કિનારે આવેલા મહારાજાના ચંદ્રમહેલમા મોકલાવી દીધો અને પોતે ત્યા રહેવા માટે ગયો. આથી અમુલાંના હૃદયમાં દર્દ થયુ. પણ મોટા માણસનો કઇ ભરોસો હોય? છતા ય વિમળયશે અમુલાંને નિયમિત ફૂલો આપી જવાની સૂચના કરી.

ચંદ્રમહેલ ઘણો ભવ્ય અને સુંદર હતો. એનામાં નામ એવા જ ગુણ હતા. દૂરથી સાગર સંગીત સંભળાય, સંધ્યા અને ઉષાનાં રસમય દૃશ્યો દેખાય; મહેલના ઉપવનની સૌરભથી વાતાવરણ સ્વચ્છ રહે અને એકાંત હોવાથી પૂરી શાંતિ જળવાય. આથી વિમળયશનું હૃદય અતિ પ્રફુલ્લ થયું.

મહારાજાએ વિમળયશની સેવામાં દાસદાસીઓ મોકલ્યાં. કેટલાંક વહાણ પણ આપ્યાં. વિમળયશે રાજસચિવ પાસેથી જકાતના નિયમો વગેરે બરાબર સમજી લીધું

સ્થિર થયા પછી એક દિવસ સંધ્યા સમયે વિમળયશે જકાત ખાતાના સઘળા માણસોને એકઠા કરી સૂચના આપી કે: " સાગર કિનારે જે કોઈ વહાણ આવે, તે વહાણના માલિકને જકાત લઈ બારોબાર વિદાય ન કરવો, પરંતુ તેનું નામ, ઠામ, ગામ વગેરે માહિતી મેળવી મને જણાવવી અને મારી આજ્ઞા પછી જ એ લોકોને જવા દેવા. "

જકાત ખાતાના માણસો આ આજ્ઞાનું રહસ્ય સમજી શક્યા નહિ એ લોકોએ તો એમ જ માન્યું કે, જકાતનો હિસાબ બારોબાર પતાવવાથી આપણને જે પાંચ પૈસા મળતા હતા તે હવે નહિ મળે અને રાજકોષમાં ચાલ્યા જશે.

વિમળયશે જકાત ખાતાના માણસોને પગાર વધારી આપવાની ખાત્રી આપી. આથી એ લોકોમાં કંઈક સંતોષ ફેલાયો.



વિમળયશ એ સુરસુંદરીનું માત્રિક સ્વરૂપ હતું. ચંદ્રમહેલમાં રહેવા છતા પણ અમરકુમારના મિલનની આતુરતા અભંગ રહેતી હતી. સ્વામિનુ સ્નેહદર્શન ક્યારે થાય, ક્યારે ચિરવિયોગની દિવાલો તૂટી પડે, સ્નેહભર્યું રસજીવન ફરી પાછું ક્યારે પ્રકાશમય બને, પ્રેમ–મંદિરમાં જીવનના આદર્શની પ્રતિષ્ઠા ક્યારે થાય ? આવા અનેક પ્રશ્નો વચ્ચે વિમળયશની રાત્રિઓ પસાર થતી હતી.

જગાત ખાતાનુ કાર્ય વિમળયશની કુશળતા વડે ઘણુ સરસ થવા માંડ્યુ ન્યાયપૂર્વકની આવકથી રાજ્યના ધનભંડાર ઉભરાવા લાગ્યો વિમળયશ પોતાને મળતા ધનનો ઉપયોગ અનાથો અને ગરીબોને દાન આપવામા કરતો હોવાથી સમગ્ર નગરમા તેની પ્રતિષ્ઠા વધવા લાગી. મહારાજા, રાજસચિવ ચંદ્રહાસ, શ્રીમાન નગરશેઠ, રાજકુલ પુરોહિત, ભાંડાગારિક, મહાબલાધિકૃત અને અન્ય રાજકર્મચારીઓ ચંદ્રમહેલમા કોઈ કોઈવાર આવતા જતા. વિમળયશે પોતાના પ્રેમાળ સ્વભાવથી સર્વ સાથે મૈત્રી સ્થાપી હતી.

સંધ્યાનો સમય હતો. ચંદ્રમહેલના ઉપવનના મધ્ય ભાગમા આવેલા એક ચોકમાં રાજસચિવ ચંદ્રહાસ, નગરશેઠ, રાજપંડિત વગેરે કેટલાક રાજકર્મચારીઓ સાથે વિમળયશ બેઠો હતો. બધા વચ્ચે રાજકીય બાબતની ચર્ચા ચાલી રહી હતી રાજસચિવે પોતાના રાજકીય અનુભવના દૃષ્ટાંત આપીને કહ્યુ. “ વિમળયશજી, રાજનીતિના અનુભવ પછી હું સિદ્ધ કરી શક્યો છું કે જુલ્મી અને કઠોર રાજવ્યવસ્થાથી કોઈ પણ કાળે પ્રજાજીવનનું કલ્યાણ કરી શકાતું નથી.

પ્રજાજીવનમા પ્રાણપોષક તત્ત્વો રેડીને પ્રજાને સમૃદ્ધ અને શક્તિ સપન્ન બનાવવી હોય તો રાજાએ સત્તાધીશ તરીકે ન રહેતા પ્રજાપાલક તરીકે રહેવુ જોઈએ રાજકારોબાર માટે પ્રજા પર નાખવામાં આવતા કરવેરા એવા ન હોવા જોઈએ કે જેથી પ્રજાજીવન ચગદાયેલુ રહે અને માત્ર રાજાનો ભડાર જ ભરાતો રહે રાજાના ભડાર કેવળ પ્રજા માતર જ હોવો જોઈએ પ્રજાની પીઠ પર સત્તા અને શોખ ખાતર લાદવામા આવતો બોજો પ્રજાજીવનના વિકાસને રૂધે છે. પરિણામે પ્રજા પાયમાલ થાય છે અને રાજસિંહાસન નાશ પામે છે"

"આપનુ કથન સર્વાશે સત્ય છે પ્રજા કલ્યાણના આદર્શ વગરની રાજસત્તા માત્ર વ્યવસ્થિત લૂટ કરતી એક પ્રકારની રાક્ષસી યત્રણા જ છે કેવળ પોતાના વૈભવ વિલાસ ખાતર પ્રજાપર શાસન કરતી સત્તાઓ દેખાવમા ભલે ભવ્ય હોય, પરતુ પ્રજાના નિ:શ્વાસ અને આસુ વડે તે અપવિત્ર અને અળખામણી જ હોય છે. આ રાજ્યમા પ્રજાજીવનમા પોષક આદર્શો હુ મૂર્તિમત જોઈ શકયો છુ." વિમળયશે કહ્યુ

"મહારાજા ગુણપાલક અને ખરેખર પ્રજા પાલક છે." એક રાજકર્મચારીએ વિમળયશ સામે જોઈને કહ્યુ

"એકલો રાજા પ્રજાપાલક હોય, તે પણ નથી ચાલતુ. સમગ્ર રાજતત્ર પ્રજાપોષક હોવુ જોઈએ રાજકર્મચારીઓ સ્વાર્થી અને લોભી હોય તો પ્રજાની સ્થિતિ ઘણી ખરાબ થાય છે આદર્શ રાજવીને પણ પોતાના સ્વાર્થી કર્મચારાઓનુ દાસત્વ સ્વીકારવુ પડે છે આ સ્થિતિમા પ્રજા જીવન પ્રધાનાની સ્વાર્થ બુદ્ધિના પોલાદી ચોકઠામા નિર્દયતાથી પીસાય છે પરતુ અહી તો સુવર્ણ અને સુગધ બન્નેનો સુમેળ થયેલો છે." વિમળયશે પોતા પર રાજા અને પ્રધાનોની પડેલી છાપ વ્યક્ત કરી

"આપના અનુભવ સાથે હુ સપૂર્ણ સહમત છુ" શ્રીમાન નગરશેઠે પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો

આ ચર્ચા રાત્રિના અર્ધ પ્રહર સુધી ચાલી ત્યાર પછી સહુ વિદાય થયા. વિમળયશે સહુને માનપૂર્વક વિદાય આપી અને મહેલના ઝરૂખામાં આવ્યો. તેની નજર દૂર ઘૂઘવતા સાગર તરફ પડી. આશા ભરી મીટ માડીને તે સાગર સામે જોઇ રહ્યો. આ દૃષ્ટિમાં અમર-કુમારના વહાણો નિહાળવાની આશા હતી. .પ્રતીક્ષા હતી.

પરતુ આશાએ રચેલું આ સ્વપ્ન ક્યારે સિદ્ધ બને? અને વિચારોની કઈ એક જ ગતિ થોડી હોય છે? સાગર તરફ નજર કરતાં કરતા વિમળયશનાં નયનો સામે કુજવિહારનું સ્મૃતિ ચિત્ર તરવરવા લાગ્યુ. સાગરનુ તોફાન હૈયે ચડ્યુ. કેશવદત્તનુ કાળુ હૃદય ભડકા માફક સામે આવ્યુ. વસતપ્રભાનુ વિલાસ મદિર નાચવા લાગ્યું. ત્યા તો ગરીબ ખેડૂત, પ્રબલસેન મહારાજ, ભીલ લૂટારાઓ, મહાવનનુ સરોવર, મહાકાય ભારડપખી. આ બધા દૃશ્યો તેની આંખ સામે તરવરવા લાગ્યાં 'વિચારોની ગતિએ વિપ્લવ મચાવ્યો. આ બધાં કંપાવનારા દૃશ્યો વચ્ચે પોતે કરેલી મહાનયાત્રા, રત્નજટી અને તેની રાણીઓનો પ્રેમ વગેરે સ્મરણો ઊભરાવા માડ્યાં આ બધા પ્રસગો યાદ આવતા વિમળયશનુ સ્ત્રી હૃદય રડી પડ્યું તેનાં નયનોમા આસુની ધાર ઉભરાણી ..સુરસુદરી! સુરસુદરી!! શુ તને સ્વપ્ને પણ સુખ નથી? ક્યાથી હોય? પતિ વિયોગે પ્રજળતી કોઈ પ્રેમાળ પત્નીને પૂછવામાં આવે કે. 'તને સ્વપ્નમા પણ સુખ મળે છે ખરૂ?' તરત દર્દથી ભરેલો ઉત્તર મળશે કે. 'એકવાર સ્ત્રી બનીને પ્રેમ અને વિયોગ વચ્ચે મૂકાઓ.. પછી તમારું હૃદય જ તમને ઉત્તર આપશે.'

વિમળયશની ભીની આખો સાગર સામે સ્થિર બની સાગરદેવ! ક્રૂર મશ્કરી ક્યાં સુધી કરશો? મારો અમર મને પાછો ક્યારે સોંપશો?

પરંતુ સાગર દેવ તો એવા ને એવા તોફાની જ રહ્યા. ન એના તરંગી સ્વભાવમા મમતા પ્રગટી! ન એમણે સમવેદનાનો હળવો સૂર છેડ્યો! શું વિશ્વપ્રકૃતિ પણ નિષ્ઠુર હશે?



## પ્રકરણ ૪૭ મુ ........................................ મહાચોર

રક્તશોષક રાજસત્તાના અત્યાચારી હૃદય જેવો ભયાનક અંધકાર વિશ્વના દેહ ફરતો ફરી વળ્યો છે. રાત્રિના ચતુર્થ પ્રહરનો પ્રારંભ છે. બેનાપુર નગરની પૂર્વ દિશાએ એક ગાઉ દૂર આવેલા વનમાં એક વડ પાસે એક વ્યક્તિ ઊભી છે. તેનો દેહ શ્યામ વસ્ત્રથી ઢંકાયેલો છે તેના પગ પાસે એક પોટલું પડ્યું છે. અંધકાર હોવાથી તે વ્યક્તિનો ચહેરો કળી શકાતો નથી, છતાંય તે ભયંકર ચહેરા પર અમાનુષી આનંદ વિલસી રહ્યો હોય એવું અનુમાન કરી શકાય છે. એ વ્યક્તિની નજર પગ પાસે પડેલા પોટલા પર સ્થિર બની છે. આસપાસ ભયાનક અંધકાર અને વિકટ શાંતિ પથરાયેલી છે. તે વ્યક્તિએ પોટલાપરથી નજર ઉંચી કરીને શહેર તરફ દૃષ્ટિ કરતાં પોતાના મનથી કહ્યું: " આઠ દહાડા થયા છતાં મને કોઇ પકડી શકતું નથી. લાખોનું ઝવેરાત હમેશ ઉઠાવી લાવું છું, છતાંય રાજસત્તાની આંખો ખૂલતી નથી. હું એકવાર જોવા માગું છું કે બેનાપુરની રાજસત્તા મને પકડી શકે છે કે નહિ? આજ તો નગરશેઠનો ધન ભંડાર લૂંટ્યો છે, આવતી કાલે હું કોટ્યાધિપતિ યશોવર્માની હવેલી પર હાથ મારીશ."

મન સાથે ગર્વથી બોલતો મહાચોર દ્રવ્યનું પોટલું ઉઠાવીને વડથી થોડે દૂર ગયો. ત્યાં એક મોટી શિલા હતી. યુક્તિથી તેણે શિલા ઉંચી કરી અને તે પોટલા સહિત અંદર ચાલ્યો ગયો. શિલા બંધ થઈ ગઈ.

આ પ્રમાણે કાળા અંધકારમાં છૂપાઈ જનારો કાળ જેવો માનવી એક માન્ત્રિક ચોર હતો છેલ્લા આઠ દિવસથી તે બેનાપુર નગરના શ્રીમંતોને ત્યાં ચોરી કરી રહ્યો હતો. બેનાપુરના નગરરક્ષકો આ ચોરને પકડવા માટે તનતોડ પરિશ્રમ કરી રહ્યા હતા, પરંતુ આ ચોર હાથમાં આવી શકતો નથી આજે રાતના આ મહાચોરે શ્રીમાન નગરશેઠના ધનભંડારમાંથી ચોરી કરી હતી.

આ ચોરને છૂપાવાનું અહી ગુપ્ત સ્થાન હતું. દિવસના ભાગમાં તે આ ભોંયરામાં રહેતો અને મધરાતે નગરમાં જતો.

"મહારાજ, ગઈ રાતે નગરશેઠને ત્યાં ચોરી થઇ!"

"નગરશેઠને ત્યાં? તમે આ શું કહો છો? આઠ આઠ દિવસ થયા શહેરમાં પુષ્કળ ચોરીઓ થાય છતાં તમે લોકો એ ચોરને પકડી શકતા નથી! તમારી આ બેદરકારીથી રાજતંત્રને કેટલું શરમાવું પડે છે એ તમે જાણો છો? કોટવાળ શું કરે છે?" મહારાજ ગુણપાળે મહાદંડનાયક સામે કંઈક રોષભરી નજર કરતાં કહ્યું.

"મહારાજ, કોટવાળ તો અથાગ પ્રયત્ન કરી રહેલ છે પરંતુ ચોર એટલો ચાલાક છે કે તેનો સહેજ પણ પત્તો મળતો નથી." મહાદંડનાયકે કહ્યું

"ચોર ચાલાક છે અને તમે બધા મૂર્ખ છો એમ જ ને? જાઓ અત્યારે કોટવાળ વગેરે કર્મચારીઓને રાજસભામાં હાજર

થવાની સૂચના કરો ” મહારાજા ગુણપાળથી નગર રક્ષણ ખાતાની આ નિર્બળતા સહન થઈ શકી નહિ.

“ કૃપાવંતની આજ્ઞા !” કહી મહાદંડનાયક વિદાય થયો. મહારાજા વિચારમાં પડયા.

થોડીવાર પછી એક પરિચારિકાએ નગરશેઠના આગમનના સમાચાર આપ્યા. મહારાજાએ નગરશેઠને માનપૂર્વક બોલાવી આસન આપ્યું અને કહ્યું. “ ગઈ રાતે આપને ત્યાં ચોરી થવાના સમાચાર મને હમણાં જ મળ્યા. શેઠજી, હું ખૂબ જ દિલગીર છું.”

“ મહારાજ, આઠ આઠ દિવસથી બેનાપુરની પ્રજામા એ ચોરના ત્રાસથી હાહાકાર મચી રહ્યો છે...છતા પણ નગર રક્ષકો કોઈ પ્રકારનો ઉચિત પ્રબંધ ન કરી શકે એ પણું ગેરવ્યાજબી ગણાય. મારા ધન-ભંડારમાંથી લગભગ એક કરોડ મુદ્રાઓની કિંમતનું ઝવેરાત ચોરાયું. આવી ચોરીઓ થતી રહેશે અને રાજકર્મચારીઓ આ પ્રમાણે શિથિલ રહેશે તો પછી બેનાપુરનું રાજતંત્ર લોક નિંદાથી કેવી રીતે બચી શકશે ?”

“ શેઠજી, તમારી વાત અક્ષરશઃ સત્ય છે. આ પ્રશ્નનો તોડ લાવવા મે આજે રાજસભા બોલાવી છે. સભા વચ્ચે હું ચોરને પકડવાનું બીડું ફેરવવા ઇચ્છું છું.”

“ તો તો કંઈક રાહતની લાગણી ફેલાશે !”

થોડીવાર પછી નગરશેઠ વિદાય થયા.

રાજસભા સંપૂર્ણપણે ભરાઈ ગઈ હતી. મહારાજા વિજયસેન સિંહાસનારૂઢ થયા હતા. રાજ સચિવે કેટલાક જરૂરી પત્રો પર રાજમુદ્રા અંકિત કરાવી. આ પ્રાથમિક કાર્ય પૂરું થયા પછી મહા-

રાજાએ કહ્યુંઃ " મારા પ્રિય પ્રજાજનો અને રાજકર્મચારીઓ, છેલ્લા આઠ દિવસ થયાં આપણા નગરમાં કોઈ એક ચોર ભયંકર ઉત્પાત મચાવી રહ્યો છે. એ ચોરને ગિરફ્તાર કરવા ખાતર રક્ષણ ખાતા તરફથી ઘણા પ્રયત્નો થયા છે, પરંતુ નગરરક્ષણ ખાતું પોતાના પ્રયત્નોમાં નિષ્ફળ બન્યું છે. આથી પ્રજામાં ગભરાટ થાય તે સ્વાભાવિક છે. પ્રજાની સંપત્તિ ભયમાં હોય ત્યારે રાજ્ય તરફથી તેના બચાવના દરેક પ્રયત્નો થવા જોઈએ. આ નીતિ અનુસાર હું સર્વને વિનંતી કરું છું કે એ ચોરને જે વીરનર પકડી પાડવા તૈયાર હોય. તેણે બીડું ઉઠાવી લેવું બીડું ઝીલનાર વીર પુરુષની રાજ તરફથી યોગ્ય કદર કરવામા આવશે."

બાજુમા ઊભેલી એક પરિચારિકા સુવર્ણના થાળ સહિત મહારાજાની સન્મુખ આવી. તે થાળમાં એક પાનનુ બીડું હતું. નગરના કોટવાળે ઊભા થઈ, મહારાજાને નમસ્કાર કરી બીડાનો સ્વીકાર કરતાં કહ્યું. " કૃપાવંત, આવતી કાલે સવારે હુ એ ચોરને ગમે તે ભોગે યુક્તિ પ્રયુક્તિથી પકડી પાડીશ અને આપશ્રીના ચરણોમાં હાજર કરીશ."

" શાહબાશ ! " રાજસચિવે કોટવાળના સાહસને ઉત્સાહ આપ્યો.

મહારાજાએ કોટવાળ સામે મીઠી નજર કરતા કહ્યું : " તમને સફળતા મળે એવું રાજસભા ઈચ્છે છે. "

થોડીવાર પછી રાજસભા વિસર્જન થઈ.

એ જ રાતે કોટવાળે નગરમાં કડક ચોકી પહેરો ગોઠવી દીધો અને પોતે એક તેજસ્વી અશ્વ પર સ્વાર થઇ આખા નગરમા ફરવા માટે નીકળી પડયો

મધરાત જામી.

એક અંધકાર મય ગલીના ખૂણામા ફાટી તૂટી ગોદડી પાથરીને એક વૃદ્ધ ભીખારી પડ્યો હતો. તેના માથા નીચે એક પોટલુ હતું. રોગથી પીડા પામતો હોય એવા ઉદ્‌ગાર તેના મોઢામાથી વારવાર નીકળી રહ્યા હતા વેદના ભરી ચીચીઆરીઓથી આસપાસનું વાતાવરણ કમકમી રહ્યુ હતું.

મહાચોરની તપાસ માટે નીકળેલો કોટવાળ ફરતો ફરતો આ રસ્તે આવી પ્હોચ્યો. તેના કાન પર આ ભીખારીનો વેદના ભર્યો સુર અથડાયો. કોટવાળે અશ્વ ઊભો રાખી ભીખારી સામે નજર કરતા પડકાર કર્યો: " અલ્યા, કોણ છે?"

" બાપુ, હુ એક ભીખારી છુ. સાવ અશક્ત અને પાંગળો છું. કૃપા કરીને એકાદ પ્યાલો પાણીનો મેળવી આપો તો હુ તમારો પાડ માનીશ. ત્રણ લોકનો ધણી તમારુ કલ્યાણ કરશે." રોગી ભીખારીના શબ્દોમાં દર્દ નીતરતુ હતુ.

કોટવાળના હ્રદયમા આ શબ્દો સાંભળીને દયા પ્રગટી. તે બોલ્યો: " લાવો, તમારી પાસે કઈ ઠામ છે? કોઈ ને ત્યાથી તમને પાણી લાવી આપુ."

"ભગવાન તમારુ ભલું કરે ..આ એક તૂટ્યુ ફૂટ્યુ પાત્ર છે તે લ્યો મારો જીવ શોષાઈ રહ્યો છે." આ શબ્દો કહીને રોગી ભીખારીએ એક પાત્ર જરા ધીમે ધીમે બેઠા થઈને આગળ ધર્યું. કોટવાળે અશ્વ નજીક લાવી, વાકાવળી પાત્ર લેવા હાથ લબાવ્યો. એ જ પળે વયોવૃદ્ધ જણાતા તે રૂગ્ણ ભીખારીએ કોટવાળનુ કાડુ પકડ્યુ અને કોટવાળને ખેચીને ધરતી પર પછાડ્યો. અસાવધ કોટવાળને તમ્મર આવી ગયા ભીખારીના વેષમાં છૂપાયેલો ચોર ગોદડી પર પડેલું પોટકુ ઉઠાવીને એક જ છલગે ઘોડા પર સ્વાર થઈ ગયો. કોટવાળે બેઠા થવાનો પ્રયત્ન કર્યો. ચોરે અશ્વને એડી મારતાં કહ્યું:

"કોટવાળજી, રામરામ બંદો પોતે જ ચોર છે. આ સમાચાર ધનકુબેર યશોવર્માનો ધનભંડાર આજ મેં ફાડ્યો છે. આ સમાચાર સૌથી પહેલાં સાંભળવાનુ સૌભાગ્ય તમને પ્રાપ્ત થાય છે"

અશ્વ તીર વેગે ચાલ્યો ગયો. કોટવાળે ઘણી બૂમો મારી પણ બધુ વ્યર્થ!

મહાચોર અશ્વ સહિત પોતાના ગુપ્ત ભોંયરામા છૂપાઈ ગયો. તેની પાછળ પડેલા કેટલાક નગર રક્ષકો અંધકારમા અટવાતા જ રહ્યા.

સૂર્યોદય થતાં થતા તો સમગ્ર નગરમાં વાત ફેલાઈ ગઈ કે, કોટવાળના અશ્વને ચોર ઉઠાવી ગયો! યશોવર્માનો ધનભંડાર લુટાયો! ચોર ઘણો ચતુર લાગે છે, વગેરે વાક્યો લોકજીભે રમવા લાગ્યાં.

કોટવાળ શ્યામવદને અને નમેલા મસ્તકે મહારાજ સામે ઊભો રહ્યો. મહારાજાએ કોટવાળને કહેવા ઘટતા બે શબ્દો કહ્યા. પરાજય પામેલો કોટવાળ ગળગળો થતા બોલ્યો: "મહારાજ, ચોર ભારે ચતુર અને બળવાન લાગે છે મારી આખી યે યોજના તેણે એક જ પળમા ધૂળ ભેગી કરી નાખી!"

"આપણુ રાજતંત્ર બેઆબરૂ બની રહ્યું છે એટલો વિચાર તમારે કરવો જોઇતો હતો." મહારાજાએ કહ્યુ.

નિસ્તેજ બનેલો કોટવાળ વિદાય થયો. તે દિવસે ફરીવાર રાજસભામા ચોરને પકડવા માટે બીડુ ફેરવવામા આવ્યું ત્યારે ચતુર પ્રધાન ચંદ્રહાસે બીડાનો સ્વીકાર કરતાં કહ્યુ: "મને આશા છે કે હુ તે ચોરને સપડાવવામા ફત્તેહમંદ થઈશ"

પ્રધાનજીના આ સાહસને સભાએ પ્રોત્સાહન પાયુ. રાજસભા વિસર્જન થઈ.

પ્રધાન ચંદ્રહાસે નગરના તમામ દરવાજા સંધ્યા સમયે બંધ કરવાની આજ્ઞા કરી દીધી માત્ર એક જ દરવાજો ખુલ્લો રાખવામાં

આવ્યો. આ સિવાય ચંદ્રહાસે ચારે દિશામાં રાજના ગુપ્તચરો ગોઠવી દીધા અને પોતે મુખ્ય દરવાજા પાસે ઊભો રહ્યો

ધીમે ધીમે રાત્રિનો અંધકાર ઘેરાવા માંડ્યો. એક પછી બીજો પ્રહર પૂર્ણ થયો. ચંદ્રહાસ મુખ્ય દરવાજે ખડો હતો. તેના માણસો સમગ્ર નગરમાં ચોકી પહેરો કરતા હતા અને શકદાર માણસને પકડી લેતા હતા.

બરાબર આ સમયે એક મહિયારી ગામમાંથી બહાર નીકળવા માટે ખુલ્લા દરવાજા પાસે આવી. દૂરથી મહિયારીને આવતી જોતાં જ ચંદ્રહાસે પડકાર કર્યો: "કોણ છે?"

"તે હું મહિયારી છું...તું વળી કોણ પૂછનારો?"

"તને ખબર નથી કે હું પ્રધાન ચંદ્રહાસ છું! તુ અત્યારે ક્યાં જવા નીકળી છે?"

"ગનો માફ કરજો પરધાનજી, હું તો તમને કોક ચોકિયાત ધારતી હતી"

"પણ તુ અત્યારે આ તરફ શા માટે નીકળી છે?"

"મારે ગામ બહાર માતાજીના મંદિરે જવુ છે. હુ તો બધાય દરવાજા ફરી વળી આ એક જ ઉઘાડો જોયો."

"જા બાઈ, તારાથી અત્યારે ક્યાંય પણ જઈ શકાશે નહિ. તારે સવાર સુધી આ સ્થળે બેસી રહેવુ પડશે." પ્રધાને કહ્યુ.

"પણ બાપજી! માતાજીની માનતા તે ટળતી હશે? આજ શનેવાર છે.. મધરાતે માતાજીને ભોગ ધરવાનો છે" મહિયારીએ કહ્યું.

"ભોગ ધરવો હોય તો આવતા શનિવારે ધરજે. વધારે ચપ ચપ કરીશ નહિ. આજ રાતે જે કોઈ બહાર નીકળે તેને સવાર સુધી પરહેજ રાખવાની રાજાજ્ઞા છે."

મહિયારી પ્રધાનથી થોડે જ દૂર ઊભી હતી. તેણે પોતાની મટકી નીચે ઉતારતાં કહ્યું : 'પરધાનજી, તમે જુઓ...આમાં બીજુ કાંઈ નથી. માબાપ, માતાજીને ભોગ ધરવાની મારી ટેક તોડાવશો નહિ, હુ કઈ ચોર કે ધૂતારી નથી. દયા કરીને મને જવા દો." આ પ્રમાણે કહી મહિયારીએ પોતાની મટકી પ્રધાન સામે ધરી. શંકાની દષ્ટિથી નિહાળી રહેલા પ્રધાને જોયુ. બરાબર આ સમયે મટકીમાનો પ્રવાહી પદાર્થ મહિયારીએ ચપળતાથી પ્રધાનના મોઢા પર છાંટયો. પ્રધાન તરત હળવી ચીસ પાડીને બેભાન થઈ ગયો, બીજા બે રક્ષકો મહિયારી સામે આવ્યા. તેની પણ આની આ દશા થઈ.

મહિયારીના વેષમાં આવેલા ચોરે પ્રધાનનાં વસ્ત્રો કાઢીને દૂર ફેંકી દીધા ત્યાર પછી તે દરવાજા બહાર ચાલ્યો ગયો.

પોતાના ગુપ્ત ભોયરામા આવીને તેણે મહિયારીનાં વસ્ત્રો કાઢી નાખ્યાં પીઠ પર સોનાના દાગીનાની પોટલી બાધી હતી તે છોડીને વ્યવસ્થિત મૂકી દીધી. આજ તેણે કુબેરદત્ત શેઠને ત્યાં ચોરી કરી હતી ચતુર પ્રધાનને બરાબર થાપ આપી હતી. એથી ચોર ખૂબ જ હર્ષમા આવી ગયો હતો.

બીજે દિવસે સવારે રાજમહાલય આગળ માનવમેદની ઉભરાવા લાગી. પ્રધાન ચદ્રહાસ જેવા બુદ્ધિશાળીને જે ચોરે થાપ આપી તે ચોર કેટલો ચતુર હશે? આ પ્રશ્ન દરેકના મોઢે રમતો હતો,

મહારાજાએ જ્યારે સમાચાર સાભળ્યા કે ચતુર ચોરે કુબેરદત્તને ત્યાંથી ચોરી કરીને પ્રધાનને બનાવ્યા છે, ત્યારે તેમના દુ:ખનો અને ક્રોધનો પાર ન રહ્યો એકે સમર્થ સત્તાધીશના રાજકારોબારમા શું એક સામાન્ય ચોરને પકડવાની શક્તિ નથી રહી? આ પ્રશ્નથી મહારાજાનુ હ્દય ઘવાયું. પોતે રાજમહાલયમાંથી બહારના મેદાનમાં આવ્યા. એકઠી થયેલી જનમેદની ભારે પોકાર કરી રહી હતી. અજ્ઞાત

લોકોને ઉદ્દેશીને મહારાજાએ કહ્યું: "મારી સુખી પ્રજા પર અત્યાચાર કરી રહેલા ચોર માટે આજની રાજસભામાં હું પૂરતો બંદોબસ્ત કરીશ. આપ સહુ શાંતિથી પધારો."

પ્રજાજનો પોતાના પ્રિય રાજવીને નમસ્કાર કરીને વિદાય થયા. મહારાજા વિચારમગ્ન દશામાં મહેલમાં ગયા.

રાજસભામાં મહારાજાએ વીરત્વ ભર્યું પ્રવચન કરીને બીડું ફેરવ્યું પણ કોઇએ તો બીડું ઝીલવાની હિંમત ન કરી.

મહારાજાએ સિંહાસન પરથી ઊભા થઈ ને કહ્યુ. "ત્યારે આ કાર્ય હવે મારે જ કરવું પડશે પ્રજાની ફરિયાદો વધતી જાય છે, પ્રજામાં હાહાકાર મચી ગયો છે. ચતુર અને નીડર ચોરને પકડવાનો પ્રયત્ન આજ હું કરીશ"

મહારાજાનો આ નિર્ણય સાભળીને રાજ કર્મચારીઓનાં વદન નિસ્તેજ બની ગયાં. પ્રજામાં કંઈક ઉત્સાહ પ્રગટયો.

આજ ગામમાં કોઈની શક્તિ નહોતી કે રાતે બહાર નીકળી શકે. રાજયના સઘળા ચોકીદારો ખડે પગે ચારે તરફ ગોઠવાઇ ગયા. રાજનો ગુપ્તચર વર્ગ પણ ચારેકોર સંભાળ રાખવામાં મશગૂલ બન્યો હતો.

આ બધા સમાચાર મેળવીને ચોર ભારે વિમાસણમાં પડયો. કારણ કે આજ ખુદ મહારાજા સાથે રમત રમવાની હતી.

મધરાત પહેલાં પોતાના ભોયરામાથી નીકળીને એ માન્ત્રિક ચોર દુર્ગના ગુપ્ત માર્ગેથી નગરમા દાખલ થયો. તેણે પોતાની સાથે કોટવાળનો અશ્વ પણ લીધો હતો અને મહારાજા વિજયસેન જેવો પોષાક ધારણ કર્યો હતો. નગરપ્રવેશ કર્યા પછી તે નિર્ભયતાથી રાજમહેલ તરફ ગયો. વચ્ચે કોઈ કોઈ ચોકિયાતો મળતા પરંતુ તે બિચારાઓ આ ચોરને મહારાજા ધારીને નમસ્કાર કરી લેતા.

રાજમહાલય પાસે પહોંચીને ચોરે પોતાની નહાની ઝોળીમાંથી

એક ચપટી રાખની ભરી અને દરવાજા પાસે ઊભા રહેલા ચોકિયાત પર છાંટી. એજ પળે સઘળા ચોકિયાતો નિદ્રાધીન થઈ ગયા. ચોર ખુશ મિજાજથી અંદર દાખલ થયો. મહાલયની અંદર ચોકી કરતા સઘળા માણસોને તેણે આ રીતે નિદ્રાવશ કરી નાખ્યા. આટલું કાર્ય પતાવ્યા પછી ચોરના હૃદયમાં અતિ આનંદ થયો. તે પુલકિત હૃદયે રાજકુમારી ગુણમંજરીના શયનગૃહમાં ગયો. એક વિશાળ શય્યા પર ગુણમંજરી ગુલાબના ફૂલના સમુહ માફક શાંતિથી પોઢી ગઈ હતી. નિદ્રાધીન રાજકુમારી પર ચોરે મંત્રમાર્જિત રાખ છાંટી. ત્યાર પછી તેણે રાજકુમારીને જાળવીને ઉઠાવી લીધી. નિર્ભયતાથી તે મહેલની બહાર નીકળ્યો. પોતાના અશ્વ પર રાજકુમારીને મૂકી સવાર થયો. મહેલના દરવાજા બહાર નીકળ્યા પછી ચોરે અશ્વના કાનમાં કંઈક મન્ત્રોચ્ચાર કરીને ત્રણ ફૂંક મારી. તરત અશ્વ વાયુ વેગે રવાના થયો.

મહારાજ વિજયસેન નગરમાં ચોકી કરી રહ્યા હતા. માર્ગમાં ચોરનો ભેટો થઈ ગયો પોતાના જેવો જ વેષધારી જોતા મહારાજાએ તલવાર ખુલ્લી કરી, પરંતુ ચોરે એક અટ્ટહાસ્ય સહિત પોતાના અશ્વને મહારાજાના અશ્વ પરથી કૂદવ્યો અને ગર્વભર્યા સ્વરે કહ્યું: "મહારાજ, તમારી કન્યાને ઉઠાવી જઉં છુ તાકાત હોય તો પાછળ આવજો."

મહારાજાના રોમેરોમમાં અગ્નિ પ્રગટયો તેમણે તરત જ ચોરની પાછળ પોતાનો અશ્વ દોડાવ્યો. પરંતુ મન્ત્રબળથી વાયુ વેગે જતો ચોરનો અશ્વ દુર્ગ કૂદીને ગામ બહાર નીકળી ગયો. મહારાજા ધુંધવાઇને ઊભા રહ્યા. ચોર હાથતાળી આપીને ચાલ્યો ગયો.

પોતાના ભોંયરામાં પહોંચ્યા પછી મહાચોરે રાજકુમારીને એક ખંડમા સુંદર શય્યા પર સુવડાવી. અશ્વને યથાસ્થાને બાંધી પોતે જુદા ખંડમા એક શય્યા પર પડ્યો. તેનું હૈયું વિજયના ગર્વથી ફૂલી રહ્યું હતું.

નિરાશ અને પરાજીત થયેલા મહારાજાએ બીજે દિવસે સારાયે નગરમાં બીડું ફેરવ્યું. સાથે સાથે મોટા પુરસ્કારની ઘોષણા કરી. મોટો પુરસ્કાર મેળવવાની લાલસાને વશ થઈને નગરની સુચતુર ગણિકા કામપ્રભાએ બીડુ ઝીલ્યુ.

રાજકુમારીના અપહરણ થયાના સમાચારે આ નગરમાં ભય અને શોકનું વાતાવરણ ફેલાવી દીધું. આ પ્રશ્નનો તોડ કોઈ કરી શક્યુ નહિ. ભાવિ સંકટની કલ્પનાથી પ્રજા ધ્રૂજવા લાગી

સંધ્યાનો સમય છે. કામપ્રભાના વિશાળ વિલાસ મંદિર પાસે એક વૃદ્ધ વૈદ્યરાજ ઊભો છે. વૈદ્યની આંખોમાં પૂરો અનુભવ ભર્યો છે. વૈદ્યરાજે વિલાસ મંદિરના દ્વારમા પ્રવેશ કર્યો. દરવાજા પર એક કુબડી દાસી ખુલ્લી તલવાર લઈને ખડી હતી તે બોલી. "તમે કોણ છો?"

"હું આનર્ત દેશનો પ્રખ્યાત વૈદ્ય છુ. આજે જ આ નગરમાં આવ્યો છુ. આ નગરની પ્રશંસા સાંભળી હોવાથી મારે થોડા દિવસ અહી રહેવુ છે"

"તો આપ આવતી કાલે આવજો અત્યારે મારાં બાઈજી કોઈ ને મળી શકે તેમ નથી." કુબડીએ કહ્યુ. એની કમર વાકી વળી ગઈ હતી

વૈદ્ય વિચારમા પડ્યો, તેને આશ્રયની જરૂર હતી તે બોલ્યો: "બાઇ, તુ તારી બાઈજીને વાત તો કર હું વૈદક શાસ્ત્રમાં એટલો કુશળ છું કે તારા જેવી કુબડીને પણ આખના પલકારામા સરખી કરી દઉ."

"શું આપ મારુ કુબડું શરીર સારું કરી શકશો?"

"એમા કંઈ મોટી વાત નથી, તારી ઇચ્છા હોય તો આ પળેજ તને મારી કળાનો ચમત્કાર બતાવું."

"તો પછી આપ પ્રથમ મારું શરીર સુંદર બનાવી દો.. ત્યાર પછી હું મારાં બાઈજીને તમારી હકીકત કહીશ."

"ઠીક ત્યારે સીધી ઊભી રહે!" કહી વૈદ્યે પોતાની થેલીમાંથી ગોળી કાઢી દાસીને કહ્યું: "લે આ ખાઈ જા..."

દાસી ગોળી ખાઈ ગઈ વૈદ્યે દાસીની કમરમાં કંઈક મંત્રોચ્ચાર કરીને એક લાત મારી. દાસીની કમર તત્કાળ સીધી થઈ ગઈ. તે મકાનમા ગઇ અને કામપ્રભા આગળ વૈદ્યના ચમત્કારની વાત કરી. કામપ્રભાએ આ વિદ્યાવંતને માનસહિત લઇ આવવાની આજ્ઞા કરી

થોડીવાર પછી વૈદ્યને લઈને કુબડી દાસી કામપ્રભા પાસે આવી પહોંચી કામપ્રભાએ કહ્યુઃ "વૈદ્યરાજ, આજ હુ કોઈને પણ મળવાની નહોતી, કારણ કે મેં એક ચોરને પકડવાનુ બીડુ ઝીલ્યુ છે અને ચોરને મારે ત્યાં આવવાનો ખુલ્લો પડકાર કર્યો છે. પરંતુ આપ અજાણ્યા અને વિદ્યાવંત મુસાફર છો એટલે હુ આપનો સત્કાર કરું છું."

"હું આપનો આભાર માનુ છું અને આશિર્વાદ આપુ છું કે તમારી મનઃકામના પૂર્ણ થાય. મારે આપની લાગવગથી મહારાજાને મળવું છે. હુ આપની કીર્તિ સાભળીને અત્રે આવ્યો છુ."

"હું આપને મહારાજા પાસે જરૂર લઈ લઈશ આપ બે દિવસ શાંતિથી મારે ત્યા રહો."

ત્યાર પછી બંને વચ્ચે વૈદક સબંધી વાતો થવા માડી. વાત-વાતમાં વૈદ્યે કહ્યુઃ "મારી પાસે એવી અપૂર્વ કળા છે કે હું ગમે તેવી પ્રૌઢ નારીને માત્ર થોડી જ પળોમા તરુણ બનાવી શકુ છું. મારી પાસે મંત્રસિદ્ધ ઔષધિઓ છે અને તે કદી પણ નિષ્ફળ જતી નથી."

"શુ આપ નવું યૌવન આપી શકો છો?" કામપ્રભાએ પ્રશ્ન કર્યો. કારણ કે તે હવે પ્રૌઢ બની ગઇ હતી.

વૈદ્યે હસીને કહ્યું: "હા."

"તો તો પછી મારા ઉપર જ આપે કૃપા કરવી પડશે. મારું યૌવન ઓસરતું જાય છે. મારો ધંધો તો રૂપ અને યૌવન પર જ ચાલે છે જો આપ મને તારુણ્ય આપશો તો હું આપને મો માગ્યું ધન આપીશ "

"દેવી હું ધનલોભી નથી. મે તો સેકડો સ્ત્રી પુરુષોને યૌવનનું દાન આપ્યુ છે "

"તો મારા પર આપ ક્યારે પ્રયોગ કરશો ?"

"આપની ઇચ્છા હોય તો હું અત્યારે જ પ્રયોગ કરું. સંધ્યાનો સમય છે એટલે પ્રયોગનો કાળ ઘણો અનુકૂળ છે. કશી વાર લાગશે નહિ. મંત્ર સિદ્ધ ઔષધિનો ચમત્કાર એક જ ઘડીમાં થશે. આપનો કોઈ ખાસ ઓરડો હોય ત્યા મને લઈ ચાલો."

નૂતન યૌવનના સ્વપ્ન સાથે કામપ્રભા તરત ઊભી થઈ. સર્વ દાસીઓને બરાબર સંભાળ રાખવાનું કહીને તે વૈદ્યરાજને લઈ એક ખાસ ઓરડામાં ગઈ. વૈદ્યરાજે કમાડ બંધ કરતા કહ્યુ: "દેવી, આપ સ્થિર ઊભાં રહો અને ધરતી પ્રત્યે નજર રાખી મનથી બોલો, હે વૈદ્યરાજ, મને નવું યૌવન આપો."

કામપ્રભા મનથી બોલી

વૈદ્યરાજે પોતાની થેલીમાંથી સાત અડદના દાણા કાઢીને કામપ્રભા પર નાખતા કહ્યું: "ત્રણ દિવસ સુધી તારો દેહ રાસભી [ગધેડી]ના વેષે રહો."

તત્કાળ મંત્ર પ્રભાવથી કામપ્રભા ગર્દભી બની ગઈ. વૈદ્યે મૂક્ત હાસ્ય વેર્યું. એ ઓરડામાં રહેલા વેશ્યાના ધનભંડારમાંથી વૈદ્ય રૂપી ચોરે રત્નો વિગેરેના દાગીનાઓ ઉઠાવ્યા. ત્યાર પછી તે બહાર નીકળ્યો અને બહારથી ઓરડો બંધ કરી મુખ્ય ખંડમાં આવ્યો.

મુખ્યખંડમાં ત્રણ ચાર દાસીઓ ઊભી હતી. ચોરે કહ્યું: " તમારાં બાઈજીને નવું યૌવન પ્રાપ્ત થઇ ગયું છે. એક ઘડી પછી ઓરડો ઉઘાડવાનો છે. એ દરમ્યાન મારે નદીના વહેતા જળમાં સ્નાન કરવુ પડશે, હું આ ગામનો અજાણ્યો છુ તો મને નદીએ લઇ જવાની વ્યવસ્થા કરો. "

એક દાસી ચોર સાથે નદીએ જવા તૈયાર થઈ.

ગામ બહાર નીકળ્યા પછી ચોરે કહ્યુ: " દાસી, તુ હવે તારી બાઈજી પાસે ચાલી જા. હું વૈદ્ય નથી પણ ચોર છુ મે કામપ્રભાને મંત્રબળથી ગધેડી બનાવી દીધી છે. ત્રણ દિવસ પછી તે સ્વય પોતાના મૂળ સ્વરૂપમા આવી જશે તારી બાઈનું ઝવેરાત મે ઉઠાવી લીધુ છે."

દાસી તો આ સાભળીને ડરી જ ગઈ. ચોર હસતો હસતો ચાલ્યો ગયો.

ગુપ્ત ભોયરામા કેદ થયેલી રાજકુમારી દુ:ખી હાલતમા મૂઝાઇ રહી હતી. મૂક્તિ માટે તેનુ હૃદય ઝખી રહ્યુ હતુ. નાશી છૂટવા માટે તેણે ઘણો પ્રયત્ન કર્યો હતો; પણ બહાર છટકવાનો માર્ગ મળતો નહોતો.

કામપ્રભાને પરાજીત કરી ચોર આવ્યો અને રાજકુમારીવાળા ખંડમાં જઈ ગર્વથી બોલ્યો. ' ગુણુમજરી, તારા નગરની ચતુર વેશ્યા કામપ્રભાને મત્રબળથી ગધેડી બનાવી હુ તેનો ધનભડાર લુટી આવ્યો છુ તારા નગરમા કોઇ પણ વ્યક્તિ એવો નથી કે મને પકડી શકે. હવે તો તને મારી શક્તિ પર વિશ્વાસ બેઠો ને? કહે, મારી માગણીનો સ્વીકાર કરા શકે છે?"

" તારા જેવા નાલાયક ચોરની માગણીનો સ્વીકાર હુ કોઇ પણ સયોગોમાં નહિ કરુ. "

"તો પછી તારે આ સ્થળે જીવનભર વેદના ભોગવવી પડશે."

"તે પહેલાં મને કોઈ ને કોઈ મુક્ત કરશે"

"એવો કોઈ પુરુષ નથી કે મારી શક્તિ ઉપર વિજય મેળવે"

"એક પુરુષ છે."

"કોણ ?"

"એક નવજવાન પરદેશી. તેનું નામ વિમળયશ છે અને તે ચતુર અને વિદ્યાવત છે"

"વાહ, એને પણ હું મારો પંજો બતાવી દઈશ અને ત્યાર પછી હું તારી સાથે લગ્ન કરીશ."

"તુ સ્વપ્નમા પણ માનીશ નહિ કે મ જરી તારી થશે."

"એ વિચાર મારે કરવાનો છે. હું તને આઠ દિવસની મહેતલ આપુ છું એ દરમ્યાન તું તારો નિર્ણય કરી લેજે. આઠ દિવસ પછી હું મારી ઈચ્છા ગમે તે ઉપાયે પૂર્ણ કરીશ" આટલું કહી ચોર પોતાના ખ ડમાં ચાલ્યો ગયો.

રાજકુમારી આ કાળદૂતના સળગતા શબ્દો સાંભળીને રડવા લાગી.

એજ રાતના મહારાજાને સમાચાર મળી ગયા કે કામપ્રભાને મ ત્રબળથી રાસભી બનાવી, તેનું ઝવેરાત ઉઠાવી ચોર સંધ્યા પછી નાશી ગયો છે. આશ્ચર્ય કારક બનાવો જનતામા પળમાટે ય છૂપા રહી શકતા નથી મધરાત થતા પહેલાં તો કામપ્રભાના વિલાસભવન આગળ હજારો નગરજનો એકઠા થઈ ગયા. મહારાજ પોતે પણ આવી પહોચ્યા અને આ કૌતુક નિહાળીને ખૂબ જ દુ:ખ પામ્યા પ્રજાજનનો પોકાર વધી પડયો.

બીજે દિવસે મહારાજાએ ફરીવાર સમગ્ર નગરમા બીડું ફેરવ્યુ સાથે પડહ વગડાવ્યો કે, "કોઈપણ વીર પુરુષ આ ચોરને પકડી લાવશે તેને હુ મારું અર્ધુ રાજ અને મારી પુત્રી આપીશ"

પણ કોના હિંમત ચાલે? માયાવી ચોર સામે જંગ ખેલવો તે રમત વાત નહોતી. નગરમાંથી કોઈએ બીડું ઝીલ્યું નહિ. રાજકર્મચારી બીડાવાળો થાળ લઈને નિરાશ હૈયે રાજસભામાં પાછો આવ્યો.

બીડું પાછું આવ્યું જોઈને મહારાજાએ રાજસભા વચ્ચે ઊભા થઇ કહ્યું: "શું મારા નગરમાથી વીરત્વ ચાલ્યું ગયુ છે? શું મારા રાજમાથી ચતુરાઈ મરી પરવારી છે? ખરેખર, તમે કોઈ પ્રજાજનને યોગ્ય નથી, હુ રાજાને યોગ્ય નથી"

મહારાજા નિરાશ વદને સિંહાસન પર બેસી ગયા.

સમગ્ર સભા નિરાશ બની ગઈ હતી. સર્વના મસ્તક નીચા નમી પડ્યાં હતા. સભા મંડપમા સ્મશાન જેવી શાંતિ પથરાઈ ગઈ હતી.

ચારે તરફ દષ્ટિ કરીને વિમળયશ ઊભો થયો. મહારાજા સામે ...હપૂર્ણ નજરે જોઈ તે મૃદુ ગંભીર સ્વરે બોલ્યો: "મહારાજ, હું પરદેશી છુ એથી તમારા રાજકીય બનાવમાં પડવા નહોતો માગતો. પરંતુ આપને નિરાશ જોઈને મારે કહેવું પડે છે...હજી વીરતા મરી પરવારી નથી હુ બીડું ઝીલુ છું અને પ્રતિજ્ઞા કરું છું કે કોઈપણ ઉપાયે રાજકુમારીને મૂક્ત કરીશ અને ચોરને પકડીશ"

વજ્ર જેવો નિર્ણય સાભળીને સમગ્ર સભા ચકિત થઈ ગઈ. મહારાજના વદન પરની નિરાશા હળવી થઈ ગઈ. તેઓ હર્ષ ભર્યા હૈયે સિંહાસન પરથી ઉઠીને વિમળયશ પાસે આવ્યા અને વિમળયશની પીઠ પર હાથ મૂકતા બોલ્યા: "મિત્ર, મને વિશ્વાસ છે કે તમારા હાથે આ કાર્ય અવશ્ય પૂર્ણ થશે અને મારી કીર્તિ બચી જશે."

રાજસભાએ વિમળયશને આશીર્વાદ આપ્યા.

થોડીવાર પછી રાજસભા વિસર્જન થઇ.

સાંજના વિમળયશે પોતાના સઘળા માણસોને ચંદ્રમહેલમાં છૂપાઈ રહેવાની સૂચના કરી, પણ ચંદ્ર મહેલમાં રહેવા માટે કોઈ

તૈયાર ન થયુ ! સહુના હૃદયમાં ડર હતો કે રખેને કામપ્રભા માફક આપણને ગધેડા બનાવી દે! આ ભયથી બધા ચાલ્યા ગયા ચંદ્ર મહેલ સાવ સૂનો થઈ ગયો આ સૂના થઇ ગયેલા મહેલમાં માત્ર વિમળયશ એકલો રહ્યો

વિમળયશે પુષ્કળ વિચાર કર્યા પછી નક્કી કર્યું, ચોર ભારે હઠીલો છે એથી મને પરાજીત કરવા હુ જ્યા હઈશ ત્યાં જરૂર આવશે અને મને લૂટશે મારે આ સ્થળે જ રહેવુ જોઈએ આ પ્રમાણે નિશ્ચય કરીને તેણે ચંદ્રમહેલના દ્વાર ખુલ્લાં રાખ્યાં અને પોતે 'અદૃષ્ટિ-કરણ' વિદ્યાનો ઉપયોગ કરી એક તરફ અદૃશ્ય ભાવે ઊભો રહ્યો. ત્યાર પછી તેણે 'પરવિદ્યા છેદિની' વિદ્યાની સાધના કરીને પોતાનુ રક્ષણ કર્યું.

વિમળયશે બીડું ઝીલ્યાની બાતમી ચોરે મેળવી લીધી હતી. મધરાતે પોતાના ગુપ્ત સ્થળેથી બહાર નીકળતી વખતે તેણે રાજ-કુમારીને કહ્યું: 'રાજકુમારી, તું વિમળની ઝખના કર્યા કરે છે, પરંતુ આજે તારા વિમળને બેહાલ બનાવી દઇશ."

ચોર હસતો હસતો ભોંયરા બહાર નીકળ્યો રાજકુમારી વિમળ-યશના વિચારોમાં આસુ સારતી બેસી રહી

મહાચોર સીધો ચંદ્રમહેલ તરફ ગયો ચંદ્રમહેલમા પહોંચીને જોયુ તો ત્યા કોઈપણ માનવી નહોતુ. મહાચોર માટે બારણા ખુલ્લા હતા. તે નિર્ભયતાથી અંદર ઘૂસ્યો. વિમળયશ શાંતિથી અદૃશ્ય ભાવે ચોરને નિહાળી રહ્યો. ચોરે એક ખંડમા પ્રવેશ કરી વિમળયશની એક પેટી તોડી, તેમાંથી સોનું તથા ઝવેરાત ઉઠાવ્યું અને પોટલુ બાધી તે ધીરે ધીરે વિદાય થયો ચોરના ચહેરા પર આનંદ હતો. તેણે માન્યુ કે મારા પ્રતાપથી ડરી ગયેલો વિમળયશ કોઇ સ્થળે ચાલ્યો ગયો લાગે છે. આ પ્રમાણે હર્ષમા પુલકિત થતો મહાચોર ચાલવા

લાગ્યો. ચોરના હૃદયમાં એમ હતું કે વિમળયશ મને ન પકડી શક્યો વિમળયશના હૃદયમાં એમ હતુ કે ચોર આબાદ સપડાયો છે! વિમળયશ પણ ચોરની પાછળ પાછળ અદૃશ્ય ભાવે ચાલવા લાગ્યો.

ચોર પોતાના ગુપ્ત સ્થાન પાસે આવી પહોંચ્યો. ચારે ય દિશાએ નજર કરીને તેણે ભોંયરાનુ ગુપ્તદ્વાર યુક્તિથી ખોલ્યું. ત્યાર પછી તે ઝવેરાતના પોટલા સાથે અંદર દાખલ થયો. એ જ પળે વિમળયશે પણ પાછળ પ્રવેશ કર્યો. શિલાદ્વાર બંધ થયું.

રાજકુમારી વિચારો વચ્ચે જાગતી પડી હતી. એની શય્યા પાસે એક દીપમાલિકા પ્રજળી રહી હતી. ત્યાં ચોરે આવીને કહ્યું: "રાજકુમારી, વિમળયશની માળા તો નથી ફેરવતીને? જો આજ તારા વિમળયશનો ધનભંડાર લૂંટીને ચાલ્યો આવ્યો છું. એ નિર્માલ્ય ડરપોક મારો સામનો કરવાને પણ તૈયાર નહોતો. બોલ, હવે મારા માટે તુ શું કહે છે?"

"તારા જેવા પાપીનું મૃત્યુ વહેલુ થાય એમ જ હું કહું છુ." રાજકુમારીનાં નયનો તપાવેલ ત્રાંબા જેવાં બન્યાં.

રાજકુમારીના આ સળગતા શબ્દો સાંભળીને ચોરની આંખમાં અગ્નિ પ્રગટયો. તે બોલ્યો: "રાજકુમારી, તારે એક વાત સમજી લેવાની છે કે હુ તારો સ્વામી છું. હવેથી તુ આવા અપમાન જનક શબ્દો કહીશ તો તને ખૂબ ભારે પડશે. મારી તલવાર નિર્બળ નથી સમજી?"

"તો નરપિચાશ તારી તલવાર ઉઠાવ અને તારી સમગ્ર તાકાત સાથે મારી ગરદન પર ચલાવ તારા જેવા લૂંટારાને હું સ્વામિ કરીશ એવી આશા રાખીશ નહિ. તારા જેવા નરપિચાશને શરણે રહેવા કરતા મૃત્યુને ભેટવુ મને વધારે પ્રિય છે"

ચિનગારી જેવા આ શબ્દો ચોરના હાડેહાડમા ઉતરી ગયા.

તરત તેણે ખડ્ગ ઉઠાવ્યુ અને કહ્યું: "તારા ગર્વનો ઉત્તર આ સિવાય બીજો એક પણ નથી." મહાચોરે તલવાર મ્યાન મૂક્ત કરી.

એજ સમયે પાછળથી સઘળુ જોઈ રહેલા વિમળયશે પડકાર કર્યો "નાદાન, બાયલા! સ્ત્રી પર તલવાર ઉગામવામા શુ તારી બહાદુરી સમજે છે? મર્દનો પુત્ર હો તો મારા સામે આવ તું મનમા ફૂલાઇ રહ્યો છે કે વિમલયશને તે થાપ આપી પણ વિમળયશ તારી પાછળ જ આવ્યો છે, જો આ રહ્યો.. ..." કહી વિમળયશ અદૃષ્ટિકરણ વિદ્યામાથી મૂક્ત થયો. તેના હાથમા અષાઢી વિજળી જેવી તલવાર ચમકી રહી હતી. મહાચોર પ્રથમ તો ભારે ગભરાઇ ગયો; પરતુ હિમત ન હારતા તેણે પોતાની ઝોળીમાથી જુવારના દાણા કાઢયા અને વિમળયશ પર છાટતા કહ્યુ: "જા... હમેશ માટે અંધ બની જા"

ઉત્તરમા વિમળયશ ખડખડાટ હસ્યો બોલ્યો: "મને અધ કરવાની તાકાત તારા મત્રોમા નથી. હુ ધારૂ તો તને આ પળે જ ધરતી ભેગો કરી શકુ તેમ છું: પરતુ મારે તારી મર્દાનગી જોવી છે. ચાલ તારી તલવાર ઉઠાવ!"

મહાચોર ધૂધવાયો તેણે ફરીવાર ઝોળીમાથી થોડાક અડદના દાણા કાઢીને મત્રોચ્ચાર કરી વિમળયશ પર છાટયા અને કહ્યું: "આ પળે જ તું ગર્દભ બની જા!"

"અરે મૂર્ખ, મે તને એકવાર કહ્યુ કે તારા કોઈપણ મત્રો મારા પર કશી અસર કરી શકશે નહિ નકામો શા માટે ફાંફાં મારે છે? તારામાં પૌરુષેય હોય તો તારી તલવાર ઉઠાવ!"

અચાનક આ પ્રસગ થવાથી રાજકુમારીના હૃદયમાં આશ્ચર્ય અને આનદનો સુમેળ થયો.

મંત્રથી પરાજિત થયેલા ચોરે થાકીને તલવાર ઉઠાવી. બંને વચ્ચે ત્યા જ સંગ્રામ મચ્યો. એકબીજા દાવપેચ લડાવવા લાગ્યા. બંનેની આંખમા ખૂન ભરાયું હતુ અષાઢ માસમાં વીજળીઓ ધરતી સાથે વારણાં લેતી હોય, તેમ બંનેની તલવારો ચમકી રહી હતી એકાએક વિમળયશે એક ગુલાંટ મારી અપૂર્વ ચાલાકીથી ચોરની તલવારના બે ટૂકડા કરી નાંખ્યા. વિમળયશે ચોરનું કાંડું પકડી લીધુ. ચોર છૂટવા માટે પ્રયત્ન કરવા લાગ્યો વિમળયશે કહ્યું: "નામરદ, તારા હૃદયમાં અભિમાન હતુ કે મારા જેવી તાકાત ધરાવનાર કોઈ નથી. પણ શેર માથે સવાશેર હોય જ છે. હુ ધારુ તો આ પળે જ તારુ માથુ ધડથી જુદુ કરી શકું તેમ છુ. પણ મારે એમ નથી કરવુ."

ચોરની શક્તિ વિમળયશના બળ આગળ પરાજય પામી. તેણે છટકવા માટે ઘણો પ્રયત્ન કર્યો, પરંતુ વિમળયશના પંજામાથી તે છટકી શકયો નહિ. રાજકુમારી તો અવાક્ બની ગઈ હતી વિમળયશે રાજકુમારી તરફ નજર કરતા કહ્યું: "રાજકુમારી, સામે જે હીરની દોરી પડી છે તે લઈ લ્યો અને આ નામર્દને મજબૂત રીતે બાંધો. તમે જરાય ગભરાશો નહિ."

અંતે મંત્રવિદ્યાના ગર્વથી પોતાને મહાન માનનારો ચોર વિમળયશ સામે બંધાયો.

ત્યારપછી વિમળયશે કહ્યુ : "રાજકુમારી, આપણે સૂર્યોદય પછી આ ચોરને લઈને નગરમાં જઈશુ. ત્યા સુધી અહી જ રહેવું પડશે કારણ કે આ ચોરે જે કંઈ લૂટનો માલ એકઠો કર્યો છે તે આપણે સંભાળી લેવો પડશે."

ચોરનો ગર્વ ઉતરી ગયો હતો.

હજી સૂર્યોદયને ઘણી વાર હતી.

રાજકુમારી અને વિમળયશ ચોરના સંગ્રહસ્થાનમાથી સઘળો માલ બહાર કાઢવાના કામમાં ગૂંથાયા.



રાત્રિનો અંતિમ પ્રહર પૂર્ણ થાય તે પહેલાં નગર રક્ષક તરફથી મહારાજાને સમાચાર મળ્યા કે ચંદ્રમહેલમાં વિમળયશ નથી .. એમના ભંડારમાંથી ચોરી થઈ છે.

વહેલી સવારે તો આ સમાચાર આખા નગરમાં વાયુવેગે પ્રસરી ગયા. મહારાજાએ નિશ્ચય કર્યો : " મારા સર્વ પ્રયત્નો મિથ્યા નિવડયા છે રાજતંત્ર માટે હું સાવ નિર્બળ પૂરવાર થયો છું. અન્ય રાજ્યોમાં મારી પ્રતિષ્ઠાનુ પતન થશે મૃત્યુને ભેટવા સિવાય મારા માટે કોઈ માર્ગ નથી. મારે કલંક સાથે બળી મરવુ જોઈએ !"

આ નિશ્ચયની સાથે જ મહારાજાએ આજ્ઞા આપી . " ગામ બહાર અત્યારે જ એક ચિતા રચાવો અને તે સ્થળે સઘળા રાજ કર્મચારીઓ તથા પ્રજાજનોને હાજર રહેવાનો ઢંઢેરો પીટાવો "

સૂર્યોદય થતાં થતાં તો ગામ બહાર જનમેદની ઉભરાવા લાગી લોકો રાજાજ્ઞાનો આશય સમજી શક્યા નહોતાં. યથા સમયે મહારાજા

સર્વ રાજકર્મચારીઓ સાથે આવી પહોંચ્યા. મહારાજાના આગમનથી લોકો શાંત થઈ ગયા. મહારાજાએ એક ઉંચા આસન પર ઊભા રહીને કહ્યું: " મારા પ્રિય પ્રજાજનો, અત્યારે આ સ્થળે તમને એકત્ર કરવાનો અને આ ચિતા રચવાનો મારો હેતુ તમે નહિ સમજી શક્યા હો. જે રાજા પ્રજાનાં જીવન સંકટો દૂર ન કરી શકે, વ્યવસ્થિત રીતે રાજવહિવટ ન ચલાવી શકે અને રાજમાં ઊભી થતી અવ્યવસ્થાને ન પહોંચી શકે તે રાજાએ પોતાના જીવનને ભાર રૂપ માની, રાજધર્મના આદર્શની રક્ષા ખાતર જીવતા જ સળગી મરવુ જોઈએ. અને એવો નિર્માલ્ય રાજા વિલાસી, દુરાગ્રહી અને શયતાન હોય તો પ્રજાએ તેને સળગી જવાની ફરજ પાડવી જોઇએ. હું મારી નિર્બળતા સમજી શક્યો છું. મારા જીવન પર એક ચોરને ન પકડી શકવાનું કલંક લાગ્યું છે. એ કલંક ધોવા ખાતર મારે અગ્નિ સ્નાન કરવું જ રહ્યું. હું ગમે તેવો સમર્થ હોઉં, છતા મારી પ્રજાને ત્રાસ આપી રહેલા એક ચોરને હું પકડી શક્યો નથી એ મારા રાજધર્મ પર કાળી મેસ લાગી છે. મારી રાજપ્રતિષ્ઠાને અકલંકિત રાખવા ખાતર હું આજે મારા દેહનુ બલિદાન દેવા તૈયાર થયો છુ ખૂબ વિચાર કરતા મને સમજાયુ છે કે અગ્નિ-પ્રવેશ સિવાય મારા માટે અન્ય કોઈ માર્ગ નથી રહ્યો. મારા આ ટૂંકા નિવેદનનો હેતુ આપ સહુ સમજી ગયા હશો હુ આશા રાખુ છું, આપ સહુ મને હર્ષ પૂર્વક મારો ધર્મ રક્ષવાની આજ્ઞા આપશો "

મહારાજાનુ આ નિવેદન સાભળીને પ્રત્યેક પ્રજાજનનાં હૃદય કંપી ઉઠયાં સહુની આખ સામે એક પ્રકારનો અંધકાર છવાયો. સહુનાં મન શોક મગ્ન બની ગયાં. કોઈના મોઢામાંથી એક શબ્દ પણ ન નીકળી શકયો.

મહારાજાએ ફરી કહ્યુ : " કહો, આપના મૌનથી મને આજ્ઞા મળી ગઈ એમ માની લઉ ? "

" નહિ મહારાજ, આવુ સાહસ ન કરો, સહુ તમને દેવતુલ્ય માને છે. તમારો પ્રજા પ્રત્યેનો પ્રેમ અગાધ છે...તમે આ રીતે અમને રઝળતા કરો. તમારા કરતા અમે ચિતામાં પડીએ તે ઉચિત છે." સર્વ પ્રજાજન વતી નગરશેઠ બોલી ઉઠ્યા.

મહારાજ કંઈ ઉત્તર આપવા જાય તે પહેલા જ એક દિશામાથી જરાં કલરવ વધી પડયો; અને એકાએક આનદ ધ્વનિ ઉછળ્યો. " વિમળયશનો જય થાઓ.. મહારાજાનો જય થાઓ...ચોરને પકડીને વિમળયશ આવી રહ્યા છે. રાજકુમારી પણ સાથે છે "

સહુની નજર એ તરફ ગઇ. વિમળયશ ચોરને બાધીને ચાલ્યો આવતો હતો પાછળ રાજકન્યા હતી મહારાજાએ આ દશ્ય હર્ષ ભર્યો નયને નિહાળ્યુ. સર્વના આનદનો પાર ન રહ્યો. પ્રજાએ પુનઃ જયધ્વનિ પોકાર્યો.

વિમળયશ ચોરને લઈ મહારાજ પાસે આવી પહોચ્યો. રાજકુમારી પોતાના પિતાશ્રીને વળગી પડી વિમળયશે નમસ્કાર કરતા કહ્યુ. " મહારાજ, આપના આશિર્વાદના પ્રતાપે હુ મહાન ચોરને પકડવા અને રાજકુમારીને બચાવવા ભાગ્યશાળી થયો છુ "

" મિત્ર, તમારા આ અપૂર્વ સાહસ બદલ હુ તમને ધન્યવાદ આપુ છુ. આજથી તમે મારા રાજ્યના અર્ધ ભાગીદાર છો અને મારી કન્યાના સ્વામિ છો "

" મહારાજ, આ સબધી યોગ્ય સમયે સઘળુ થઇ જશે. અત્યારે એ પ્રસગ નથી આપની મારા પર કૃપા છે એ મારા માટે અલ્પ પુરસ્કાર નથી." વિમળયશે કહ્યુ.

" સારુ, એ ચર્ચા પછી કરીશુ હવે આ ચોરને આ પળે જ ચિતામાં નાખીને સળગાવી દો!" મહારાજાએ આજ્ઞા કરી

તરત વિમળયશ બોલી ઉઠ્યો : "નહિ મહારાજ, આપની આજ્ઞા પાછી ખેંચી લો. આ ચોર એક સમર્થ વિદ્યાવંત છે. તેણે પોતાની વિદ્યાનો અવળે માર્ગે ઉપયોગ કર્યો છે જગતમાં વિદ્યા અને વિજ્ઞાનનો દુરુપયોગ કરનારાઓ ઘણા હોય છે, એ બધા દયાને પાત્ર છે; કારણ કે તેઓ મિથ્યા ગર્વને વશ થઈ વિદ્યાનું સાચું સ્વરૂપ સમજી શક્યા નથી આપ આ ચોરને જીવનદાન આપી એને વિદ્યાનું સ્વરૂપ સમજવાની તક આપો. ગુનેગાર માટે મૃત્યુ કે કેદ એ સાચી સજા નથી, એ એક પ્રકારનો નૈતિક બળાત્કાર છે. આ રીતે સજા કરવાથી ગુનાઓ કોઈ દિવસ અટકતા નથી. ગુનેગારોને સાચી સજા તો એ છે કે તેના હૈયામાં પશ્ચાતાપનો અગ્નિ પ્રગટાવવો યુગ યુગ થયા ગુનેગારના માથા પર મૃત્યુ અને કારાગારની અમાનુષી શિક્ષા પ્રચલિત છે, છતાં પણ જગતમાંથી ગુનાનો અને ગુનેગારનો અંત નથી આવ્યો. આપશ્રીના પવિત્ર રાજશાસનમાં ગુનેગારનો હૃદય પલટો થાય તેવી પ્રથા દાખલ કરો અને આ વિદ્યાવંતને મૂક્ત કરો."

"વિમળયશ, તમારા પવિત્ર વિચારો પ્રત્યે મારા હૃદયમાં શ્રદ્ધા પ્રગટે છે હું આ ચોરને મૃત્યુદંડથી મૂક્ત કરું છું." મહારાજાએ કહ્યું

ચોરે મહારાજા સમક્ષ હાથ જોડી વિનંતિ કરી : "મહારાજ, મારા ગર્વનું ખંડન થઈ ગયું છે. હું મારી વિદ્યાના સોગંદ ખાઇને પ્રતિજ્ઞા કરું છું કે હવેથી હું કોઈ દિવસ માનવ કલ્યાણના માર્ગથી ચલિત નહિ બનું. મારી સાધનાનો દુરુપયોગ નહિ કરું."

મહારાજાએ તરત ચોરને મૂક્ત કર્યો, ચોરે વિમળયશ સામે હાથ જોડી કહ્યું: "ભાઈ, મારા જેવા અધમને આપ થોડો સમય આશ્રય આપી શકશો?"

"જરૂર...તારી ઇચ્છા મુજબ તું મારે ત્યાં મિત્ર માફક રહી

થકે છે." વિમળયશે ઉદારતા પૂર્વક કહ્યું.

ત્યાર પછી ચોરે રાજકુમારીની ક્ષમા માગી.

પ્રજાજનોના હૃદયમાં આનંદ છવાયો.

ચોરની સાથે રાજના કેટલાક માણસો ગુપ્ત ભોંયરા તરફ લૂટાયેલો માલ લેવા વિદાય થયા.

સઘળા લોકો આનંદ સહિત વિખરાયા.

એ જ સાંજે જે જે વ્યક્તિઓનો માલ લૂંટાયો હતો, તે તે વ્યક્તિઓનો પાછો મળી ગયો.

ભેનાપુર નગરના આંગણે આંગણે વિમળયશનાં યશોગાન ગવાઈ રહ્યા.

એક મહિના પછી વિદ્યાવંત ચોર વિમળયશની રજા લઈને પવિત્ર જીવન ગાળવા ખાતર પોતાના વતન તરફ વિદાય થયો.



## પ્રકરણ ૪૯ ..... ........ ..............પ્રેમનો પરમ આનંદ

સ્નેહનું ઉગમ સ્થાન ક્યાં હશે ? પ્રીતિનાં રસઝરણ ક્યાંથી વહેતાં હશે ? ઊર્મિ, ઉલ્લાસ અને મસ્તીનો જન્મ ક્યાંથી થતો હશે ? આવા પ્રશ્નો કોઈ પ્રણયીને પૂછવામાં આવે તો તે એમ જ કહે. "આ બધાનું મૂળ હૃદય છે." હૃદય–સરોવરમાંથી વહેતા સ્નેહ-ઝરણ અગાધ અને રસભર્યાં હોય છે.

વિમળયશના સ્નેહ સ્મરણને સંભારી રહેલી રાજકુમારી ગુણ-મંજરીએ સ્નેહના મીઠા સ્મરણોમાં એક માસ વીતાવ્યો. વિમળયશનું હૃદય તેને આકર્ષી રહ્યું હતું. મહાચોરના પંજામાંથી જ્યારે વિમળયશે મંજરીના સ્વામી તરીકે જાહેર કર્યો, ત્યારે તો તે એમજ માની બેઠી હતી કે મારો પ્રાણનાથ વિમળયશ છે, મારું જીવન

યુવાન હૃદયમા આકાંક્ષાઓ વાર ત્રાર અને ખૂબ જ જાગે છે. મંજરી નવયૌવનના પ્રાગણુમાં પગ મૂકી ચૂકી હતી તેના હૃદય પટ પર પ્રણયની ઝંખના અંકિત થઈ હતી પણ આ ઝંખના ક્યારે તૃપ્ત થશે? પ્રણય જીવનની પચરંગી દુનિયા ક્યારે આબાદ બનશે? હૈયાની આ બધી વેદના કેવી રીતે વ્યક્ત કરી શકાય?

આવીને આવી રસવેદના વચ્ચે એક માસ ચાલ્યો ગયો. હવે મંજરી પોતાના હૃદયને સ્થિર ન રાખી શકી તેનુ ધૈર્ય ડગવા માંડ્યુ. પોતાની ઉરભાવના વિમળયશ સમક્ષ વ્યક્ત કરવાનો તેણે નિર્ણય કર્યો.

મધરાતનો સમય હતો. પૂર્ણચંદ્ર પ્રકાશી રહ્યો હતો પ્રેમીઓના હૃદયનો પરિહાસ કરતો ચદ્ર મંજરીના પ્રાણ પર ચિનગારીઓ પાથરવા લાગ્યો ઝરૂખા વાટે આવતા કિરણો આગ જેવાં જણાતા હતા ચદ્રકિરણોની મીઠી મસ્તીએ મંજરીના હૈયામા બળવો જગાડ્યો તે શય્યા પરથી ઉઠી અને એક તરફ પડેલી દીપમાલિકા પાસે ગઇ. થોડીવાર વિચાર કરીને તેણે વિમળયશ પર પત્ર લખવાનુ નક્કી કર્યું. પત્ર અને કલમ હાથમા લીધા. ઉરઘેલા અરમાનોથી ધ્રૂજતા હાથે તેણે પત્ર લખવો શરૂ કર્યો પત્ર લખી પૂર્ણ કરીને તેણે બે ચાર વાર પત્ર વાચી જોયો પત્રમા લખ્યુ હતુ:-

પ્રાણેશ્વર,

તમને આશ્ચર્ય તો થશે, પરંતુ હું તમારી વાગ્દત્તા બની ચૂકી છુ, એટલે આ પત્ર લખવો અનુચિત નહિ ગણાય, હૈયુ હાથમા ન રહી શક્યુ...હૈયામા આપણી ઊર્મીએ ખળભળાટ મચાવ્યો...તેથી આ પત્ર લખું છુ! આમ દાસીનો અવિનય જણાય તો ક્ષમા કરજો, આપનુ કલાપ્રિય હૃદય જ્યારથી મેં જાણ્યુ છે, ત્યારથી મારૂ હૃદય

આપની પૂજા કરી રહ્યું છે. આઠેય પ્રહર માટે આપ મારૂ મીઠુ સ્મરણ બન્યા છો. મહાચોરના પંજામા સપડાયા પહેલા મને સ્વપ્ને પણ કલ્પના નહોતી કે હું આપની જીવન સહચરી બનવાનું ભાગ્ય પ્રાપ્ત કરી શકીશ. ખરેખર આપે મને મહાચોરના કારાવાસમાથી મૂક્ત કરી, તમારા હૃદય મંદિરમાં સદાને માટે પૂરી દીધી છે. તે પળથી હું આપની પૂજારણ બની છું.

પ્રિય, આપનુ હાસ્યભર્યું સુંદર વદન મારા નયન સામે તર્યા કરે છે. મારા હૈયામા કેવળ આપની જ કલ્પનાઓ રમ્યા કરે છે. મારું અને તમારુ સુખદ મિલન ક્યારે થાય એ આશા મારા જીવનને નચાવ્યા કરે છે. મારા મનોમંદિરમા આપની છબી એક પળ માટે પણ દૂર થઈ શકતી નથી શું સ્મૃતિનું માધુર્ય આટલુ પજવનારું હશે! મારી નિંદ્રા પણ વિલય પામી છે. શુ પ્રેમનો પ્રભાવ આવો વિચિત્ર હશે?

મારા પિતાશ્રીએ આપને તત્કાળ લગ્ન કરવા જણાવ્યું હતું, પરંતુ આપે સમયની મર્યાદા બાંધી છે એ સમાચાર હુ જાણી શકી છુ સમયની મર્યાદા શા માટે? શું હુ આપના ચરણોની દાસી થવા અયોગ્ય છુ? શું મારા હૈયામાં વસતો પ્રેમ સાચો નથી? આપ શા માટે સમયની મર્યાદા માગી રહ્યા છો? એક વખત આપ મને મળવાનો પ્રસંગ લેશો તો હુ મારા હૃદયની વ્યથા આપની સામે મૂકી શકીશ.

આપના પ્રત્યુત્તરની આશા રાખી રહી છું આવેલ દાસીને જ ઉત્તર લખી આપશો.

લી તમારી

મંજરી

વારંવાર આ પત્ર વાંચીને તે પોતે જ શરમાઈ જતી. અંતે

તેણે પત્રને એક સુવર્ણપાત્રમા ગોઠવી, પાત્રને ઓશીકા આગળ રાખ્યુ. ત્યારપછી તે વિમળયશના સ્વપ્ન સાથે સૂઈ ગઇ.

સવારમા ઉઠતા જ તેણે પોતાની પ્રિય દાસીને એકાંતમા બોલાવી કહ્યુઃ "તારે એક કાર્ય કરવાનુ છે."

' તે આમ મૂંજતા મૂંજતા કેમ બોલો છો? શું મારા પર અવિશ્વાસ છે?" ચતુર દાસીએ મંજરીના ચહેરા પરથી કંઇક પારખ્યુ

"તારા પર કદી અવિશ્વાસ રાખ્યો હોય એવુ તને યાદ છે?"

"હ...કહો ત્યારે શુ કામ છે!"

રાજકુમારીએ સુવર્ણપાત્ર આપતા કહ્યુંઃ "જો આમાં એક પત્ર છે તે વિમળયશને હાથોહાથ આપજે અને તેઓ જે ઉત્તર આપે તે લેતી આવજે"

"ઓહ્, આ તો પ્રિયતમનાં ચરણે સ્નેહનું ઝરણુ વહાવતા લાગો છો!" કહીને દાસી સુવર્ણપાત્ર સાથે હસતાં હસતા ચાલી ગઈ.

યુગ જેવી પળો જીવનમાં અનેક વાર આવે છે. જ્યારે હૈયું કોઇની આશામા રમતુ હોય, કોઈની પ્રતીક્ષા કરતું હોય અથવા તો જીવનનાં સ્વપ્ન રચતુ હોય ત્યારે પસાર થતી પ્રત્યેક પળ યુગ સમી અનંત ભાસે છે રાજકુમારી સામે એક એક પળ યુગ સમી વીતવા લાગી. દાસીની વાટ જોતા એક પ્રહર વીતી ગયો. રાજકુમારીની અધીરતા વધવા માંડી આતુર નયને તે દાસીના આગમન પથ સામે જોઈ રહી. ત્યા તો દાસીનો પગરવ સંભળાયો દ્વાર તરફ જોયુ તો દાસી ખંડમાં પ્રવેશી રહી હતી મંજરીએ કહ્યુ "ઓહો! બહુ વાર લાગી! શુ યાત્રા કરવા ગઇ હતી?"

"યાત્રા સમજી લો ને! સાગર તટ કંઈ નજીક નથી.."

' પણ ઉતાવળ રાખવી જોઈએ ને! શુ કર્યું?"

"મે હાથોહાથ પત્ર આપ્યો." દાસીના નયનો હસતાં હતા.

"પછી ?" મંજરીનાં નયનો આતુર બન્યાં

"તેમણે વાંચ્યો."

"પછી ?"

"હું અહીં ચાલી આવી."

' તેમણે કશો પ્રત્યુત્તર ન વાળ્યો"

"ના... .."

"સાચું કહે છે ?" મંજરીના હૈયા પર જાણે વજ્રઘાત થયો.

"તે એ ન આપે તેમાં હું શું કરું ?"

"પણ તારે માગણી તો કરવી હતી !"

"મારી તો જીભ જ જડાઇ ગઈ હતી. હું શું કરું ?"

"પરિહાસ ન કરતી...તને મારા સોગંદ છે !"

"ઉત્તર નથી આપ્યો, પણ આ કાગળ આપ્યો છે." કહી દાસીએ હસતાં હસતાં એ સુવર્ણપાત્ર ઉત્તરીયમાંથી કાઢીને મંજરીના હાથમાં મૂક્યું.

ધ્રુજતે હાથે કુમારીએ પાત્રમાંથી પત્ર કાઢયો હૃદયમાં આનંદ, ઉત્સાહ અને તમન્નાના વહેણ ઉભરાયાં પત્ર નહોતો મળ્યો ત્યાંસુધી હૈયું અધીર હતું, હવે નયનો અધીર બન્યાં. વિમળયશે લખ્યું હતું.

પ્રિય મંજરી,

તારો સ્નેહમય પત્ર મળ્યો. મને મળવા માટે તું જેટલી આતુર છે, તેટલો જ હું પણ છું. પરંતુ મારા જીવનના કેટલાક ગુપ્ત સંયોગો આપણા મિલન વચ્ચે દિવાલ માફક ખડા છે. મને થઈ આવે છે કે મારી ગુપ્ત કથા અત્યારે જ તારી સામે મૂકી દઉં. પણ સમયને માન આપ્યા વગર ચાલે તેમ નથી. હવે થોડા જ સમયમાં મારી આશા પરિપૂર્ણ થશે, એટલે હું મારા જીવનની કથા તારી સામે જરૂર રજુ

કરીશ મારા ખાતર-થોડો સમય તારે ધૈર્ય રાખવું જોઈએ. શું આટલું નહિ થઇ શકે?

પ્રિય. મારા સ્નેહ છલ્યા પ્રાણને હું સંપૂર્ણ રીતે ઓળખી શક્યો છું. તારા પ્રત્યે મારા હૃદયમાં શુદ્ધ પ્રેમ પ્રગટયો છે. તારા પ્રેમને હું બરાબર પિછાણી શક્યો છું. મારા હૃદયને માટે તુ જરાયે શંકા ન લાવીશ. એક વાત તારા હૈયામા સાચવી રાખજે કે, **હું અને તું સમાન છીએ અને ભવિષ્યમાં સમાન ભાવે સાથે જ રહેવાનાં છીએ.** તું મારુ હૃદય છે, હું તારુ હૃદય છુ. આથી વધારે વિશ્વાસ ક્યા શબ્દોથી આપુ? હૈયુ મોકલી શકાતુ હોત તો આ પત્ર સાથે જ મોકલ્યું હોત

લી. તારો

વિમળયશ

પત્ર વાંચીને મંજરીને પૂર્ણ સંતોષ થયો હોય તેમ સામે ઊભેલી દાસી તેના ચહેરા પરથી જોઈ શકી હસતા હસતા તે બોલી:
"જો જો..સ્નેહ સાગરમાં નાવડી ડૂબી ન જાય!"

"પ્રેમનો પરમ આનંદ એમા જ છે." કહી રાજકુમારીએ તીરછી નજરે દાસી સામે જોયું.

## પ્રકરણ ૫૦ મું... ....... ...................આશાની વીણા

અંતઃકરણમાં પ્રગટતી આશાઓ અમર પણ હોય અને ક્ષણિક પણ હોય જે આશા પાછળ શ્રદ્ધા અને પુરુષાર્થ હોય, તે આશા જીવંત બને છે. જે આશા પાછળ અક્રિય માનસ હોય તે આશા સ્વપ્નવત્ રહે છે.

સુરસુંદરીના હૃદયમાં જે આશા સચવાઈ હતી તે જીવંત હતી. પોતાની આશાને મૂર્તિમંત કરવા ખાતર તેણે અપાર સંકટો સહન કર્યાં અને અમર દીવડા માફક પ્રિયતમના સ્નેહસ્મરણને હૈયામાં સાચવી રાખ્યું. વિમળયશના વેશમાં સુખ અને કીર્તિ મેળવવા છતાં સુરસુંદરી પોતાના જીવનમંત્રને અને જીવનધનને એક પળ માટે પણ વિસરી શકી નહોતી. તેણે એવી એક પણ રાત નહોતી વિતાવી, જે આંસુ વગરની ગઈ હોય સુરસુંદરીનું શયનગૃહ આંસુના ઈતિહાસ ભરી રહ્યું હતું.

આજે સાગર પર અઢી અઢી વર્ષની સફર ખેડતો અમરકુમાર પોતાના વહાણો સાથે મણિદ્વીપથી ચંપાનગરી તરફ જઈ રહ્યો હતો. પ્રભાતનો સમય હોવાથી અમરકુમાર વહાણના ખુલ્લા ભાગમાં ઊભો

રહી મીઠો સમીર ઝીલી રહ્યો હતો. પરંતુ આ મીઠો સમીર તેના હૈયામાં ઉલ્લાસને બદલે અગ્નિ પ્રગટાવતો હતો. જેમ જેમ દેશ તરફ વહાણો ગતિ કરતાં, તેમ તેમ તેના હૈયામાં સુરસુંદરીનું સ્મરણ સાલ્યા કરતું હતુ. ઘેર પહોંચ્યા પછી પિતાશ્રી આગળ શું કહેવું ? મારા મહાપાપનો પશ્ચાતાપ કોની આગળ કરવો ? મારા જીવનનું દિવ્ય સુખ પુનઃ ક્યારે મળશે ? વગેરે પ્રશ્નો તેના હૃદયને ખળભળાવી રહ્યા હતા. આવા વિચારો વચ્ચે અમરકુમાર ઊભો હતો ત્યાં મુનિમજીએ આવી કહ્યુંઃ "શેઠ !"

"કેમ ?" અમર પોતાના વિચારોમાંથી ઝબક્યો.

"અહીથી બેનાપુર ચાર પાંચ ગાઉ દૂર થાય છે. સામે જે આભાસ દેખાય છે તે બેનાપુર નગર છે. અહી આપણે વહાણ રોકવાં પડશે."

"શા માટે ? આપણે આપણાં વહાણોને સીધાં ચંપાનગરી તરફ ચલાવો !"

"એ નહિ બની શકે. બેનાપુરનું જકાત ખાતું ઘણું જાગૃત કહેવાય છે. દરિયાઇ જકાત ચૂકવ્યા વગર આપણાથી જઈ શકાશે નહિ; કારણ કે માર્ગમાં આપણને બેનાપુરના સમુદ્ર ચોકિયાતો મળશે."

"તો જેવી તમારી ઇચ્છા."

"વહાણ કિનારે લઈ જવા જ પડશે." કહી મુનિમજી ચાલ્યા ગયા. અને રસુકાદાને બેનાપુરના કિનારે વહાણો રોકવાની સૂચના કરી.

પવન અનુકૂળ હોવાથી અમરનાં બારેય વહાણો બેનાપુરના કિનારે આવી પહોંચ્યાં મુનિમ દેવચંદ્ર અને અમરકુમાર એક હોડીમાં બેસીને કિનારે આવ્યા.

બંદર ઉપર જ જકાત ખાતાની કચેરી હતી. બને કચેરીમાં ગયા. જકાતખાતાના મુનિમે પૂછ્યુંઃ "ક્યા રહો છો ?"

"ચંપાનગરી" અમરકુમારે ઉત્તર આપ્યો.

"નામ શું ?"

"અમરકુમાર."

"આપના પિતાશ્રીનું નામ:

"ધનાવહ શેઠ "

"કેટલા વહાણ છે ?"

"બાર."

"કેટલો માલ છે ?"

"લગભગ ચાલીસ લાખ મુદ્રાનો."

"વારૂ આપને નગરમાં જવું છે ?"

"જી ના. અમારે અત્યારે જ પ્રયાણ કરવું છે" અમરકુમાર આવી પ્રશ્નાવળીથી કંટાળી ગયો હતો

"શેઠજી, આપ ઘડીક નીરાતે બિરાજો." કહી મુનિમજીએ એક ચિઠ્ઠી તૈયાર કરી અને એક માણસ સાથે ચંદ્રમહેલ તરફ રવાના કરી

વિમળયશ એક વિરામાસન પર નવકારનું આરાધન કરીને બેઠો હતો ત્યાં જકાત ખાતાના માણસે આવી નમસ્કાર કર્યો અને ચિઠ્ઠી આપી.

આપણે આગળ જાણી ગયા છીએ કે ગમે તે વહાણવટી આ રસ્તેથી પસાર થવા માગતો હોય તેની આ રીતે નોંધણી થતી હતી. વિમળયશ આ નોંધ વાંચ્યા પછી જ જવાની પરવાનગી આપતો હતો.

ચિઠ્ઠીમાં લખ્યું હતું.

આજે આવેલા વહાણવટીની હકિકત નીચે પ્રમાણે છે.

**નામ** : અમરકુમાર ધનાવહ. **રહેવાશી** : ચંપાનગરી **વહાણ** : ૧૨. **માલ** . આશરે ચાલીશલાખ મુદ્રાનો કહે છે : મણિદ્વીપ તરફથી,

આવે છે આ વેપારી રોકાવા ઇચ્છતા નથી. તો એમને જવાની આજ્ઞા આપવા કૃપા કરશો."

વિમળયશે આ ચિઠ્ઠી બેચાર ચાર વાંચી. તેના હૈયામાં આંસુનો વેગ ઉછળ્યો. મહામહેનતે હૈયાના વેગને રોકી તેણે ધ્રુજતા હાથે આજ્ઞા પત્ર લખ્યું :—

"આવેલ વેપારી અમરકુમારનાં બારેય વહાણો અટકમાં લો અને વહાણોની ચોકસાઈથી તપાસ કરી મને હેવાલ મોકલો. વહાણના માલિકને મારી પાસે મોકલો."

આજ્ઞા પત્ર લઈ ને માણુસ વિદાય થયો. તરત વિમળયશ પોતાના શયનખંડમા ગયો. શય્યા પર પડી ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગ્યો.

સુરસુંદરી! સુરસુંદરી! આજ રૂદન શા માટે? આજ તો તારી જીવંત આશા ફળી છે! રૂદન શા માટે આવે છે? કેમ ન આવે! ભૂતકાળના પ્રસંગો શું સામાન્ય હતા? સાત કોડીનો કંપાવનારો પ્રસંગ શું ભૂલી શકાય તેવો હતો? કઈ સ્ત્રી આ પળે ન રડે?

આશાની વીણાના સૂર રૂદન વચ્ચે ગૂંથાયા હતા.



## પ્રકરણ ૫૧ મું.............................અભાગી પ્રેમ!

હાય, આંસુ? આંસુ!! તને આંખની પણ દયા નથી આવતી? શા માટે હૈયું વલોવીને બહાર નીકળે છે? શા માટે આગ બની હૃદયને રુંધે છે?

સુરસુંદરીના આંસુ ન અટક્યા. પથારી ભીની થઈ છાતી રુંધાવા લાગી. વિચારોનું આક્રમણ દિલને ભીંસવા માંડ્યું. એકાદ ન્હાની ચિનગારીથી દારૂખાનું સળગી ઉઠે, તેમ હૈયા વચ્ચે દટાયેલા વિચારો એક સામટા પ્રજળી ઉઠ્યા. વિમળયશ, તને આજે શું થયું છે? તારા હૈયામાં કયાં સ્મરણોએ તાંડવ મચાવ્યું છે? યક્ષ દ્વીપમાં તને નિરાધાર મૂકીને ચાલ્યો ગયેલો સ્વામી આજ આગણે આવ્યો છે...જે આશા ખાતર તે અપાર સંકટો સહન કર્યાં હતાં, તે આશા આજ જીવતી બનીને સામે આવી છે. છતા પણ આમ શા માટે? શું સહન કરેલાં સંકટો ઉરમાં અભિમાન પ્રગટાવી રહ્યાં છે? શું અજ્ઞાપત્ર લખ્યા પછી વિચારો પલટી ગયા? નારી હૃદયની સંપત્તિ સમુ અભિમાન શું સજાગ બન્યું? સ્નેહ! તું મસ્ત છે...છતાં ય અભાગી છે!

વિમળયશના હૃદયમાં ઉછળી રહેલા વિચારોની કોઈ સંકલના જ નહોતી. આંસુ સિવાય એના વિચારો જાણવાનુ બીજુ એકપણ સાધન નહોતુ.

આંસુ ગમે તેવા જખમી હોય, પરંતુ હૈયાનો ભાર હળવો કરવાનુ પૂણ્ય કાર્ય તો જરૂર કરે છે. થોડીવાર પછી વિમળયશ સ્વસ્થ થયો. જળપાત્ર લઇ મોઢુ ધોઇ તે બહારના ખંડમા આવ્યો; ત્યાં એક સેવકે આવી નમસ્કાર કરતા કહ્યું "જકાત કચેરીથી કેટલાક માણસો એક વેપારીને લઇને આવ્યા છે."

"મારી પાસે લાવવાની કશી જરૂર નથી. એને મૂક્ત કરી વતન તરફ જવા દો." આ શબ્દો ગળા સુધી આવ્યા છતાં વિમળયશ બોલી શક્યો નહિ.

સેવક આજ્ઞાની આશાએ ઊભો રહ્યો. ઘડિક વિચાર કરીને વિમળયશે કહ્યુ: "એ વેપારીને મારી સામે હાજર કરો."

સેવક નીચે ચાલ્યો ગયો. વિમળયશ હૈયુ મજબૂત કરીને બેસી રહ્યો. થોડીવારમા જ જકાતી માણસો અમરકુમારને લઈને હાજર થયા.

વિમળયશે અમરકુમારના વદન સામે નજર કરી. શુ આ પોતે અમરકુમાર છે? ઓહ, આમનુ વદન આટલું ઝાખુ શા માટે બની ગયુ છે? તેના નયનોની લાલી ક્યાં ઉડી ગઈ છે? તેનું નવયૌવન ક્યા છુપાઈ ગયું છે? તેનો સુંદર દેહ કેમ કરમાયેલો દેખાય છે? શું કોઈ ભયંકર માંદગીમાંથી બેઠા થયા હશે કે પત્નીના વિયોગની અસર હશે?

વિમળયશના હૈયામા આવા પ્રશ્નો ઊભા થયા. જકાતી માણસે કહ્યુ: "શ્રીમાન, આપની આજ્ઞાનુસાર આ વેપારીને અમે લઈ આવ્યા છીએ."

"હં." કહી વિમળયશે અમરકુમાર સામે જોઈ પ્રશ્ન કર્યો: "આપનુ નામ શુ?"

"મારુ નામ અમરકુમાર છે. આપ કૃપા કરીને મને અત્યારે મૂક્ત કરો ભાઈ, મારા જેવા દુઃખી માણુસને શા માટે વધારે હેરાન કરો છો? મને મારા વતન તરફ જવાની ઉતાવળ છે...દયા કરીને મને જવા દો."

અમરના આ શબ્દો વિમળયશના હૈયામાં તીર માફક વાગી રહ્યા હતા. વિમળયશે પૂછ્યું : "આપ કઈ બિમાર લાગો છો, કેમ?"

"ભાઈ, મારી બિમારી સાથે તમારે કશો યે સબધ નથી. આપ જકાત લઈને મને છૂટો કરો તો કૃપા." અમરકુમારને એકેએક પળ વસમી થઈ પડી હતી. તેના બોલવામાં કઈક દુઃખ અને કઈક આવેશ હોય એમ વિમળયશને લાગ્યુ.

"એમ આપ મૂક્ત થઈ શકશો નહિ. જ્યાં સુધી આપનાં વહાણોની પૂરેપૂરી તપાસ નહિ થાય ત્યાં સુધી આપને અહીં જ રહેવું પડશે. જકાત ખાતાને આપના ઉપર દાણુ ચોરી કરવાનો શક છે." કહી વિમળયશે પોતાના માણુસો સામે જોઈ કહ્યું: "આ વેપારીને અદરના ઓરડામા પરહેજ રાખો. એમનાં વહાણોની તપાસ થઈ જાય એટલે મને ખબર આપો."

"અરે શ્રીમાન, મારાં વહાણોમા કોઈ પ્રકારનો શક રાખવાનુ કારણુ નથી. શુ જગતમા નિર્દોષ માનવીના માથા ઉપર જ જુલ્મ હોય છે?"

"એ તમારા અતઃકરણુને પૂછો તમારા વહાણોની તપાસ થઈ ગયા પછી તમને મૂક્ત કરવામા આવશે જાઓ .." વિમળયશે મક્કમ સ્વરે કહ્યું.

તરત વિમળયશના માણુસો અમરને અદરના એક સુદર ખડમા લઈ ગયા. ખડમા દાખલ થતાં જ અમરકુમાર દુઃખ અને વેદનાથી બેભાન થઈ ને ઢળી પડ્યો. એક માણુસે વિમળયશને આ સમાચાર આપ્યા. વિમળયશ તરત જ ઉઠીને અદર આવ્યો.

બેભાન હાલતમાં પડેલા અમરને ઉઠાવી એક શય્યા પર સુવાડયો. આ દૃશ્યથી વિમળયશનું નારી હૃદય કંપી ઊઠયું તેણે તરત પોતાના નોકરોને વિદાય કર્યો. નોકરોના ગયા પછી તેણે આંખો લૂછી નાખી. અમરના માથા પર વહાલથી હાથ પ્રસાર્યો. થોડી વાર પછી પરિ-ચારિકાઓને બોલાવી અમરના મૂર્છિત દેહ પર શીતોપચાર શરૂ કરાવ્યા. થોડી વાર પછી અમરે આખ ખોલી અને અસ્પષ્ટ સ્વરે તેનાથી બોલાઈ જવાયું : " સુર... મારી સુર.. !" પછીના શબ્દો વેરાઈ ગયા. વિમળયશના હૈયા પર કારમો વજ્રઘાત થયો.

કેટલીક પળો પછી અમરકુમાર સચેત થયો. બોલ્યો : " ભાઈ, કૃપા કરી મને મૂક્ત કરો. હુ આપનો ઉપકાર જીવન પર્યંત નહિ ભૂલુ. આપની ઇચ્છામાં આવે તેટલી જકાત લઈ મને મૂક્ત કરો

મનને કઠણ રાખી વિમળયશે કહ્યુ : " આપ અધીર ન બનો અમારાથી અન્યાય પૂર્વક જકાત લઈ શકાય નહિ આપ મારા કેદી નહિ પણ મહેમાન છો. મારે ત્યા તમને કશી અડચણ નહિ પડે."

અમરની સેવામા બે પરિચારિકાઓ મૂકીને વિમળયશ ધ્રૂજતા ચરણે ચાલ્યો ગયો.

અભાગી પ્રેમ, તારું હૈયુ કોણ પારખી શકે ? "



## પ્રકરણ પર મું..............................વિચિત્ર શરત

વિમળયશની રાત આંસુ, વિચારો અને વિમાસણમાં ગઈ. અમરકુમાર પણ રાતે સૂઈ ન શક્યો. વારંવાર રડી પડતો. તેણે શા માટે રડવું જોઈએ? શું આજના પ્રસંગે તેના હૈયામાં પત્નીના સ્મરણો જાગૃત કર્યાં હશે? એમ જ હતું. તેનું પાપ તેને પજવી રહ્યું હતું. અંતર વેદના આંસુ વાટે વહી રહી હતી.

સવારે અમરકુમાર માટે સ્નાન વગેરેની સરસ વ્યવસ્થા કરવામાં આવી. યથા સમયે ભોજનનો થાળ હાજર થયો. પણ આથી અમરના મનને શાંતિ ન મળી. અમરને ખૂબ જ અકારું લાગ્યું. વિમળયશ પોતાના પ્રબળ ઉરભાવને કાબૂમાં રાખી બપોર સુધી અમરકુમારને ન મળ્યો. તે માત્ર પોતાના એકાંતવાસમાં વિચાર કરતો બેસી રહ્યો.

વિચારો અનંત હતા. ક્યાંય કિનારો મળતો નહોતો. એવામાં એક પરિચારિકાએ આવી કહ્યું: "મહારાજ, અમરકુમાર આપશ્રીને મળવા ઇચ્છે છે"

"સારું. એમને અહીં લઇ આવ" આવી આજ્ઞા નહોતી આપવી છતાં અપાઇ ગઈ.

થોડીવારમાં જ અમરકુમાર આવ્યો. વિમળે પૂછ્યું. "કહો શું કામ છે?"

"મારે એક પ્રાર્થના કરવી છે."

"ખુશીથી...કહો..." વિમળયશે ત્યાં ઊભેલા પરિચારકોને ચાલ્યા જવાને ઇશારો કર્યો.

અમરકુમારે કહ્યું: "મારા જેવા મનના દુ:ખીને તમે શા માટે રિબાવો છો?"

"હું આપને દુ:ખ આપતો હોઉં એવું મને નથી લાગતું."

"આપ તો મોટા માણસ છો. પરંતુ મારા હૃદયમાં પળે પળે સેંકડો તીર ભોંકાય છે. મારે કોઈપણ ભોગે મારા વતનમાં પહોંચી જવું છે. મારું મગજ અસ્થિર બની ગયું છે. મારા હૃદયને કયાંય ચેન નથી પડતું. આપ કૃપા કરીને મને મૂક્ત કરો. અહીં અંતરિયાળ મારા પર આવી આફત શા માટે ઊભી કરો છો? આપ કહો તે પ્રમાણે જકાત ચૂકવવા હું તૈયાર છું હૃદયમાં દયાને થોડું તો સ્થાન આપો." અમરના શબ્દો વેદનાથી ભરેલા હતા.

"દયા? શેઠજી, પુરુષના હૃદયમાં દયા નથી હોતી દયાનું સ્થાન તો સ્ત્રીઓના હૃદયમાં હોય છે. આ રીતે અમે દયા કરવા બેસીએ તો જકાતખાનાને દેવાળું જ કાઢવું પડે તેમ તમે કંઈ અંતરિયાળ નથી. અહીં તમને કઈ વાતનું દુ:ખ પડે છે?"

"જે છે તે મારો આત્મા સમજે છે, શું મારા માટે મૂક્તિનો અન્ય કોઈ માર્ગ નથી?"

વિમળયશના હૃદયમાં કંઇક કુતૂહલ જાગ્યું. તેણે હસીને કહ્યું: "મિત્ર, મૂક્તિ માટે તમે ખૂબ જ અધીર બન્યા લાગો છો. આ

અધીરતા હુ સમજી શકતો નથી પણ મને લાગે છે કે તમે નવજવાન છો ..પ્રેમાળ પત્નીને મળવાની ઝખના તમારા પ્રાણને મૂઝવી રહી હશે ! એ ગમે તે હોય...હુ પોતે કંઈક તરગી છું. તમારી મૂક્તિનો એક વિચિત્ર માર્ગ મને દેખાય છે."

વિમળયશના પ્રથમના શબ્દો અમરની છાતી સોસરવા નીકળી ગયા, પણ તેણે એ શબ્દોનો ઉત્તર ન આપતા કહ્યું. "ત્યારે કૃપા કરીને મને એ માર્ગ બતાવો."

"પણ એક વિચિત્ર શરત આપને કબૂલ કરવી પડશે."

"કહો..."

"પ્રથમ કબૂલાત આપો પછી કહુ."

"હુ ખાત્રી આપુ છુ કે આપની ગમે તે શરત હુંમાન્ય રાખીશ"

વિમળયશે કઈક ગભીર થઈને કહ્યુ : "જુઓ મિત્ર, હુ એક દરદમાં આજ વર્ષોથી પીડાઉ છું. એ દરદને દૂર કરવા માટે ઘણા વૈદ્યોએ પ્રયત્ન કરી જોયા પરતુ સફળતા નથી મળી આ નગરના વૈદ્યનુ એમ કહેવુ છે કે તમારા પગના તળિયામા કોઈ સવાશેર ગાયનુ ઘી ઘસીને સમાવી દે તો તમે રોગથી મૂક્ત બની જાઓ. આપ જો મારા પગમાં સવાશેર ઘી ઘસી આપો તો હું તમને તરત જ મૂક્ત કરીશ...એટલું જ નહિ પણ જકાત માફ કરીશ" વિમળયશે આ શરત એ જાણવા માટે રજૂ કરી હતી કે અમરકુમારના મનમા છૂટકારો મળવાની આતુરતા કેટલી છે!

અમરે કહ્યુ: "આપની આ સામાન્ય શરત મારે કબૂલ છે. આપ કહો ત્યારે ૈયાર છું."

"અત્યારે જ." કહી વિમળયશે એક દાસીને બોલાવી ઘી મંગાવ્યું. ત્યાર પછી પોતે શય્યા પર સૂઈ ગયો. અમરકુમાર-પાંગત

પર બેઠો અને વાટકી વતી ઘી ખસવા લાગ્યો.

સુરસુંદરી! આવા વિચિત્ર તરંગનો શો અર્થ? શું તારું કુતૂહલ આટલી હદ સુધી પહોંચી શકે છે? શું આવી વિચિત્ર શરત પાછળ કોઈ પ્રકારનો આશય? હા...એમ જ કંઈક લાગે છે થોડી જ વારમાં વિમળયશે કૃત્રિમ નિદ્રા શરૂ કરી

અમરકુમારને હવે સમજાયું કે આટલું ઘી તો પંદર દિવસે પણ પગના તળિયામાં ન ઉતારી શકાય તેણે મનમાં કંઈક નિર્ણય કર્યો વિમળયશ સામે એક વેધક નજર નાખી વિમળયશ નિદ્રાધીન હોય તેમ જણાયું કે તરત અમરકુમારે ઘી પી જવાનો વિચાર કર્યો, અને ઘીનું પાત્ર મોઢા સુધી લીધું.

વિમળયશે તરત આંખો ખોલી અને હસીને કહ્યું. "વેપારી, કાવાદાવા અને પ્રપંચમાં ખૂબ જ કુશળ લાગો છો. તમે દગાથી કોઈના જીવનની હારજીત તો નથી કરીને? આપણી શરતનો આથી ભંગ થયો છે, તમારી મૂક્તિનો માર્ગ તમારા જ હાથે બંધ થયો છે હવે તો જે રીતે થતું હશે તે રીતે થશે"

અમરકુમાર ઝંખવાણો પડી ગયો. તેની આંખમાં આંસુ ઉભરાયાં. હૃદયને ગૂંગળાવતો વિમળયશ ઊભો થયો અને તરત બહાર ચાલ્યો ગયો અમરકુમાર ઘણીવાર સુધી ત્યાં બેસી રહ્યો. કંઈક સ્વસ્થ થયા પછી તે પોતાના ખંડમાં ચાલ્યો ગયો.

વિમળયશે સંધ્યા વખતે પોતાના શયન ખંડમાં આવીને નજર કરી તો જે સ્થળે અમરકુમાર બેઠો હતો, તે સ્થળ હજી પણ આંસુથી ભીનું હતું. વિમળના હૈયામાં આથી કંપારી છૂટી.



હૃદયવન વચ્ચે જ્યારે પ્રલયતાંડવનું ગર્જન થતું હોય, ત્યારે એ હૃદયની સ્થિતિ કેવી હોય તે કહેવું અતિ કઠણ છે. આ ચિત્ર અનુભવનું છે.. શબ્દનું નથી શબ્દોમાં તો હૃદયવિપ્લવ કલ્પી શકાય. ઉતારી શકાય નહિ સમર્થ ઉપન્યાસકારો પણ આ ચિત્ર કલ્પી શક્યા છે.. ઉતારી શક્યા નથી. શબ્દમાં રજૂ કરી શકાતી કલ્પના કરતા સો ગણી વેદના માત્ર અનુભવને જ ગમ્ય છે.

સધ્યા સમયે મુનિમ દેવચંદ્રજી અમરકુમારને મળવા આવ્યા. પરંતુ વિમળયશે મળવા દીધા નહિ અમરના હૃદયને આથી ઘણું દર્દ થયું

સધ્યા પછી વિમળયશ કેટલાક કામ માટે મહારાજા પાસે ગયો. ત્યાથી રાતના પોતાના શયનકક્ષમા પાછો આવ્યો ત્યારે પરિચારિકાએ આવી જણાવ્યુ: ' વેપારી વાર વાર રડે છે ..આપને મળવા ઈચ્છે છે."

"અત્યારે તે શુ કરે છે?"

"બેઠા છે!"

"એમને કહે કે વિમળયશ આવી ગયેલ છે. મળવું હોય તો આવે" કહી વિમળયશ એક વિરામાસન પર બેઠો.

"જેવી આજ્ઞા!" મસ્તક નમાવી પરિચારિકા અમરકુમારના ખંડમાં ગઈ. થોડીવારે અમરકુમારને લઈને વિમળયશ પાસે આવી.

વિમળયશે અમરકુમારના મ્લાન વદન સામે જોતાં કહ્યું: "પ્રવાસી શું નિદ્રા નથી આવતી? મને મળવાનું ખાસ કારણ તો નથી ને?"

"મહાશય, આપ દેખાવમાં દેવ જેવા લાગો છો, છતાં મને શાને પજવો છો? હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે મને આ સ્થિતિ મૃત્યુની યંત્રણા સમી લાગે છે. આપ મૂક્ત કરવા મહેરબાની કરો."

વિમળયશે હળવા હાસ્ય સહિત કહ્યું: "વાહ, આપ ભારે કુશળ લાગો છો! આવા રમણિય સ્થાનમા મૃત્યુની-યંત્રણા કેવી રીતે હોય! આ કંઈ વિકટ અરણ્ય નથી કે નથી કોઈ સાગર વચ્ચે સૂતો પડેલો દ્વીપ! અહી તમારી સેવામા મે જરાય કચાશ નથી રાખી. તમારી દરેક સગવડો પૂરી કરવામાં આવે છે. છતાં તમે આવો ભયાનક આક્ષેપ કરો એ શી રીતે માની શકાય?"

અમરકુમારની આખ સામે યક્ષદ્વીપ તરવરવા લાગ્યો. તે બોલ્યો. "મહાશય, મારુ હૃદય ચીરીને બતાવુ તો આપને મારા દર્દની સમજણ પડે. હશે, તમારે મને મૂક્ત ન કરવો હોય તો કંઇ નહિ. મારી વેદના તમને અસર નથી કરતી પછી હુ વધારે શું કહુ?"

"નવજવાન પ્રવાસી," વિમળ પોતાના દર્દને દબાવતા બોલ્યો: "તમારી વેદના ખરેખર કરુણ હશે, પરંતુ વિશ્વમાં એવાં ઘણાંય મનુષ્યો હોય છે કે જે મોઢેથી બોલે કંઈ ને કરે કંઇ. છટકવા ખાતર પણ ઘણા માણસો રડી શકે છે."

"હુ એમાનો નથી"

"તમે એમાના નથી એમ હુ કેવી રીતે માની શકુ?"

"તમારી ઇચ્છા હોય તો મારા સળગતા હૈયામા દટાયેલી દર્દ કથા આપને સભળાવુ?"

"ખુશીથી કહો. આપની કથા મને સાચી લાગશે તો હુ પ્રાતઃકાળે જ આપને મૂક્ત કરીશ" વિમળયશે અમરને ખાત્રી આપી

અમરકુમાર ઘડિક મૌન રહીને બોલ્યો: "કંઈ નહિ. મારા હૈયાની બળતરા મારા હૈયામાં જ ભલે રહી."

—"શું મારા પર અવિશ્વાસ જન્મે છે. તમારે જે કંઇ કહેવુ

હોય તે નિઃસંકોચતાથી કહો...મને મિત્ર માનીને કહો...હુ તમને ખાત્રી આપુ છું કે મારાથી બનતી સહાય કરીશ. શું આપના પર કોઈ પ્રકારનું સંકટ આવી પડ્યુ છે? વિમળયશના હૃદયના અમરની દર્દ કથા જાણવાના તમન્ના પ્રગટી. શા માટે ન પ્રગટે? સ્ત્રી હૃદયનો એ સ્વભાવ છે.

"ભાઈ શુ કહુ?" અમરના નયનો કંઈક સજળ બન્યા.

વિમળયશે કહ્યું: "મને લાગે છે કે માનસિક વેદનાથી તમે ખૂબ જ પીડાઈ રહ્યા છો. તમારે તમારી વાત ન કહેવી હોય તો કંઈ નહિ હુ તમને અત્યારથી જ મૂક્ત કરૂ છુ તમારે અત્યારે જવું હોય તો અત્યારે, સવારે જવું હોય તો સવારે જજો"

"ના, ના ..હુ આપને મારી વાત કહુ .. . "

"વિશ્વાસ વસતો હોય તો કહો એથી તમારુ હૈયું પણ કંઈક હળવુ થશે."

વિશ્વાસ સહિત અમર બોલ્યો "ભાઈ, હુ અવિચારી અંધ અને નિષ્ઠુર હૃદયનો પિશાચ છું. આજ અઢી અઢી વર્ષ થયા એક પાપને મારા હૈયામા પૂરી રહ્યો છુ. એ ભયંકર પાપનો એકરાર કરીને આજ હું મારુ હૈયું હળવુ કરૂ તે પહેલાં આપને એક પ્રશ્ન પૂછવા ઇચ્છુ છુ"

અમરકુમારના આ શબ્દોથી વિમળની છાતી ચીરાવા લાગી. તેણે કહ્યુ: "જરૂર પૂછો. હવે આપણે બને મિત્રો છીએ."

"આપ પરિણીત છો?" અમરે નવો જ પ્રશ્ન કર્યો

"હા."

"વિયોગનો અનુભવ કદી કર્યો છે?"

"હા!"

"તો આપ મારી વેદના સમજી શકશો." કહી અમરકુમારે પોતાની આપવીતી શરૂ કરી. "ચંપા નગરીના મહારાજા રિપુમર્દનની

રૂપગુણવતી કન્યા સુરસુંદરી સાથે મારાં લગ્ન થયાં હતા. એ લગ્ન સામાન્ય નહોતુ, પરંતુ અમારા જીવનનુ પરમ પવિત્ર મિલન હતુ. સુરસુંદરી મારા પ્રેમમંદિરની પ્રતિમા હતી. હું તેનો પૂજારી હતો. અમારા બંનેનો રસકલ્લોલ અમારા સંયુક્ત જીવનની આશા, અમારા એક પ્રાણુની કવિતા...આ બધુ આજ પણુ અપૂર્વ લાગે છે મિત્ર, હું મારી પ્રિય જીવન સહચરીને મૃત્યુની અંતિમ પળ સુધી નહિ ભૂલી શકું. સુરસુંદરીના સ્નેહની સૌરભ મારા પ્રાણુ સાથે જડાયેલી છે પણુ મારા જેવો ક્રૂર અને વિશ્વાસઘાતક પુરુષ સંસારમા કોઈ નહિ હોય!" કહેતા કહેતા અમરકુમારે એક નિઃશ્વાસ નાખ્યો. ભીનાં થયેલા નયનો લૂછીને તે બોલ્યો: "એક વખત મારી ઈચ્છા વિદેશ-યાત્રાની થઈ. મારા બાપુએ મને રજા આપી. મારી પ્રિયતમાએ મારી સાથે આવવવાનો હઠ કર્યો હુ એની ઈચ્છાને આધીન થયો. મારી સાથે સમુદ્રયાત્રાના ભયાનક સંકટો સહન કરવા તે હસતા મોઢે તૈયાર થઈ. અને સમુદ્રયાત્રા શરૂ કરી. પ્રવાસમાં અમે ઘણાં તોફાનો અનુભવ્યા. પરંતુ એ સમયે મારું આશ્વાસન મારી પત્ની જ હતી. અમે જૂદા જૂદા દેશોનુ પર્યટન કરતાં કરતાં મણિદ્વીપ તરફ ગયાં. માર્ગમા મારા સર્વ સુખનો ભોગ લેનાર યક્ષદ્વીપ આવ્યો. એ જનહીન દ્વીપમાં મારી આશાનુ મૃત્યુ થશે એવી મને કલ્પના પણુ નહોતી. અમે બંને દ્વીપનુ સૌન્દર્ય જોવા લાગ્યા. એક વૃક્ષ નીચે અમે બંનેએ વિરામ લીધો. મને પ્રાણાધાર માનનારી મારી પ્રિય પત્ની મારા ઉછરંગમાં સૂઈ ગઈ.

"મિત્ર, વિમળયશ તમને શું કહું? અમે જ્યારે કૌમાર્યાવસ્થામાં સાથે અભ્યાસ કરતાં હતા, ત્યારે એક વાર મે સુરસુંદરીની મીઠી મશ્કરી કરી હતી એના છેડે સાત કોડીઓ બાંધી હતી તે મે છોડી લીધી હતી અને સાત કોડીઓની મીઠાઈ મગાવી હતી. ત્યાર પછી આ સંબંધે મારે અને સુરસુંદરીને થોડોક વિવાદ થયો. સુરસુંદરીએ કંઈક રોષમાં મને કહેલું કે સાત કોડીમાં તો રાજ મેળવી શકાય!

એ શબ્દો મારા હૈયાને વાગ્યા અને વર્ષો પછી યક્ષદ્વીપનાં જન માનવહીન અરણ્યમાં આ શબ્દો મારા પ્રાણમાં ભડકા માફક જાગૃત થયા. મારા સંસ્કાર ઝાંખા પડવા માંડયા ..વૈરની પિપાસા પ્રબળ બની. હું ક્રૂર થયો...પતિ મટી પિશાચ બન્યો મારું હૈયું સળગવા માંડ્યું એ સમયે મારી પાસે થોડીક કોડીઓ હતી તેમાંથી સાત કોડી કાઢીને મેં મારી પત્નીના ઉત્તરીયને છેડે બાંધી દીધી અને લખ્યું કે સાત કોડીથી રાજ મેળવજે! આ સમયે હું શું કરી રહ્યો હતો તેનું મને ભાન નહોતું રહ્યું હું સળગી રહ્યો હતો...મારી વિવેકશક્તિ સળગી રહી હતી...મારી ખાનદાની પણ સળગી રહી હતી...એ વિરાટ વન વચ્ચે મારી પ્રિયતમાને એકલી છોડી હું ચાલ્યો ગયો." અમરકુમારે આટલી કથા કહી. તેનું હૈયું ભરાઈ આવ્યું હતું. વિમળયશના હૈયામાં પણ આ પ્રસંગે ખળભળાટ મચાવી મૂક્યો હતો. અમર કંઈક સ્વસ્થ થયો.

વિમળયશે ધૈર્ય સાચવીને પ્રશ્ન કર્યો: "તમારી પત્નીને છોડીને તમે એકલા ચાલ્યા ગયા ..પછી તમારા વહાણવાળાઓએ તમને કશું ન કહ્યું?"

"મિત્ર જરા ધીરજ રાખો...મારી છાતી ગભરાઈ ગઈ છે... હું સઘળું કહીશ."

વિમળનું હૃદય પણ ભરાઈ ગયું હતું. વિમળયશે સંયમની દિવાલ ન રાખી હોત તો ખારાં આંસુનો હૃદય સાગર ત્યાંને ત્યાં જ ઉછળી પડ્યો હોત!

અમરે કહ્યું: "મારે એક પાપ ખાતર બીજાં અનેક પાપ ઊભા કરવાં પડ્યા. મારા મુનિમજીએ મને પૂછ્યું એટલે મેં કહ્યું કે મારી પત્નીને યક્ષ ઉપાડી ગયો! મને એ પણ દયા ન આવી કે એ અબળાનું શું થશે? હું તત્કાળ મારાં વહાણો લઈને વિદાય થયો. યક્ષદ્વીપ જ્યારે દેખાતો બંધ થયો, ત્યારે મારા હૃદય પર નાચી રહેલો

શયતાન શાંત પડયો. મને થયું કે હું પાછો વળું અને મારી પત્નીને બચાવુ ..પરંતુ મારા હાથે જ મારા સુખની સમાધિ થવાની હતી, હું કયાથી પાછો વળું ? રડતો રડતો છેક મણિદ્વીપ પહોચ્યો. મણિદ્વીપમા હું ઘણા દિવસો સુધી રહ્યો. મારી પ્રત્યેક રાત્રિઓ આંસુ અને વેદના ભરેલી રહેતી. આંસુ એ જ મારો વિસામો હતો, મારો ઈતિહાસ હતો ..મારો પશ્ચાતાપ હતો. છતાંય મારું દુર્બળ હૃદય આ પાપકથાનો એકરાર કરતાં અચકાયા કરતુ હતું. એ દુઃખની અસર મારા દેહ પર થઈ. હુ મણિદ્વીપમાં બિમાર પડ્યો. મારા હૈયામા મૃત્યુને ભેટવાની ઈચ્છા જાગી, પણ મારી ઇચ્છા પૂરી ન થઈ. છ મહિને હું સાજો થયો. ત્યાર પછી મેં મારો વેપાર ધીરે ધીરે સંકેલી લીધો; અને વતનમા પહોચી જઈ મારી પ્રિયતમાના સ્મરણમા જીદગી વીતાવવાનો નિર્ધાર કર્યો. મને જરાયે ચેન પડતું નથી ..મારા પાપનો તાપ મને પળે પળે પ્રજાળી રહ્યો છે. દેશમાં જઈ આરામ લેવાની ઇચ્છા હતી, ત્યાં આપે આ અભાગીને રોકયો. મિત્ર, આ મારી કરુણ કહાણી છે."

આ કથા સાભળીને વિમળયશની આંખમાં આંસુ વહેવા લાગ્યાં, અમરના નયનો પણ સજળ હતાં. વિમળયશે પોતાની જાતને સભાળી લઈ સ્વસ્થ થતાં કહ્યું : " મિત્ર, તમારી કહાણી મારા હૃદયને પણ પિગળાવી રહી છે ..પરંતુ એક વાત પૂછવી રહી જાય છે."

"શુ ?"

"ત્યાર પછી તમને તમારી પત્નીના કથા સમાચાર મળ્યા હતા કે નહિ ?"

" ના ભાઈ, મે એને એવા સ્થળે છોડી હતી કે, જ્યાંથી તેના સમાચાર આ જન્મમાં મળી જ શકે નહિ...કારણ કે ત્યાં તેનો અંત આવ્યો હશે "

" ત્યા તેનો અંત આવ્યો હશે એમ તમે કેમ માની લો છો ? "

" એ સ્થળ જ એવું હતું કે જ્યાં મનુષ્ય એક રાત પણ રહી શકતો નથી. ત્યાં રહેનારનું મૃત્યુ નિશ્ચિત છે."

" બરાબર છે. પરંતુ આયુષ્ય બળે કદાચ તે બચી ગઇ હોય તો ?"

" મને એવી કોઈ આશા નથી જણાતી."

" મિત્ર હું એમ નથી કહેતો કે તે બચી ગઈ છે, એમ કહુ છું કે કદાચ કર્મસંયોગે તે બચી ગઈ હોય તો ?" વિમળયશે અમરની આંખ સામે જોયું.

અમરકુમારે ઘડિક વિચાર કરી કહ્યું: " એવી કોઈ આશા મારા હૈયે નથી રહી. કદાચ તે બચી ગઈ હોય તો હું હવે એને યોગ્ય નથી રહ્યો એનું પવિત્ર વદન નિહાળવાનું બળ મારામાં છે જ નહિ. પણ ભાઈ, આ બધું મૃગજળ જેવું છે. મારા સળગતા હૈયાને સાંત્વન આપે એવી એક પણ આશા નથી રહી. હવે તો મેં પ્રગટાવેલી જવાળામા મારે બળી જવું એ જ મારી ફરજ છે. મારી સ્નેહ સ્મૃતિ પાછળ ખાખ થઈ જવું એ જ મારો ધર્મ છે."

" મિત્ર, મારી કહાણી પણ તમારા જેવી જ છે. પરંતુ એ કથા હું તમને આવતી કાલે કહીશ. અત્યારે રાત ઘણી ગઈ છે... હવે તમે આરામ લ્યો. સવારે મારી કથા કહીને હું તમને વિદાય આપીશ. આપણે બને સમાન દુ:ખી ભેગા થઇ ગયા છીએ. મારી દર્દ કથા સાભળશોને ? "

" હા..." કહી અમરકુમારે એક દીર્ઘ નિ:શ્વાસ નાખ્યો.

ત્યાર પછી અમરકુમાર પોતાના ઓરડામા ચાલ્યો ગયો. તેનું સળગતું હૈયું કંઈક શાંત બન્યું હતું. ત્યારે વિમળનો હૈયા ભાર વધી પડ્યો હતો. આવતી કાલે સવારે શું કહેવું ? એ પ્રશ્ન સાથે તેણે શય્યાનો આશ્રય લીધો.

## પ્રકરણ ૫૪મું .............. .......... ..સાધનાનો અંત

સૂર્યોદય થઈ ગયો છે.

રાતના વિમળયશને નિદ્રા નહોતી આવી; અશાંત મન હોય ત્યા સુધી નિદ્રા ન આવે. અમરનુ હૈયું કંઈક હળવું થયેલું એટલે તે પાછલી રાતે સૂઈ ગયો હતો.

સ્નાનાદિક કાર્યથી નિવૃત્ત થઈ વિમળયશે એક પરિચારિકા મારફત અમરકુમારને પોતાના ખાસ ખંડમા બોલાવ્યો. અમરકુમારના હૈયે આનંદ નહોતો, પણ આજ વતન તરફ વિદાય થવાની આશા હતી. એ આશા સહિત અમરકુમાર વિમળયશ પાસે આવ્યો.

વિમળયશે કહ્યુ "આવો પ્રવાસી મિત્ર, બેસો. કહો મન શાંત છે ને?"

અમરકુમારે હસીને કહ્યુઃ "શાંત ન હોવા છતાં કંઈક હળવું જરૂર છે"

વિમળયશે અમરકુમાર સામે સ્થિર નજરે જોતાં કહ્યું: "અમરકુમાર, હું તમને તમારી સુરસુંદરી મેળવી આપું તો?"

"બળતા હૃદયનો પરિહાસ શા માટે કરો છો? આપ મને આપની કહાણી કહો." અમરકુમારે કહ્યું.

"મારી વાતને તમે પરિહાસ શા માટે માનો છો? હુ સુરસુંદરીને હાજર કરૂ તો આપ મને શુ આપશો?"

"તમારી વાતમાં કેવળ પરિહાસ જ છે. કૃપા કરીને દુઃખીઓની મશ્કરી ન કરો."

"અમરકુમાર, હું કદી પણ પરિહાસ કરતો નથી. તમારી સુરસુંદરી મારે ત્યા છે."

અમર વિચારમા પડ્યો. શુ આ કોઈ સ્વપ્ન છે?

વિમળે કહ્યું: "અમરકુમાર, યક્ષદ્વીપમાથી મે જ તેને બચાવી હતી. તે દિવસથી તે મારે ત્યા રહે છે."

"આપ આ શું કહો છો? શું આ સ્વપ્નની માયા તો નથી ને?"

"ના સ્વપ્નની માયા તો પૂરી થઈ ગઈ છે...હવે સત્ય શરૂ થાય છે" વિમળે માંડ માંડ હસીને કહ્યુ.

"તો તો આપ મને અત્યારે જ વિદાય આપો. હું અભાગી તેને મોઢું બતાવવા લાયક નથી." અમરના હૈયામા ગભરાટ થયો.

"ત્યારે શું તમારો સ્નેહ એવો નિર્બળ છે? તમારી ભૂલનો એકરાર તમે મારી પાસે કર્યો, તે રીતે તેની પાસે પણ કરજો. એથી તમારો દોષ ધોવાઈ જશે, મન સ્વચ્છ થશે, અને મનનું સ્વાસ્થ્ય પુનઃ પ્રાપ્ત થશે. આપ બેસો...હું તમારાં પત્નીને અહીં મોકલું છુ." આટલુ કહી વિમળ અન્ય ખંડમા ચાલ્યો ગયો. અમર ગારે મૂઝવણમાં પડ્યો આ બધું માયાના સ્વપ્ન જેવુ શું બની રહ્યું છે એ તેનાથી સમજાયુ નહિ. તેના હૈયામા નાશી જવાની ઇચ્છા થઈ; પણ વિરામાસન પરથી ઉઠી શકાયુ નહિ. કાયા જાણે નિશ્ચેત બની ગઈ હતા!

વિમળયશે બીજા ખંડમા આવી એક માણસ સાથે મહારાજાને તાત્કાલિક પધારવા માટે કહેવડાવ્યુ. ત્યારબાદ રૂપપરાવર્તિની વિદ્યામાંથી મૂક્તિ મેળવી. વિદ્યાના પ્રભાવી દૂર થતાં જ અંધકારમાથી વિજળી સદેહે સરી પડે તેમ વિમળયશને બદલે તે પોતાના મૂળ સ્વરૂપમાં આવી ગઈ. વિમળયશના સ્વરૂપમા જે સાહસ, કઠોરતા અને મર્દાનગીના ભાવ હતા, તે અલોપ થઇ ગયા અને તેના બદલે ત્રિભુવનને વશ કરે તેવું લાવણ્ય ઉભરાયુ. જે નયનોમાં કઠપ હતો, તે નયનો જાદુ ભર્યા બન્યાં-કામણગારાં બન્યાં શરમના લાલ શેરડાઓ આખાએ વદન પર નૃત્ય કરવા લાગ્યા. સુરસુંદરીએ એક વિશાળ દર્પણમાં દૃષ્ટિ કરી. ઘણા સમયથી તેણે પોતાનુ મૂળ સ્વરૂપ છૂપાવેલુ હોવાથી .. આજ આ મૂળ સ્વરૂપ ભારે આકર્ષક અને નૂતન લાગ્યું.

દર્પણમાં નજર કરતા કરતા તેને રત્નજટીની પત્નીઓ યાદ આવી. તરત તેણે રત્નજટી તરફથી મળેલા અલંકારો ધારણ કર્યા. સૌન્દર્ય શતગુણુ બની ગયુ. જાણે કો ભુવનમોહિની સમસ્ત વિશ્વ પર અધિકાર કરવા ન આવી હોય !

સુરસુંદરી પોતાના સ્વામિ સમક્ષ જવા તૈયાર થઈ; પરંતુ પગ ન ઉપડયા. કારણ? શા માટે પગ વજનદાર બને છે: સ્ત્રીત્વ નથી વિસરાતું ! સ્ત્રીઓ કદી ભૂલી શકી છે?

કંઈક વિચાર, કંઈક પ્રેરણા અને કંઇક મૂંઝવણને સાથે લઇ સુરસુંદરીએ ભૂતપૂર્વ વિમળયશના ખંડમાં પગ મેલ્યો. સુરસુંદરીને જોતાં જ અમરકુમાર ચમક્યો. તેના હૈયાનો વેગ વધી પડ્યો. પોતે સ્વર્ગમાં છે કે ચંદ્રમહેલમાં? સ્વપ્ન નિહાળે છે કે સત્ય? કશું સમજી શકાયું નહિ. જીભ પર એકાદ શબ્દ પણ ન વસ્યો સુરસુંદરી સ્થિર ભાવે ઊભી રહી. તેનાં નયનો રડવા માટે ઉતાવળાં બન્યાં.

પણ આમ કયાં સુધી? આવાં મૌન લંબાય તો ય મીઠાં હોય

છે...સુરસુંદરી મૃદુ મંજુલ સ્વરે બોલી: "આર્યપુત્ર! મારી સાધના આજે પરિપૂર્ણ થઈ."

"દેવી, તારા પવિત્ર ચરણોમાં નમસ્કાર સિવાય હું બીજું કશું કરી શકું તેમ નથી" મહામહેનતે આટલા શબ્દો કહીને અમરકુમાર પત્નીના ચરણમાં ઢળી પડ્યો. સુરસુંદરીએ અમરને ઊભો કર્યો. બન્ને હૃદય એક બીજાની હુંફમાં સમાઈ ગયાં. બનેની આંખમાં આસુ હતા. બનેનાં હૃદય ધબકી રહ્યા હતા. બનેના નિઃશ્વાસ અગમ્ય બન્યા હતા. બનેનો આત્મા દીર્ઘકાળના વિયોગ પછીના મિલનનો અપૂર્વ આનંદ પી રહ્યો હતો.

સુરસુંદરીએ કહ્યું: "નાથ, હૃદયમાં કશું દુઃખ રાખશો નહિ. વિમળયશના વેષમાં હુ પોતે જ હતી. તમારા ખાતર જ મેં આ બધું કર્યું હતું. મને ક્ષમા આપો."

"ક્ષમા......!" હૃદયમા પ્રેમનો આવેશ હતો, તે શબ્દો ક્યાંથી નીકળે?

બંને એક વિરામાસન પર બેઠા. સુરસુંદરીએ પોતાનો સમસ્ત ઈતિહાસ જણાવ્યા પછી કહ્યું: "પ્રિય, આપણું પ્રેમમંદિર આજ પુનઃ પ્રતિષ્ઠિત થયું છે. આપણાં પૂર્વ કર્મો પવિત્ર પ્રેમના પ્રતાપે પાવન થયાં છે. આપણે હવે એ પ્રેમમંદિરમાં રહીને જીવનપર્યંત વિશુદ્ધ જીવન ગાળીશુ. ભૂતકાળની સર્વ વાતો ભૂલી જજો. તમે મારા હૈયા વચ્ચે એના એ પ્રિયતમ છો... પ્રાણધાર છો...અમર છો. તમે પણ મને એની એ સુર માનજો."

ફરી બંનેનાં હૃદય એકબીજાની હુંફમાં વિસામો લેવા માંડ્યાં.

થોડીવાર પછી મહારાજા વિજયસેન પધાર્યા. સુરસુંદરીએ તેમને સર્વ હકીકતથી વાકેફ કર્યો. મહારાજાના આશ્ચર્યનો પાર ન રહ્યો. મહારાજાએ સુરસુંદરીનાં ચરણોમા નમસ્કાર કરતાં કહ્યું: "દેવી, તમે તમારું ભવ્ય જીવન સુવર્ણાક્ષરે અંકિત કરી શકાય તેવું નિર્મળ

બનાવ્યુ છે. સાત કોડીથી રાજ અપાવનારા તમારા શિયળવ્રતને મારાં કોટિશઃ વંદન હો. બહેન, તમારો જીવન ઈતિહાસ આર્યાવર્તની આર્યસન્નારીઓનાં ઉજ્વળ સ્નેહ ધર્મને સંસારમાં અમર કરશે."

થોડીવાર પછી મહારાજા વિદાય થયા સુરસુંદરીએ એકલાં પડતાં કંઈક વિનોદથી અમરને કહ્યું: "શું વિચાર કરી રહ્યા છો? વતન તરફ જવું છે કે અહીના કારાગારમાં રહેવું છે?"

"આ કારાગાર એ જ મારી મુક્તિનુ મંદિર છે."

"બનેની પ્રેમભરી આંખડીઓ એક થઈ.

આ ઘટના સારા યે નગરમાં વાયુ વેગે પ્રચાર પામી સમુદ્ર કિનારે તપશ્ચર્યા કરતો દેવચંદ્ર પણ આ વાત સાંભળીને ચમક્યો. સર્વના આનંદનો પાર ન રહ્યો. રઘુદાદા અને અન્ય ખલાસીઓ નાચવા લાગ્યા.

પણ અમર અને સુરના હૈયામા કેવાં નૃત્ય થતાં હશે? મિલનના આનંદને વ્યક્ત કરવાની ભાષા વિશ્વમાં ક્યાંય નથી. એ ભાષા હોત તો મિલનના મધુર કાવ્યો જગતમાં ઘેર ઘેર ગૂંજતાં હોત.

જીવનમંત્ર નવકારની સાધના કદી યે નિષ્ફળ નથી જતી. અશ્રદ્ધાના અંધકારમાં અથડાતાં હૈયાં ભલે કહે કે, આ બધું અસત્ય છે...પરંતુ પામર આત્માઓ...પોતાની મહાશક્તિને અવલોકી શકતા નથી. વિશ્વ સંપૂર્ણ આદરેલા જીવનમંત્રની મહત્તાના મૂલ્ય સાધના પછી જ અંકાય છે



રાજમહાલયના વિશાળ ઉદ્યાનમાં મહારાજા વિજયસેનની પુત્રી ગુણમંજરી અને સુરસુંદરી બેઠા છે. સુરસુંદરી પોતાનો ઈતિહાસ કહી રહી છે. એ સાંભળતાં સાંભળતાં મંજરી વારંવાર ધ્રૂજી ઉઠે છે.

સઘળી વાત કર્યા પછી સુરસુંદરીએ કહ્યું: "બહેન, મેં આપેલા વચન પ્રમાણે મારો સઘળો વૃત્તાંત કહ્યો. હવે તારા મનને સંતોષ થયો ને?"

"જાઓ નહિ તો! નકામી હું અત્યાર સુધી વિમળયશનાં સ્વપ્ન સેવતી રહી!"

"બસ...! શુ પ્રેમ આવો જ રાખ્યો હતો."

"આ શું પ્રેમ કહેવાય? તમે છલના કરો અને હું તેનો ભોગ બનું...આમાં પ્રેમને સ્થાન જ ક્યાં રહે છે?"

"પેલા મહાયોગને વિસરી ગઈ કે શુ? તારા-જીવનનો ભોગ તો ત્યાં જ થવાનો હતો!"

"પરંતુ એ સમયે મને મારા વિમળ પર વિશ્વાસ હતો."

"અત્યારે?"

"તમને કોણ ઓળખતુ હતું? આવો ક્રૂર પરિહાસ તો કોઈ ન કરે!" મંજરીનાં નયનો હાસ્ય ભરપૂર બન્યાં.

"સારું...તું તો મારી જીતાયેલી વસ્તુ છે. અર્ધ રાજપાટ સાથે તુ પણ મારી બની છે એટલે તારે મારી આજ્ઞા તો માનવી જોઈએને?"

"કઈ આજ્ઞા?...આવા ને આવાં છળકપટ હશે!"

"નહિ. મેં મારા પત્રમા જણાવ્યુ હતુ કે આપણે બને સમાન છીએ અને સમાનભાવે જીવન પર્યંત સાથે રહીશુ."

"એટલે?" મંજરીએ સુરસુંદરી સામે વેધક દૃષ્ટિ કરી.

"તું મારી સાથે લગ્ન કરજે." કહી સુરસુંદરી હસી પડી.

"પરંતુ મારે લગ્ન કરવા જ નથી."

"હું ફરીવાર વિમળયશ બનુ તો?"

"તો પણ નહિ."

"વાહ! તો પછી મારી બહેન તો થઈશ ને?"

"તે ક્યાં મારો વિરોધ હતો!"

"તો પછી તારો ને મારો એક જ પ્રિયતમ. જે અમરનાં ચરણે હું મારુ હૈયું બિછાવુ છુ...તે અમરના ચરણે તુ તારુ હૈયું પણ બીછાવજે..."

રાજકુમારી મૌન રહી

"કેમ ઉત્તર ન આપ્યો? શું મારી સાથે રહેવું નહિ ગમે? મારી સંપત્તિમાથી હું અર્ધભાગ આપું છુ. તો ય તુ પ્રસન્ન નહિ થાય? તારા પિતાશ્રીએ આપેલા અર્ધ રાજ્ય કરતા હું જે આપુ છું તે અલ્પ નથી"

'તમારે જેટલો પરિહાસ કરવો હોય તેટલો કરી લો.."

"મંજરી, તારી સમક્ષ પરિહાસ ન હોય હુ સત્ય કહુ છુ; અમારા પ્રેમ મંદિરમાં તુ પણ તારા હૃદયની પ્રતિષ્ઠા કર"

મંજરીના વદન પર શરમની લાલચોળ રેખાઓ અંકાણી. સુરસુંદરીએ તેના ગાલ પર ટાપલી મારતા કહ્યુ. "વાહ, સંમતિ આપવાની આ ભવ્ય કલા તને કોણે શિખવી?"

"નિષ્ઠુર વિમળયશ...!" કહી મંજરીએ કૃત્રિમ રોષથી નયનો વક્ર કર્યાં.

"તારા જીવનરક્ષકને તારે ભૂલવો ન જોઈએ."

"હા..." કહી મંજરી ઊભી થઈ ગઈ. સુરસુંદરી પણ વિનોદ કરતી ઊભી થઈ.

થોડીવાર પછી સુરસુંદરી પાલખીમાં બેસીને ચંદ્રમહેલમાં આવી. અમરકુમાર અધીર નયને વાટ જોતો બેઠો હતો. સુરસુંદરીએ ખંડમાં પગ મૂક્યો કે તરત અમરકુમાર હસીને બોલ્યો: "પધારો વિમળયશ!"

"યક્ષદ્વીપના પ્રવાસીની શી આજ્ઞા છે?"

બંને હસી પડ્યાં.

એક વિરામાસન પર બેઠક લેતાં સુરસુંદરીએ કહ્યું: "તમે ખૂબ જ ભાગ્યવાન છો."

"કેમ?"

"હું મળી ગઈ અને એક અનુપમ રત્ન પ્રાપ્ત થશે."

"એટલે?" અમર ન સમજ્યો.

"વિમળયશની મંજરી તમારી થશે."

"એટલે?" અમર ન સમજ્યો.

"એકાદ સપ્તાહ પછી ફરીવાર વરરાજા થઈને રાજમહાલયમાં જશો ત્યારે સમજાશે." સુરસુંદરીના વદન પર મીઠું હાસ્ય મરકતું હતુ.

"સુર, વિનોદ પણ મર્યાદા માગે છે."

"વિનોદ પાછળ સત્ય તણાઈ જશે તો પછી સંસારમાં કેવળ મિથ્યા જ રહેવાનું."

"એટલે મારી સંમતિ વગર.."

"મારી તો સંમતિ છે જ ને! મંજરી વિમળયશની ભાવિ વધુ હતી. પરંતુ એ રત્ન વિમળયશ તમારા ચરણોમા અર્પણ કરીને ચાલ્યો ગયો છે"

"દેવી, શું આ યોગ્ય થાય છે?'

"અયોગ્ય શું છે? એ સિવાય બીજો કોઈ માર્ગ નથી. અને આપણું પ્રેમમંદિર કંઈ સંકિર્ણ નથી."

"મારા કલ્યાણખાતર તું આ વાત જતી ન કરે!"

"મારો પણ એવો જ પ્રશ્ન છે. મારા કલ્યાણખાતર શું તમે આટલું ન સ્વીકારી શકો? સ્ત્રી ઉદાર છે તો પુરુષ શા માટે સંકુચિત બને છે? મારી સાથે મારી એક બહેન હોય તો મને કેટલો આનંદ થાય! મારા આનંદ ખાતર પણ તમે આટલુ ન કરી શકો?"

"તારા એક પણ શબ્દનો પ્રતિવાદ કરવાની મારામાં શક્તિ નથી રહી. તું મારા જીવનની ભાગ્ય વિધાતા છે. નારી સ્વભાવની ઉદાર પ્રતિમા છે. તને જે યોગ્ય લાગે તે કર. હું તારો પૂજારી છું. તું મારી પ્રતિમા છે. મારા હૈયામાં તારી પ્રતિષ્ઠા પ્રભુ જેટલી પવિત્ર છે." અમરે કહ્યું.

અને એક સપ્તાહ પછી ભવ્ય સમારોહ સાથે રાજકુમારી ગુણ-મંજરી અને અમરકુમારનાં લગ્ન થઈ ગયાં.

આજ સુરસુંદરી પરમ આનંદ અનુભવવા લાગી.

પરણીને બંને ચંદ્રમહેલમાં આવ્યાં ત્યારે સુરસુંદરીએ મંજરીને મૃદુ સ્વરે કહ્યું "વિજળની પ્રિયતમા! પ્રેમ અને હૈયાની ઉદારતા હંમેશ માટે જાળવી રાખજે."

"કપટી નહિ તો...!" મંજરીએ નયનો રમાડતા કહ્યું.

સુરસુંદરીએ મંજરીના લજ્જારક્ત ગાલ પર હળવી હોંસભરેલી ટાપલી મારી.



પ્રાણી માત્રને પોતાનું વતન પ્રિય છે. પછી તે પશુ હોય, પખી હોય કે મનુષ્ય હોય. વતન પર કોને પ્યાર નથી? હજારો ગાઉ દૂર રહ્યે છતે પણ પ્યારા વતનનાં સંસ્મરણો હૈયામાંથી ખસતાં નથી એ સ્મરણો પાછળ જીવનના કેટલાય મધુરાં ગીત હોય છે.

બેનાપુરમાં છ મહિના થઈ ગયા. અમરકુમાર, સુરસુંદરી અને ગુણમંજરીના સ્નેહમા સઘળુ દુઃખ વિસરી ગયો હતો. માત્ર વહાલું વતન તેનાથી નહોતું વિસરાયું.

એક દિવસ તેણે વતનમાં જવાનો પ્રસ્તાવ રજૂ કર્યો દુઃખભર્યા હૃદયે મહારાજા વિજયસેને સંમતિ આપી. સુરસુંદરી પણ વતનમાં જવા માટે અધીર બની હતી. મુનિમ દેવચંદ્ર અને અન્ય માણસો પણ અધીર થયા હતા.

પંદર વીસ દિવસમા સઘળી તૈયારી કરીને અમરકુમાર પોતાની બન્ને પત્નીઓ સાથે વતન તરફ જવા વિદાય થયો. સમુદ્ર તટે

મહારાજા વોળાવવા આવ્યા હતા સહુએ આંસુભર્યા નયને વિદાય આપી.

મહારાજા તરફથી સુરસુંદરીને ઘણી મુલ્યવાન વસ્તુઓ ભેટ આપવામા આવી હતી સુરસુંદરીને મળેલુ અર્ધ રાજ સુરસુંદરીએ મહારાજાને પરત કર્યું.

અમર અને સુરસુંદરીના જવાથી બેનાપુરના ઘણા માણસોને દુઃખ થયુ.

વહાણો વિચરી રહ્યાં હતા સાગર ઘણો શાંત હતો. પવન અનુકૂળ હતો. લગભગ એક મહિને અમરના બારેય વહાણો વતનની નજીક આવી પહોંચ્યા

સંધ્યાનો સમય હતો. અમરકુમાર, સુરસુંદરી અને મંજરી આથમતા સૂર્યનુ રૂપ જોતાં વહાણના ખુલ્લા ભાગમા ઊભા હતાં, અમરે મંજરી તરફ જોતાં કહ્યું: "મંજરી, આપણે સહુ આવતી કાલે સવારે ચંપાનગરીના કિનારે પહોચી જઈશું"

"ખરેખર આપણે ભાગ્યશાળી છીએ ..માર્ગમાં કોઈ પ્રકારનું સંકટ ન પડ્યુ !" મંજરીએ કહ્યું.

"તારા જેવી ભાગ્યવતી સાથે છે તેથી." સુરસુંદરીએ હસીને કહ્યું

"હું સાથે ન હોત તો?" મંજરીએ સુરસુંદરી સામે જોઈને પ્રશ્ન કર્યો.

"તો અમે જરૂર કોઈ મહાપ્રલયમાં સપડાત. અમે જ્યારે પ્રવાસે નીકળ્યાં હતા ત્યારે એકવાર મહાપ્રલયમાં સપડાયાં હતાં." સુરસુંદરીએ કહ્યુ

"તારી પાસે નવકાર મંત્રની શ્રદ્ધા ન હોત તો આપણે જળ-સમાધિ જ લીધી હોત." અમરકુમારે કહ્યુ.

ત્રણે જણાં વાતો કરતાં હતાં, ત્યા રઘુદત્ત આવ્યા અમરે પૂછ્યું: "તમે શું કર્યું ? સદેશો મોકલાવી દીધો ?"

રઘુવરે કહ્યું : "વહાણો મધરાતે પહોચી જશે એ વખતે સદેશો મોકલી આપીશ."

મંજરીએ કહ્યું. "શેનો સદેશો ?"

"આપણા આગમનનો સવાત્રણ વર્ષે વતન પહોચીએ છીએ. સ્વજનો હર્ષભર્યાં હૈયે સ્વાગત કરવા આવશે"

રાત પડી હતી.

ત્રણેય વહાણની અંદરના ખડમાં ચાલ્યાં ગયાં.

વહેલી સવારે ત્રણે ય જાગૃત થયાં. જોયુ તો વહાણો લગરાઈ ગયાં હતાં. દૂર કિનારા પર લોકમેદની એકઠી થઈ રહી હતી.

ત્રણે જણાએ સ્નાનાદિ કાર્ય કરી લીધું. સુરસુંદરીએ નિત્ય નિયમ પ્રમાણે નવકારમત્રનું આરાધન કરી લીધું.

સૂર્યોદય થઈ ગયો.

ઉલ્લાસ અને આનદ સહિત અમરકુમાર, સુરસુંદરી અને ગુણમંજરી એક હોડીમાં બેસીને કિનારા તરફ ગયાં.

કિનારા પર અમરકુમારનાં અને સુરસુદરીના માતાપિતા આવ્યાં હતાં. હજારો નગરજનો આવી ગયાં હતાં.

°કિનારા પર પગ મેલતાં અમર અને સુરસુંદરીએ સૌથી પ્રથમ પોતાનાં માતાપિતાને નમસ્કાર કર્યાં; જન્મભૂમિને વદન કર્યાં અને સર્વલોક સમુહને નમન કર્યાં. મંજરીએ પણ એ પ્રમાણે કર્યું.

અમરની મા તથા મહારાણી રતિસુદરીએ સર્વને વધાવ્યાં.

મહારાજાએ તથા નગરશેઠે પુષ્પહાર પહેરાવ્યા. ત્યાર પછી વાજતે ગાજતે લોકસમુહના ઉલ્લાસ ધ્વનિ સાથે સર્વ યાત્રીઓ નગર પ્રવેશ કરવા રવાના થયા.

પ્રાચીનકાળમા સાગરયાત્રા ઘણી વિકટ ગણાતી હતી; જે માણસો આવી યાત્રા કરીને પાછા ફરતા તે ખૂબ સન્માન જ પામતા.

સુરસુંદરી અને ગુણમંજરી સ્વામીના ઘેર થોડી વાર વિશ્રામ લઈને રાજમહેલમા ગયાં. અમરકુમાર પોતાના પિતાને સઘળી વાત કરવા બેઠો. તેણે પોતે કરેલા ગુનાનો પણ એકરાર કર્યો અને સુરસુંદરીની સઘળી હકિકત જણાવી. આ સાંભળીને માતાપિતાને ઘણો હર્ષ થયો.

પિતાએ કહ્યું : "ભાઈ, જીવન એ સાહસનુ સંગ્રામક્ષેત્ર છે. પરંતુ એ ક્ષેત્રમા જ્યારે દુર્વિચાર પ્રવેશ કરે છે, ત્યારે એ ક્ષેત્ર સાહસનું મટી કીડાઓનું કલહસ્થાન બને છે. પુત્ર, તારો ગુનો અક્ષમ્ય હોવા છતા તુ જ્યારે નિર્દોષ હૈયે તેનો પશ્ચાતાપ કરે છે પછી એ સંબંધી કશુ કહેવાપણુ રહેતુ નથી. જીવનના માર્ગમા ડગલે–પગલે પત્થર પડયા છે...વિચારીને પગ મૂકવો અને આગળ વધવુ એ જ સાચી શક્તિ છે."

અમરે માતાપિતાના ચરણુમા માથું નમાવ્યું.



## પ્રકરણ ૫૭ મું............................રૂપાળું ફૂલ

પ્રેમ એ તો પ્રાણનો પ્રકાશ છે, વિશ્વની સૌરભ છે. પથ્થરમાંથી પણ અમીઝરણું પ્રગટાવવાની જે પ્રેમમા શક્તિ છે, તે પ્રેમ શા માટે વિશ્વનુ શ્રેષ્ઠ તત્ત્વ ન ગણાય? જે પ્રેમ સ્મશાન ભૂમિમાં નંદનવન સરજી શકે છે, તે પ્રેમ શા માટે સંસારમાં સુવાસ ન પાથરી શકે? પ્રેમ તો હૈયાનું અમૃત છે. જેના હૈયામાં પ્રેમનું અમૃત ઝરણ પ્રગટયું નથી, તેના હૈયાને હૈયું કહી શકાય જ નહિ, એને તો હાડકાંનું માળખું કહેવાય. જે આંખ પ્રેમનાં રસપાન કરી–કરાવી ન શકે તે આંખ નહિ પણ અંધકારને ઓળખનારા ખાડા છે!

પ્રેમ એ આત્માની પ્રતિભા છે. પ્રેમ એ ત્યાગનુ પૂર્ણ સ્વરૂપ છે. પ્રેમ એ પ્રકૃતિનું ચિરજીવ ગીત છે

આવા દિવ્ય પ્રેમનો શું કશો યે પ્રભાવ ન હોય? જરૂર હોય. અમર, સુર, અને મંજરીનો સંસાર નિહાળો. કેવા સુખી છે? અંતરના પડ ઉખેડીને સુખની છોળ વરસી રહી છે!

જ્યાં સદાયે હાસ્ય છે, આનંદ છે, ઉરનાં અજવાળા છે, ધર્મનાં

બળ છે, ત્યાગ અને તપનાં તેજ છે, સંસારની સૌરભ છે અને સરકારભરી એકતા છે...ત્યાં શુ નથી?

સાત્વિક પ્રેમની જયાં પ્રતિષ્ઠા થઈ હોય, ત્યાં ન હોય કલહ કે કલ્પાંત! ન હોય વાસના કે વિકાર! ન હોય ઈર્ષા કે સ્વાર્થ! ત્ય તો પ્રકૃતિના ખોળે ખેલતો નિર્દોષ આનંદ જ હોય.

અમરનું જીવન ખરેખર સુભાગી બન્યું છે.

સુરસુંદરીના ત્યાગ અને પ્રેમના બળે પ્રતિભા વેરી હતી.

મંજરીના સ્નેહમય અને નિર્દોષ હૃદયે શીતળતા પ્રગટાવી હતી

સારા યે ગૃહમા આનદ હતો ..જીવનની સુલલિત કવિતા હતી

આ ત્રિપુટીના સ્નેહ જીવન પર બે વર્ષની ઉષા પ્રગટી. ઉષાન પ્રકાશ જેવુ એક પુત્ર રત્ન મંજરીના ખોળે ખેલવા માંડ્યું.

પ્રભુના પ્યારા કોને પ્રિય ન લાગે? બાળકોની માયા કેટલ મધુર છે? સુરસુંદરીને તો એમ જ થયુ, આ પુત્ર મારો છે સંસારવાડીનું આ રૂપાળુ ફૂલ મારૂં છે.



## પ્રકરણ ૫૮ મું............................... ......................મૂક્તિ મંત્ર

કેટલાંક વર્ષો પછી......

એક દિવસે ચંપાનગરીના આંગણે એક સમર્થ પ્રભાવશાલી જૈનમુનિ વિહાર કરતા કરતા આવ્યા. નગરીના લોકો ઉલટ ભેર ત્યાગીના દર્શને જવા લાગ્યા. એ જૈનમુનિ મહા તપસ્વી અને પરમ-જ્ઞાની હતા. તેમના નયનમાં ત્યાગની પ્રતિભા સૂર્ય માફક પ્રકાશી રહી હતી. તેમની વાણીમાં વિશ્વ સમભાવની સુવાસ મહેકતી હતી. કોઈ પણ આત્માની લાગણી ન દુખાય એ શૈલિથી તેઓ પ્રવચન કરતા હતા. કોઈ પણ ધર્મસંસ્થાની નિંદા તેઓ કરતા નહિ. તેમનું હૃદય સદાયે આત્મ કલ્યાણમાં મસ્ત રહેતું હતું.

ત્યાગીના જીવનમા ન હોય ઈર્ષા કે ન હોય દ્વેષ. ત્યાગીની વાણીમાં ન હોય ક્રોધ કે ન હોય અવિવેક. જગતમા જૈનમુનિનું સ્થાન સર્વોપરિ છે તેનુ કારણુ એ જ છે કે, તેઓ રાગદ્વેષની ધૂણી ધખાવીને પરમ ત્યાગના આસન પર બેઠા છે. વિશ્વના પ્રત્યેક જીવોની કલ્યાણ કામના એ તેમનું ધ્યેય હોય છે. પંથમોહ કે જ્ઞાનગર્વની લાકાક્ષા તેઓ સ્વપ્ને પણ સેવતા નથી. આત્મ કલ્યાણની અખંડ

જ્યોત ચેતાવીને એ ત્યાગમાર્ગના પથિકો નિરંતર આત્મદર્શનમાં જ મસ્ત રહે છે એથી જ જૈનમુનિવરોનુ સ્થાન વિશ્વમાં સર્વોચ્ચ છે.

મોક્ષની વિકટ વાટના એ અજોડ યાત્રીને અમારા હાર્દિક પ્રણિપાત હો !

યુગ યુગ સુધી જૈનમુનિવરોનો એ પવિત્ર ત્યાગ માર્ગ અમર રહો...ત્યાગનો સંદેશ ગૂંજતો રહો અને ત્યાગનો ઝંડો ફરકતો રહો !

વિશ્વરૂપી ભાભરા સમુદ્રમા 'મીઠા જળની વીરડી' જેવો જૈન ધર્મ આજ પણ પોતાનુ ગૌરવ સાચવી રહ્યો હોય, તો તે પ્રતાપ પૂર્વકાળના મહાન ત્યાગી મુનિવરોનો જ છે.

એક દિવસ અમરકુમાર પોતાની બને પત્નીઓ તથા કિશોર બાળક સાથે મુનિરાજના દર્શને ગયો.

વંદનાદિ કર્યો પછી મુનિશ્રીએ કર્મના પ્રભાવ સંબધી થોડું વિવેચન કર્યું.

સુરસુંદરીએ મુનિરાજને પ્રશ્ન કર્યો : "કૃપાળુ, અમારા જીવન પર ઘણી આફતો વરસી ગઈ તેનું શું કારણ હશે ?"

મુનિશ્રીએ મધુર સ્વરે કહ્યુ : "દેવી, એ તો કર્મનો પ્રભાવ છે. તમે તમારા પૂર્વભવથી અજ્ઞાત છો. સાભળો તમને કહું છુ..."

સહુ શાંત થયા. જ્ઞાનનો ઉપયોગ કરી મુનિરાજે કહ્યું : "સુદર્શન-પુર નામનુ એક નગર હતુ. એ નગરના નૃપતિનું નામ શૂરસેન અને તેની પત્નીનું નામ મહારાણી રેવતી હતુ. બને અતિ પ્રેમાળ હતાં. બનેના જીવન સુખી હતા. એક દિવસ તેઓ વનવિહાર કરતા કરતાં એક નિર્જન છતાં શાંત અરણ્યમા આવી પહોચ્યા ત્યા એક એકાંત સ્થળે કોઈ ધ્યાનસ્થ અણગાર બિરાજ્યા હતા. તે અણગારની સર્વ શક્તિઓ કાઉસગ્ગ ધ્યાનમા એકત્ર થઈ હતી. તે અણગાર પર દૃષ્ટિ પડતાં મહારાણી રેવતીએ કહ્યુ : "પ્રિય, આ કોઈ ધ્યાનસ્થ મુનિ

લાગે છે. પરંતુ તેમનું ધ્યાન સાચુ હશે તેની શી ખાત્રી? આપણે પરીક્ષા કરીએ." આ સાંભળી તેના સ્વામિએ કહ્યું: "દેવી, એ કર્તવ્ય આપણું નથી" કહી મહારાજા શૂરસેને રાણીને રોકવાનો પ્રયત્ન કર્યો. પરંતુ કંઈક કુતૂહલ અને કંઈક વિનોદને વશ થઈ મહારાણી રેવતીએ પોતાના પ્રિયતમની વાત પર ધ્યાન ન આપ્યું. તેણે ધ્યાનમગ્ન મુનિનો ઓઘો અને મુહપત્તિ ખેંચી લીધા. તે સિવાય બીજી પણ કેટલીક ચેષ્ટાઓ કરી. મહારાજાએ કહ્યું: "રેવતી, આ પવિત્ર અણગાર છે, એમની છેડતી કરવી ઉચિત નથી" છતાં ય આનંદમા વિભોર બનેલી રાણીને વિનય વિવેક અને મર્યાદાનું ભાન ન રહ્યું. ત્યાગીનો પરિહાસ કરવાથી સાચો ત્યાગી કદી પણ કોપાયમાન થતો નથી. કારણ કે ત્યાગીને કોઈના પરિહાસનુ દુઃખ નથી. પરંતુ એ રીતે પરિહાસ કરનાર તો જરૂર કર્મબંધન બાંધે છે. થોડીવાર પછી મુનિરાજ ધ્યાનમૂક્ત થયા. રાજારાણી મુનિવરને આહાર વગેરે આપી વિદાય થયાં.

"એ શૂરસેન નૃપતિનો જીવ તે તમે પોતે અમરકુમાર છો અને મહારાણી રેવતીનો જીવ તે દેવી સુરસુંદરી છે ત્યાગીને છેડવાના મહાદોષના કારણે આ જન્મમાં તમારે આટલુ સંકટ વેઠવુ પડયુ છે... પરંતુ દેવી, તમારું મન નિર્મળ હતુ, તમારા હૃદયમા ધર્મ પ્રત્યે શ્રદ્ધા હતી તેથી તમને આ જન્મમા આફતો વચ્ચે પણ પવિત્ર યાત્રાનો લાભ મળ્યો છે, અને છેવટે સુખ પામી શક્યાં છો"

મુનિરાજના મોઢેથી પોતાનો પૂર્વભવ સાંભળીને અમરકુમાર અને સુરસુંદરીનો હૃદય ભંડાર મૂક્ત થયો. પ્રેમમંદિરનુ અંતિમ દ્વાર ખૂલી ગયું. તેઓના પ્રકાશ ભર્યા હૈયામાં જાતિસ્મરણ જ્ઞાન પ્રગટયું.

સુરસુંદરીએ સ્વામિ સામે દૃષ્ટિ કરતા પ્રશ્ન કર્યો: "શુ વિચારી રહ્યા છો?"

"જે તું વિચારી રહી છે, તે હુ વિચારી રહ્યો છું." અમર-

કુમારની આખમાં કંઈક જુદો જ પ્રકાશ વંચાતો હતો.

"તો પછી ચાલો માતાપિતાની આજ્ઞા મેળવી લઈએ" સુરસુંદરીનાં નયનમાં પણ એવી જ્યોત હતી.

"હા ચાલો...મિથ્યાનો ત્યાગ કરી સત્યને વળગ્યા સિવાય સુખ મળશે નહિ" કહી અમરકુમાર ઊભો થયો

જીવન પલટા માટે એક જ પળ સાપડે તો ઘણી છે. જે ભાગ્યવાનને આવી પળ પ્રાપ્ત થાય, તે ભાગ્યવાનને સસારની કોઈ લાલસા ..કોઈ આકાંક્ષા લલચાવી શકતી નથી.

ઘેર આવી બનેએ માતાપિતાને પ્રણામ કરી કહ્યું: "ત્રણ મથન પછી અમને સમજાયું છે કે સસારનાં પ્રત્યેક સુખ દુ:ખનુ જ કારણ છે સસારના સુખ પ્રત્યે પ્રાણમા જ્યા સુધી મોહ વસ્યો હોય છે, ત્યા સુધી શાશ્વત સુખ અતિ દૂર રહે છે. અમે સસારનાં સુખોનો ત્યાગ કરી શાશ્વત સુખના પથે જવા ઈચ્છીએ છીએ આપ અમને આજ્ઞા આપો. અમે સસારના સુખોનો ત્યાગ કરી શાશ્વત સુખના પથે હસતા હસતાં જઈ શકીએ એવા અમને આશિર્વાદ આપો"

મહારાજાએ બનેને કહ્યુ: "તમે જે વિચાર કર્યો છે, તે અતિ ઉત્તમ છે, પરતુ ત્યાગનો માર્ગ અતિ વિકટ છે. ડગલે અને પગલે લથડવાનો ભય છે ,સંસારમા રહીને ધ્યેય સાધી શકાતુ હોય તો ઉતાવળ ન કરવી એવી મારી સલાહ છે"

સુરસુંદરીએ વિનયભર્યા સ્વરે કહ્યુ: "પિતાજી, પડવાનો ભય સસારમા છે, સસાર ત્યાગમા નથી મારો દૃઢ વિશ્વાસ છે કે ભગવાન શ્રી જિનેશ્વર દેવનો ત્યાગ માર્ગ પડતાને બચાવે છે, આપ અનુમતિ આપો."

અમરકુમારના પિતાશ્રીએ પણ અમરકુમારને ખૂબ ચકાસી જોયો. અમરકુમારે પોતાના પ્રાણનો વિશ્વાસ વ્યક્ત કર્યો.

બંનેના માતાપિતાએ હર્ષભર્યા હૈયે અનુમતિ આપી.

ત્યાર પછી અમરકુમારે અને સુરસુંદરીએ સસારના સુખનો સર્વથા ત્યાગ કરી, પચમુષ્ટિ લોચ સાથે ભગવતિ દીક્ષાનો અંગીકાર કર્યો

ભગવાનશ્રી જિનેશ્વર દેવે પ્રકાશિત કરેલા ત્યાગ પથે બન્ને સુભાગી આત્માઓએ વિશ્વાસ પૂર્વક પ્રયાણ શરૂ કર્યું.

માનવ જીવનનો સાચો માર્ગ ત્યાગ છે, પ્રેમનું અંતિમ અને ઉજ્વળ સ્વરૂપ ત્યાગ છે. ત્યાગ વગર મૂક્તિ નથી, મૂક્તિ વગર શાશ્વત સુખની પ્રાપ્તિ નથી.

ત્યાગની ચળોના વિશ્વના સનાગ્ર સંપત્તિ માટી-બરાબ છે ત્યાગ હૈયાનો હોવો જોઇએ ..ત્યાગ પાછળ જ્ઞાન અને વિશ્વાસનો પ્રદીપ પ્રગટવો જોઇએ એ વગરનો ત્યાગ માત્ર નામનો જ ત્યાગ છે !

ગુણમંજરી પોતાના પુત્રનુ પાલન કરવા લાગી; અને ધર્મારાધનમા પ્રવૃત્ત બની

વિશ્વાસ પૂર્વક ત્યાગ પથે વિચારતા બન્ને યાત્રાઓએ અનંત કષ્ટો સહીને કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. ક્રમનઃ બન્ને આત્માઓ જન્મ-મૃત્યુ પર વિજય મેળવી મોક્ષ પામ્યા

ત્યાગ એ જીવનનો પરમ મંત્ર છે ત્યાગ એ જીવનનુ સાચું તત્ત્વ છે ત્યાગ એ આત્મદર્શનનો અરીસો છે.

ત્યાગ વગર મુક્તિ નથી ..

સંસારનાં સોહામણા અને સુંવાળા સુખો એ સુખ નથી પણ દુઃખનું રેશમી સ્વરૂપ છે એવા તેથી સુખમા કોઇ પ્રકારની શાંતિ નથી પરમ શાન્તિ પ્રાપ્ત કરવા માટે ત્યાગ સિવાય કોઈ માર્ગ નથી.

સુખનું સાચુ દર્શન ત્યાગ છે.

મૂક્તિની ઝાંખા અને પ્રાપ્તિ ત્યાગ સિવાય બીજે અસંભવિત છે. આત્માની સમગ્ર શક્તિઓને વિકસાવનારૂ કોઇપણ ચિરંજીવ ઔષધ હોય તો તે કેવળ ત્યાગ છે.

ત્યાગ એ જ માનવજીવનનો મૂક્તિ મંત્ર છે.........

વિશ્વાસ અને જ્ઞાન વગર આ મંત્રની સિદ્ધિ અશક્ય છે.

સમાપ્ત